ઇલાકા કેળવણી ખાતામાં મંજુર થયેલી સુધારેલી નવીન આવૃત્તિ.

દેલવાડાકર' ગ્રંથમાળા.

# મહિલા-સમાજ

અથવા

# સ્ત્રીઓની મહત્તા.

## "Wooman Her Charm and Power"

નામના ગ્રંથનો અનુવાદ.

You bring up yours Girls as if they were meant for Side-board ornament and then Complain of their frivolity. Give them the same advantages that you give their brothers; appeal to the same grand instincts of vertue in them; teach them also that Courage and truth are the pillers of their being" "Jhon Ruskin."

સુધારેલી આવૃત્તિ બીજી—મુંબઇ.

ઈ. સ. ૧૯૧૯ વિ. સં. ૧૯૭૫

પ્રકાશક—ગો૦ ક૦ દેલવાડાકર.
મુંબઈ.

કિં. રૂ. ૧-૪-૦.

જીવરાજ ગોકળદાસ નેગુસીએ ઇન્ડીયન નેશનલ પ્રીન્ટીંગ વર્કસ, ૩૦૬ બોરા બજાર સ્ટ્રીટ, ફોર્ટ. મુંબઇમાં છાપ્યું અને ગો. ક. દેલવાડાકરે કિન્ડરગાર્ટન સ્કુલ, ગિરગામ બેક રોડ, મુંબઈમાં પ્રસિદ્ધ કર્યું છે.

# દેલવાડાકર ( સચિત્ર ) વાર્ત્તામાળા.

(તા૦ ત્રીજી જુન ૧૯૧૮ થી કિમ્મત વધેલી છે.)



| | | રૂ. આ. |
|---|---|---|
| ૧ | નીલમ અને માણેક ( સચિત્ર ) ભાગ ૧ થી ૮ (આખો સેટ) રૂ. ૧૦, છુટક બે ભાગ | ૨-૪ |
| ૨ | ચન્દ્રકળા અથવા ચડતી-પડતીનો ચમકારો | ૨-૪ |
| ૩ | નિરંજની અથવા વરથેલી વનિતા ,, | ૨-૬ |
| ૪ | મધુરી અથવા પ્રેમ-ઘેલી પ્રેમદા ,, | ૩-૬ |
| ૫ | મદારિકા અથવા મદ-ઘેલી મનોરમા | ૩-૮ |
| ૬ | બેરીસ્ટરની બૈરી (B-A) (સચિત્ર) | ૨-૦ |
| ૭ | બ્રીફલેસ બેરીસ્ટર ,, | ૧- |
| ૮ | શાન્તિ પ્રિયા-અથવા સુખ-દુખનાં સાથી | ૨- |
| ૯ | લાલન-વણજારી | ૧- |
| ૧૦ | બ્હાદૂર કલો-અથવા તારા ( સચિત્ર ) | ૧-૪ |
| ૧૧ | બ્હાદૂર કલો-પ્રમાદસુંદરી ,, | ૧-૪ |
| ૧૨ | નંદકિશોરી-( પૂર્વાશ્રમની કુસુમાવતી ) | ૨-૦ |
| ૧૩ | નવલ ગંગા ભાગ-૧-૨ ( સાથે સચિત્ર ) | ૩-૦ |
| ૧૪ | વિક્રમ રાજાનો સંભવ | ૧-૮ |
| ૧૫ | મહિલા-સમાજ ( નવી આવૃત્તિ ) | ૧-૮ |

ઠે. કિન્ડરગાર્ટન સ્ટોર્સ.
ગિરગામ બેક રોડ, મુંબઈ. } ગો. ક. દેલવાડાકર.

# સમર્પણ.



સ્વર્ગસ્થ શ્રીમતી—

## સૌભાગ્યવતી શૃંગારબાઇ,

### શેઠ દલસુખભાઈ વાડીલાલના ધર્મપત્નિ—

પૂર્વકર્માનુસાર સુજ્ઞ માતપીતાને ત્યાં જન્મ લઇ, કુળવાન સાસરવાસમાં સદ્ગુણ-સુગંધી પ્રસરાવી, સ્વામીને સ્વકુળભૂષણ વંશજો પ્રાપ્ત કરી, ૠણાનુબંધ ભાવે દેવલોક પામ્યાં, તેના સ્મરણાર્થે આ “ **મહિલા-સમાજ** ” નામનું પ્રમદા પ્રબોધક પુસ્તક અર્પણ કરવામાં આવ્યું છે.

**પ્રકાશક.**

# પૂર્વક્રમ.



"**સ્ત્રીઓની મહત્તા**" એ નામે વિ. સ. ૧૯૬૬ ની સાલમાં, ઇન્ડીયા પબ્લીસીંગ કું. ની દ્વારા પ્રકટ કરવામાં આ પુસ્તકે મહત્તા મેળવી લીધી છે; અને વડોદરા સ્ટેટના કેળવણી ખાતામાં "**ઈનામ-લાયબ્રેરી**" માટે મંજુર થયલું છે. હાલમાં તેની બીજી આવૃત્તિ પ્રકટ કરવામાં આવે છે, ને તેમાં યથા ઘટીત સુધારો કરવામ! આવ્યો છે.

આ પુસ્તકની નવીન આવૃત્તિ, મ્હારા શુભેચ્છક સ્નેહીની ઇચ્છાનું આભારી છે.

કિન્ડરગાર્ટન સ્ટોલ.
ગિરગામ બેક રોડ.
નવેમ્બર ૧૯૧૯.



પ્રકાશક.

# મહિલા-સમાજ



## અથવા



# સ્ત્રીઓની મહત્તા.



## પ્રકરણ ૧ લું.

### ગૃહિણી.

नगृहं गृहमित्याहुः गृहिणी गृह मुच्यते

"સ્ત્રી વિનાનું ઘર નથી; સ્ત્રી એજ ઘર છે!"

અરે! ચાલો આપણે જગતમાં વીચરીએ, કે જેથી કરીને આપણો પ્યાર, જીંદગીની આસપાસના અંધારામાં એક પ્રવેશમય વસ્તુની માફક પ્રજ્વલીત રહે. Gerald Massey.

એ આત્માઓ એમ સમજે, કે તેઓ જીંદગાની પર્યંત સર્વાશ્રમમાં એક બીજાને મજબુતી આપવાને, સઘળી ગમગીનીમાં એક બીજા ઉપર આશ્રય લેવાને, સઘળી વ્યાધીઓમાં એક બીજાની સંભાળ લેવાને અને છેવટને માટે જુદા પડતી વખતે નીર્વાચ્ય, મુંગી યાદદાસ્તમાં એકત્ર રહેવાને પરસ્પર જોડાયલા છે; એવી ભાવના ઉત્પન્ન થાય, તેના કરતાં વધારે મહાત્મતાવાળી બીજી શું વસ્તુ હોય શકે? George Eliot.

प्रजनार्थं महाभागाः पूजार्हा गृहदीप्तयः।
स्त्रियः श्रियश्च गेहेषु न विशेषोऽस्ति कश्चन॥

मनु. अ. ९. २६

"પુરૂષને પ્રજા ઉત્પન્ન કરી આપવામાં મહા ભાગ્યવતી, વસ્ત્રોથી તથા આભુષણોથી સત્કાર કરવા યોગ્ય, અને ઘરશોભિત લક્ષ્મીરૂપ ગૃહિણીને દેવી ગણવી જોઇએ."

આર્યધર્મ શાસ્ત્રમાં સ્ત્રીને ક્ષેત્રરૂપ ને પુરૂષને બીજરૂપ ગણવામાં આવ્યું છે. દમ્પતી વડેજ ધર્મકાર્યો સફલ થઇ શકે છે.

આપણે અત્યાર પહેલાંજ બતાવી ચુકયા છીએ, કે સ્ત્રીજાતીનું સ્વાભાવિક પ્રારબ્ધ લગ્ન છે. એક સ્ત્રી-લેખકજ લખે છે કે "એક સ્ત્રીની પહેલી આકાંક્ષા યોગ્ય રીતે અથવા સ્પષ્ટ રીતે પ્યાર બતાવવાની અને પરણવાની હોય છે; ત્યાર પછીથી સ્ત્રીના જીવનનું પ્રત્યેક કાર્ય વધતું ઓછું તે આશયનેજ અવલંબીત રહેલું હોય છે; તે અન્ય માર્ગોમાં પ્રવેશ કરતી દેખાય, તે બીજા વિષયોમાં લક્ષ રાખતી હોય, તોપણ તેનું મન અને હૃદય એકજ ઉપદેશ ઉપર, એકજ રસ્તા ઉપર લાગેલું હોય છે. તે તેનો સ્વભાવજ છે; એક પુરૂષનો સંપૂર્ણ પ્યાર, એક પુરૂષનું આશ્રય દેનારૂં ઘર પોતાનું થાય, તે પોતાનો હક સમજે છે. એ ઉમેદ અને ઉદ્દેશને તે ચીર:કાલ ચીવટપણે વલગી રહે છે. એટલા બધા સમય સુધી કે તેણીની આસ્થા, કલ્પના અને કોશિષને માટે અવિચારી અને દ્વેષ કરનારાઓ તેને તાણો પણ મારે છે. ઉપર કહેલી આસ્તા, કલ્પના અને કોશિષ વીગેરે ગુણો, તેણીને ટેકો આપનાર સાધુતારૂપ થાય છે. અને તેણી ઉપરથી અથવા અંદરખાનેથી તેની ભૂલ બતાવવામાં આવે, અથવા તેનું ઉપહાસ્ય કરવામાં આવે, તેથી તે ડરી જતી નથી. તમે કદી તેને એમ સમજાવો, કે "તે હવે અવસ્થામાં વૃદ્ધ થતી જાય છે, તથા તેણીને કરચલી પડતી

જાય છે. અને તેણીએ પોતાનો હક લગ્નને બદલે પ્રકાશ અને તડકા તરફ રાખવો જોઇએ, વીગેરે," તોપણ તેમાં તમે ફતેહ થઈ શકશો નહિ. જીંદગાનીની સોરતીમાં એક સારા ધણીરૂપી મ્હોટામાં મ્હોટું ઇનામ સંપાદન કરવાની પ્રત્યેક સ્ત્રી ઉમેદ રાખે છે; જો તે ઇનામ તે જીતે છે, તો તેણે સર્વ કંઇ જીત્યું લેખાય છે. જો તેમાં તે નિષ્ફલ થાય છે, તો તેની પાસે બીજું ગમે તે હોય તોપણ જીંદગીમાંની મુખ્ય મેહક વસ્તુ તેના હાથમાંથી ગઇજ છે, એમ તે સમજે છે. અને એ પ્રમાણે છે, તે વાત પુરૂષોના હકમાં પણ સારી છે. કેમકે જો તેમ નહિ હોય, તો પુરૂષને પણ એક સહુથી ગાઢ તથા સહુથી માયાળુ સંબંધની ખામી જણાયા વગર રહે નહિ.

લગ્ન જેવા આવા અગત્યના સવાલ ઉપર ટીકા કરનારાઓ પોતા તરફની ટીકા લખે એ સ્વાભાવિકજ છે. સોળમાં સૈકામાં સર ઝોન ડેવીએ લગ્ન સંબંધે આ પ્રમાણે લખ્યું છે.

"ખરેખર લગ્નને એક જાહેર રમતગમતની જગ્યાની સાથે સરખાવવામાં આવ્યાં છે. જ્યાં જાહેર રસ્તો એકઠો થાય છે, જે સ્થળે જગતની બહારનાં માણસો, અંદર પ્રવેશ કરવાને અને અંદરના માણસો બહાર ત્યાં નીકળવાને ઉત્સુક હોય છે.

એવું કહેવાય છે કે જ્યારે પોપે ફાધર હયાસીથનાં લગ્ન વિષે સાંભળ્યું, ત્યારે તે બોલી ઉઠ્યા કે "સાધુઓની પ્રશંસા કરવી જોઇએ. તે માણસે પોતાની શિક્ષા પોતાનાજ હાથમાં લીધી છે. ખરેખર ઈશ્વરના માર્ગ અકળ છે." શીસરો તેના એક પુસ્તકમાં લખે છે, કે "એક દીવસ પેસેન્ટીનએ પોતાના પાડોસીઓને પોતાની નજદીક બોલાવીને તે રડી પડયો; અને પોકારી ઉઠયો, કે મ્હારા બગીચામાં એક ઝાડ ઉગ્યું છે, જેની ઉપર ઉત્તરોત્તર તેની ત્રણ સ્ત્રીઓ ફાંસો ખાઇ મૃત્યુ પામી છે. અને તેથી મ્હારે રોવાનું કારણ નથી!" તે ઉપરથી તેના સઘળા પાડોશીઓએ તે ઝાડમાંની એકેકી કલમ મળવાની માગણી કરી. અને

પાછીથી તે ઝાડની કલમો માટે ઘણી માગણીઓ થયા કરી. મુર નામના પ્રખ્યાત પ્રધાનનો પીતા સર જોન મુર, લગ્નને સર્પોની એક કોથલી સાથે સરખાવતો હતો, કે જે કોથલીની અંદર માત્ર ઇલ જાતની એકજ માછલી હતી. જો કોઇ માણસ તે કોથલીમાં પોતાનો હાથ નાંખે, તો તેમાંથી વખતે "ઇલ" મલી આવવાનો સંભવ હતો; પરંતુ નવ્વાણું ટકા કોઇપણ સર્પનો ડંખ લાગવાપણું રહેતું હતું. લોર્ડ ગ્રીનવીલે નામનો એક અમુક ગ્રહસ્થ જેઓ કે ઘણીજ પ્રીય સ્ત્રીને પરણ્યા હતા. તેઓ લગ્નની સામે હમેશાં બખાળા કાઢતો હતો. તેનો પ્રીય અલંકાર એ હતો, કે તે એક કુતરાની પુંછડીને છેડે બાંધેલા ટીનના ડબા સાથે સરખાવતો હતો. એક વખતે કાઉન્ટેસીની હાજરીમાં શેરીડનની સમક્ષ તે અલંકાર કહી સંભલાવ્યો. જેથી કાઉન્ટેસીને ચીડ ચડી, એ વાત શેરીડનના જોવામાં આવતાં તેણે પેન્શીલ વતી નીચેની કવીતા લખી કાઢી, અને તે કવિતા પોતાના યજમાનનાં બાનુને આપી, જે તેણીએ એક કીમતી વસ્તુ તરીકે જાલવી રાખી હતી; અને પોતાના ખાવીંદની સાથે મજબુત દલીલ તરીકે તે વાપરી હતી.

"લોર્ડ ગ્રેનવીલ સ્ત્રીજાતીની નીંદા કરતાં એમ કહેતો કે એક સ્ત્રી એક પુરૂષના પુંછડાને બાંધેલા ટીનના ડબા જેવી છે. અને સુંદર લેડીઓને આ સાંભલીને માઠું લાગે છે. પરંતુ જે ટીનના ડબાને ઉતરતો શા માટે ગણુવો જોઇએ! જો સાચી રીતે વીચાર કરવામાં આવે, તો એક ટીનનો ડબો, ઉપયોગી, ચલકતો અને સાફ છે. અને જો તેની મુલ સફાઇ ઉપર ધુળ ઢંકાઇ ગઇ હોય, તો તે દોષ, જે કુતરાની પુંછડીએ તે ડબો બાંધેલો હોય તે કુતરાનોજ છે.

ધણી ધણીયાણીનાં એક જોડાં વચ્ચે હમેશ તકરાર થયા કરતી હતી. તે પ્રમાણે એક દીવસ તકરાર થતાં સ્ત્રીએ એક બિલાડી તથા એક કુતરૂં જે ચુલા પાસે એકજ ગોદડ ઉપર પડયાં હતાં, તેને બતાવ્યાં અને

કહ્યું કે "જેકબ ? તું જોઈ શકે છે, કે એક બિલાડી અને કુતરું પણ એક બીજાની સાથે આનંદથી રહી શકે છે. તેનો ધણી પોકારી ઉઠયો "હા, પરંતુ તે બન્નેને સાથે બાંધો, અને પછી જુઓ કે શું થાય છે ?"

લગ્નની બાબતમાં આવા પ્રકારની મશ્કરીઓ થયા કરે છે, અને તેવા મશ્કરી કરનાર હોવા છતાં આ વાત તો સાચીજ છે, કે પરણેલી સ્થીતી ઘણીજ સ્વાભાવિક, ઘણીજ સુખદાયક, અને ઘણીજ સલામતીવાળી છે. આ વાત કુંવારાઓમાંના ઘણાઓની જે લાચારીવાલી અને સુખ રહીત સ્થિતી છે, તે ઉપરથી સંપૂર્ણ રીતે સાબીત થાય છે.

એક અમેરીકન કવી કહે છે કે "એક વગર પરણેલો પુરૂષ ખરે નજીવા સરખા દુઃખના ડરને લીધે, એક મહાન સુખથી બેનશીબ રહે છે. જે મૂર્ખ માણસે પોતાના પગની આંગળી ઉપર થતા વેદાના ભયથી પોતાનો પગ કપાવી નાંખ્યો હતો, તે મુર્ખ માણસના જેવો આ માણસ છે. વલી ફ્રેંકલીન કહે છે, કે "એક વગર પરણેલો પુરૂષ જનસમૂહાયમાં અપૂર્ણતાવાલો છે. તે, એક કાતરના પાંખીયાના જેવો છે. જે પાંખીયા સાથે જ્યાં સુધી બીજું પાંખીઉં જોડાતું નથી, ત્યાં સુધી એક પાંખીયું કાંઈ કામ આવી શકતું નથી."

જીંદગાનીનો દરેક વીચારશીલ અભ્યાસી આ વાત કબુલ કરશે કે, એક વગર પરણેલા પુરૂષની સ્થીતી ઘણી ભયયુક્ત છે. અને વળી ચોકસ છે, કે-આપણા સ્વભાવમાંના ઘણા સુંદર ગુણો, એક પવિત્ર મધુર સ્ત્રીની માયાળુ અને શ્રેયસ્કર અસરથી દૂર રહેવાને લીધે ખામી અને ખોડવાલા રહે છે. આ ધાટા અને માયાળુ જોડાણની ખામીને લીધે તેનું સમગ્ર અસ્તીત્વ નીર્બળ પડી જાય છે. ખરેખર, ઘણાખરા વગર પરણેલાઓની, નીતિ સંબંધી અને સામાજીક સ્થીતી પુષ્કળ રીતે બતાવી આપે છે, કે પુરૂષ પોતાના ઉચ્ચતર સ્વભાવની ખીલવણી અને વૃદ્ધીને માટે સ્ત્રીના ઉપર કેટલો બધો આધાર રાખનારો છે.

તેટલા દરમીયાનમાં વેર લેનારી દેવી ઉંઘતી નથી. આ વાત ટેનીસને "ધી પેલેસ ઓફ આર્ટ" નામના તેના નીબંધમાં સારી રીતે બતાવી છે. એ કવીતામાં આપણી સમક્ષ એક બુદ્ધિશાળી અને સુંદર માણસનું નીરૂપણ કરવામાં આવ્યું છે. જેની પાસે મોજશોખના સર્વ પદાર્થો પ્રાપ્ય હતા. પરન્તુ ઉદ્દેશ એવો હતો, કે પોતે એકલા રહેવું. અને જાતે સુખી થવું. તાત્પર્ય કે સ્વાર્થ રીતે સુખી થવું. પોતાનીજ યોજના મુજબ બંધાવેલા એક ઘણાજ સુંદર મેહેલમાં તે રહે છે. તે મેહેલનું શીખર સુવર્ણથી ઝગઝગી રહે છે. તેના આંગણામાં ફુવારાનો શાંત ધ્વની વ્યાપી રહે છે. તેના બુરજોમાં રૂપેરી અવાજની ટકોરીઓ ગોઠવેલી છે. અને તે પોતાથી વાગ્યા કરે છે. તેની બારીઓએ ભભુકદાર રંગોથી શોભાયમાન થયલી છે. તેના ભવ્ય ઓરડામાં સુંદર છબીઓ ટાંગેલી છે. સર્વ સ્થળે ઠાઠમાઠ દૃષ્ટીએ પડે છે. અહીં તે ગર્વિષ્ટ માણસ એકલો રહે છે. અને તે સુખમાં એક મીત્ર કે, સ્ત્રી કે છોકરાંને વીભાગી કરતો નથી. ત્રણ વર્ષની ટુકી મુદત સુધી તેનો આનંદ જારી રહે છે. પછી એકાએક તે સઘળામાં ફેરફાર થઇ જાય છે. તે દબદબામાં ખલલ નાખનારો એક શ્રાપ તેમનાપર આવી પડે છે. તે પ્રકાશમાં એક અંધારૂં વ્યાપ્ત થાય છે. પોતાના એકાંતવાસને લીધે તેને ઘણો કંટાળો આવી જાય છે. નીરંતર રહ્યા કરતી દેહેશતો તેના મેહેલને ભયંકર કબર જેવી બનાવી દે છે. જે માણસ બીજાઓ પ્રત્યે દીલસોઝી રાખતો નહિ હતો, તે માણસ બીજાઓની દીલસોઝી વગર ઝુર્યા કરે છે. પછી તેને પશ્ચાતાપ થાય છે. તે પોતાનો ભભકાદાર ઝભો ફાડી નાખે છે, તથા રૂદન કરે છે, કે—

"મ્હારે માટે એક ઝુંપડી પહાડની ખીણમાં બનાવો, કે જ્યાં હુ ગમગીની તથા પ્રાર્થના કરી શકું!"

"તેના આત્માને ધડો મળી ચુકયો છે. તે ધડો એજ કે જે માણસ એકલોજ અને માત્ર પોતાના સુખ અર્થેજ જીવે છે, તે માણસ સુખ-

સહીત રહી શકતો નથી. તે ધડો એવો કે જગતની સૌંદર્યતા અને બુધ્ધિથી ગમે તેટલી કેળવણી મલી હોય, તોપણ તે કેલવણીનો ઉતરતી સ્થીતીમાં રહ્યા છતાં જે સ્નેહ, જે મધુર બંધનો અને ઘરસંસારી સ્થીતીમાં જે ભોગ આપવા પડે છે, તેને મુકાબલે કંઇજ નથી.

લગ્નના દ્વારમાં થઇ જે પુરૂષ આનંદ, દીલસોજી અને માનુષીક હીતની નવી સૃષ્ટીમાં પ્રવેશ કરે છે. આ વાત સત્ય છે, કે તેને અમુક અંશે પોતાની સ્વતંત્રતા તેને છોડી દેવી પડે છે. તે તે સ્વતંત્રતા એવી છે કે તે ઘણી દુર્ઘટ થઈ પડે છે. અને તેને પોતાના ઘરથી જે ટેકો મળે છે. તે એવો છે, કે તેથી તેને જે કંઇ ભોગ આપવામા આવ્યો હોય છે, તેનો સારી રીતે બદલો વળી જાય છે, તેને પોતાના નવા સંજોગમાં કસોટી અને દીલગીરી પ્રાપ્ત થાય. પરંતુ તે ઉચ્ચત્તર સ્વભાવની ખીલવણીનું સાધન થાય છે. સેંટી બુવે કહે છે કે "ઘરસંસારી જીંદગી કાંટાઓ અને ચિન્તાઓથી હોય છે. પરંતુ તે ફળ આપનારી છે. બીજું બધુ સુકા કાંટા જેવું છે." એક રાખેલી સ્ત્રીની ઉદ્ધતાઇ અને મનમોજીલાપણા કરતાં પોતાની પરણેલી સ્ત્રી પ્રત્યેની આધીનતા વધારે સારી છે. અને દુર્ગુણોથી ભરેલા અંતઃકરણના કરતાં છોકરાંઓથી ભરપુર હોય, એવું એક ઘર વધારે સારૂં છે. હુડની બનાવેલી કવીતાઓ કેટલી બધી સુંદર છે. જે કવીતાનું નામ તેણે એવું આપ્યું છે કે—"એકજ ઓરડામાં સુતેલી મ્હારી સ્ત્રી અને બે છોકરાંઓને જોવાથી થયેલી અસરની આ લીંટીઓ."

"શું પ્રથ્વીએ તેનો વીસ્તારવાળો ગોળાકાર તજી દીધો છે? અને શું આકાશે તેનો ઉપરનો પરીઘ તજી દીધો છે, કે તે બન્ને આ નાના ઓરડામાં દ્રષ્ય થાય છે—કે જે મ્હારા સ્નેહની સૃષ્ટિ છે. ઇશ્વર જે કંઇ મને આપી શકે અથવા જે કંઈ મ્હારી પાસેથી લઇ શકે, જે સર્વસ્વ, અહીં, મૃત્યુવત નીદ્રામાં શાન્ત કરે છે. મ્હારી તો એવીજ ઇચ્છા થઇ આવે છે, કે આ જગતની સઘળાં ચિન્તા અને ઝગડા એક સામાન્ય નીસા-

સાની સાથે અમે તજી દઈએ. અને તેજોમય આકાશ જ્યાં પિતા, માતા, છોકરાંઓ, પતિ અને પત્નિ નિરંતરના જીવનનાં રહીશ છે, ત્યાં જઈ નિવાસ કરીએ."

તે કવીએ જ્યારે આ લીટીઓ લખી, ત્યારે તે ગરીબ અને ઉતરતી અવસ્થામાં હતો; પરન્તુ તેની પાસે એવી પુંજી હતી, કે જેની આગલ સ્વાર્થ-પણાથી એકઠો કરેલો સુવર્ણનો ખજાનો કાંઈ વિસાતમાં નથી. તેનો ખજાનો હૃદયનો ખજાનો હતો. અને તે સ્થાયી રહેનારો હતો. જે મનુષ્ય પ્રાણીઓને તે ચ્હાતો હતો, તે તેને શ્રીમંત બનાવવાને સમર્થ હતો.

આપણે સર્વ એવી સ્ત્રીઓને જાણીએ છીએ, કે જેનાં હૃદયો ઘણા દબાણુવાળા પુરૂષને ઉતેજીત કરનારો એક અખુટ ઝરો થઈ પડે છે. જે પુરૂષો તેવી સ્ત્રીને અભાવે જીંદગાનીના સંગ્રામમાં ઘણી દુઃખી થઇ પડે, જેના આત્માની ઇશ્વરની કૃપાથી પ્રાપ્પત થયેલી પવીત્ર ઉન્નતી ક્ષુલ્લક અને યોગ્યતાઓથી તેમને ઉગારી લે છે. જેની પવીત્ર શાન્તા કેવી રીતે જેવી રીતે એક ઠંડક આપનારો હાથ એક સંતપ્ત થયેલા કપાળને શીતલ કરે છે, તેવી રીતે અંતઃકરણને ચિન્તાઓથી મુકત કરે છે. જેની દીલસોઝી શકિત થયલાને કૌવત આપે છે. અને જેની આશા નીરાશા થયલાને રોશની સમાન થઇ પડે છે. જે સ્ત્રીઓ પોતાના ધણીને પ્રાતઃકાળમાં રણસંગ્રામને માટે હીમતવાન બનાવીને તથા જે તલવાર કાયરપણા શરમીંદગીથી કલંકીત થયા વગર પાછી આવે, તે તલવાર સાથે સંગ્રામમાં ફરે છે. આવાં દ્રષ્ટાંતો આસરના સમયમાં દુલંભ નહિ હતાં. શેકસપીયરે તેવાં ઘણાં આખ્યાનો લખ્યાં છે. અને સ્પેન્સરે જેમને માટે કવીતાયુક્ત ખ્યાલો કર્યા છે. અને જેથી કરીને તેનાં પગલાંનું સ્થાન કીર્તીવંત ગણ્યું હતું.

હોરેસ બુશનેલ કહે છે કે "એક તરૂણ સ્ત્રી પોતાના ધણીની અશક્તીને સમયે તેને શકતીવાન બનાવવાને માટે પોતે તેની સાથે પુરૂષની જીંદગાનીની જે હિમતમાં પ્રવેશ કરવાને, અને તેની સાથે તે જોહમતની

સખ્તીઓ સહાય કરવાને તૈયાર થાય છે, તે પ્રસંગના કરતાં આ સૃષ્ટિમાં વધારે સૌંદર્યતાયુક્ત બીજી શું વસ્તુ હોઈ શકે ? તે પ્રસંગે તેણી પોતાના ધણીની પડતી થાય છે, તો તેની સાથે દુઃખ સહન કરવાને અને જો પોતાના ધણીનો ઉદય થાય, તો તેમાં ભાગ લેવાને અને બમણો આનંદ ભોગવવાને તત્પર થાય છે.

"જે માણસ એમ ગણે છે, કે જ્યારે ટાઢો પવન ચાલશે, ત્યારે સ્ત્રીનું હૃદય બદલાશે, તે માણસ સ્ત્રીનું હૃદય જાણતોજ નથી. ખરેખર નહિ. કેમકે તોફાનો થાય, અને દીલગીરી તેણીના આકાશને ઝાંખું કરી નાખે, અને દુઃખ તેને સીધા બનાવી દે, આશા રહીત કલાકો અને અંધકારમય દીવસો આવે, કે જે વખતે સુખની સર્વ આશા જતી રહી હોય, અને અંધકારમય નીરાશા ભવીષ્યને માટે દ્રષ્ટીગોચર થઈ રહી હોય. તે સમયે પણ જેણે એક વખત પ્રીતી બનાવી હોય છે, તે સારા તેમજ દુર્ઘટ સમયમાં પ્રીતીજ બતાવશે."

## લગ્નમાં થતી ભૂલો.

લગ્નમાં ભૂલો થઈ છે, અને થાય છે, તે વાત અમે કબુલ રાખીએ છીએ. અને એક અયોગ્ય રીતે પસંદ થઈ ગયેલાં લગ્નના કરતાં વધારે દુઃખદાયક બનાવ ભાગ્યેજ હોઈ શકે; પરંતુ એવા બનાવોને માટે પુરૂષનું ઉતાવળું અને અવિચારી પગલું સ્ત્રીની ખામીના કરતાં ઘણે વધતે દરજ્જે જવાબદાર છે. ઘણીખરી વખત આ પ્રસંગમાં રહેલા મુદ્દાઓ ઘણાજ વિચાર કરવા લાયક હોય છે. તેમ છતાં જીંદગાનીના સહવાસીની આવી પસંદગી વિચાર કરીને કરવામાં આવતી નથી. પરંતુ મનોવૃત્તીના ઉત્કટ પ્રવાહ દરમીયાન થાય છે. જે પ્રમાણે કહેવત ચાલે છે, કે "તે ઉતાવળથી લગ્ન કરે છે, અને પછી ફુરસદની સાથે પશ્ચાતાપ કરે છે. એક માણસે કહ્યું છે, તે પ્રમાણે ઘણી ખરી વખતે એવું માલુમ પડે છે, કે—"લગ્નની બાબતમાં કુદરત, છેતરનાર માણસના સંબંધમાં છુપી રહેમીયત બતાવે છે." ઘણા પ્રસંગોમાં

આપણા જોવામાં આવ્યું છે, કે ખરાબ ધણીઓને ઘણી સારી સ્ત્રીઓ મળી હોય છે. અને કેટલીક વખતે એવું બને છે કે સારા પુરૂષોને કુભાગ્યે ખરાબ સ્ત્રીઓ પનારે પડી હોય છે. મીલ્ટનની સ્ત્રીએ તેને ચાર વર્ષ સુધી તજી દીધો હતો. જ્યારે પાંત્રીસ વર્ષની વયે તે ઘણો અભ્યાસમાં રોકાઇ ગયો હતો, ત્યારે એક માસ કરતાં ઓછી મુદતના પ્યારને પરીણામે તે સતર વર્ષની એક ઉછાંછળી છોકરીની સાથે પરણ્યો. હુકરને તેના ગાઢા અને ફળદ્રુપ અભ્યાસ વખતે ઘણી વખત ધોડીયુ ઝૂલાવવાં માટે બોલાવવામાં આવતો હતો. અને તેથી કરીને તેનું જન્મ વૃત્તાંત લખનાર આઇઝાક પોલ્ટનને આશ્ચર્ય ઉપજ્યું હતું કે–એક સારી સ્ત્રીનું સુખ "શા માટે ધીરજવાળા જો બને, નમ્ર ઓગ્રીઝને અને તેવીજ નમ્ર અને ધીરજવાળા અમારા મીસ્તર હુકરને ઇનાયત થયું નહી હતું.! પરન્તુ એ વાતમાં આશ્ચર્ય લાવવા જેવું કાંઈ કારણ નહિ હતું, કારણકે તે મહાન ધર્મવેત્તા, તે જેના ઘરમાં ભાડે રહેતો હતો તે ધમકાવનારી બાઇની નીરક્ષર પુત્રીને પરણ્યો હતો. વેસ્લીની કમનશીબ પરણેલી જીંદગીની વાત, જ્યારે તેની સ્ત્રી તેને છોડી ગઇ, તે વખતે તેને પોતાની નોંધ પોથીમાં કરેલી નોંધ ઉપરથી ટુંકમાં જણાઈ આવે છે." મેં તેને છોડી દીધી નથી, મેં તેને ચાલી જવાનું કહ્યું નથી, અને હું તેને ફરી બોલાવીશ પણ નહિ." પરન્તુ મેથોડીસ્ટ પંથનો તે સ્થાપક એક કર્કશાની સાથે પરણ્યો હતો, તે એક એવી ભુલ હતી, કે જેમાંથી જન સ્વભાવ વીષેના તેના વીસ્તીર્ણ જ્ઞાને તેને બચાવી લેવો જોઇતો હતો. આવાં આવાં દ્રષ્ટાંતો વેબસ્તરની કવીતા યાદ આવે છે:—

"લગ્ન સંબંધે તમે શું ધારો છો? જે લોકો જુલાબની દવા લેવાની ના પાડે છે, તેના જેવું હું તેણે ગણું છું! કાં તો તે સ્વર્ગ તુલ્ય થાય છે, અથવા તો નર્ક તુલ્ય થાય છે. તેની અંદર તે બે સિવાય ત્રીજી કાંઇ જગ્યા નથી."

પરંતુ આ દુનિયામાંના સર્વથી પ્રીય અને ઘણાજ ધાટા જોડાણમાં કેટલાં બધાં માણસોને નર્કના કરતાં સ્વર્ગ માલુમ પડે છે. લેશીએ લખ્યું છે કે—

આ જગતમાં બહુથી વધારે કજીઆખોર સ્ત્રી છે.

તોપણુ આ વાત શોચનીય છે કે-દરેક પુરૂષ એમ કહે છે કે "તે તો મ્હારીજ સ્ત્રી છે."

સ્પેનમાં એક જુદોજ પ્રકાર પ્રવર્ત્તે છે; "આખા સ્પેનના મુલકમાં એકુંજ ખરાબ સ્ત્રી છે. અને દરેક પુરૂપ એમ ધારે છે, કે તે પોતાનીજ સ્ત્રી છે." અંગ્રેજોમાં પણ એવીજ મતલબનું વાકય પ્રચલીત છે; "આખા ઇન્ગ્લાંડમાં સારામાં સારી બે સ્ત્રી જેમાંની એક મૃત્યું પામી છે, અને બીજી ગુમ થઇ ગઇ છે.

તોપણ આ ચમકાવનાર વાકયો વાસ્તવીક જીવનમાં સત્ય ઠરતા નથી, કારણકે ઘણાખરાઓ પોતાને આ જગતમાં જેમ સારામાં સારી સ્ત્રી મલી આવી છે, એમ ગણી સંતોષ માની લેછે. અને પોતાને ખરાબમાં ખરાબ સ્ત્રી મલી આવી છે, એવો ખેદ કરતા નથી.

ડાહ્યા પુરૂષોનો અગ્રેસર સ્વીડનબર્ગ આપણને એવું કહે છે, કે—લગ્ન ત્રણ પ્રકારના હોય છે. દામ્પત્યનાં, સગવડતાનાં, અને આસુરી પ્રકારનાં; પહેલા પ્રકારમાં પ્યાર સંપૂર્ણ અને સર્વ વ્યાપ્ત હોય છે. અને પુરૂષ પત્ની એકજ ગણાય છે; અને સ્વર્ગમાં તે બંને મળીને એક દેવદુત તરીકે લેખાય છે.

બીજા પ્રકારનાં લગ્નમાં પ્યાર એક આકસ્મીકચીજ તરીકે હોય છે. અને તે એ પ્રસંગનો મુખ્ય ભાગ હોતો નથી. તેમાં દ્રવ્ય, સંસારીક સ્થીતી, ઘરને ગમતો મોજશોખ, અને તેવીજ બીજી બાબતો ઉપર લક્ષ દેવામાં આવે છે; ત્રીજા પ્રકારમાં પ્યારનું તખ્ત પશુવૃત્તી રોકે છે. અને જ્યાં સુધી સ્ત્રીની ખુબસુરતી ટકી રહે છે, ત્યાં સુધી તેણી પોતાના

ધણીને એક તાબેદાર તરીકે લેખે છે અને તેના ઉતરતી કોટીના જુસ્સાઓની શકતીદ્વારા તેના ઉપર તેણી અમલ ચલાવે છે,

આ પાછલી બે સરતો સાથે, લગ્નના છેલ્લી ગંભીર અને છુટી શકે નહિ, તેવી ગાંઠ બંધાય છે. ત્યારે તે ઘણું દુઃખદાયક થઇ પડે છે. તેમને માટે સાચાં લગ્નની ખુબી, સુવાસ, મધુરતા અને પવીત્રતા અશક્ય છે. પરન્તુ બીજા જયાં એક બીજાના મળતાપણું અભિરૂચી સાથે સાચો પ્યાર હોય છે, ત્યારે પુરૂષ અને સ્ત્રીના. એકત્રપણાના સુખનાં જેટલા વખાણ કરવામાં આવે તેટલાં થોડાં છે. સામાન્ય દીલસોઝી અને મનોવૃત્તી તથા વિચારના એકસરખાપણાથી સાચાં લગ્ન દેખાઇ આવે છે. બન્નેના વિચાર એક સરખા ન હોય, તો બંને એક બીજાની સાથે એકઠાં શી રીતે ચાલી શકે? જે માણસોને અર્ધા સૈકા સુધી સાથે રહેવાનું છે. સાથે વાતચીત કરવાની છે, અને સાથે વિચાર કરવાનો છે, તેઓ લગ્ન પહેલાં એકજ વિષય ઉપર વાત અને વિચાર કરવાને શકતીવાન થયેલાં હોવાં જોઇએ. જો તેમ થયેલું ન હોય, તો સંમીલન ઘણું ઓછું હોવું જોઇએ; અને લગ્ન થયેલી જીંદગીમાં જે ચિન્તાઓ અને કસોટીઓ અવસ્ય પ્રાપ્ત થાય છે, તેની નીચે તે મેલાપ તુટી જવાનો ઘણો ભય રહે છે. કેટલાક બહુ બુદ્ધીશાળી પુરૂષો હોય છે, કે જેઓએ લગ્ન થયા પહેલાં પોતાની પ્રીય સ્ત્રીને મૂર્તી સમાન પુજેલી હોય છે, અને લગ્ન થયા પછી તેમને તે મુર્તીપાત્ર માટીની પ્રતીમા માલમ પડી આવે છે. અને કેટલાક કમનસીબીથી એવી સ્ત્રીને પરણે છે, કે જેવી સ્ત્રીનું વર્ણન રીચટરે પોતાના રચેલ "**ફ્લાવર ફ્રુટ અને થોર્ન પીસીઝ**" નામના લેખમાં ઘણી સારી રીતે આપેલું છે.

"એક સ્ત્રી એક પ્રોફેસરને પરણી છે. તેનાં પુસ્તકો માટે તે ગુપ્ત માનની લાગણી ધરાવે છે, પરંતુ તેમાંનું એક પણ તે વાંચતી નથી. અને માત્ર સાધારણ બોધની વાતો તથા પાકશાસ્ત્રની પોથી વાંચ્યા કરે છે. તેનો

ઘણી વખતો વખત નવી વિદ્યાનું કાર્ય માથે લે છે. અને તેણીને ખગોળ વિદ્યાના પ્રાથમિક સીદ્ધાંત સમજાવવાને ઉંચે સ્થળે લઈ જાય છે. પરન્તુ તેણીના ભેજામાં રીત, ટોપીઓ, બંડીઓ અને બકડીયાંઓની વાત એટલી બધી ભરેલી હોય છે, કે તેનો ધણી તેને એક ન્હાના તારાની વાત પણ ગળે ઉતારી શકતો નથી. વળી તેને એમ પણ માલુમ પડે છે, કે—તેનામાં તે પ્યારની એવી અભિરૂચી પેદા કરી શકતો નથી, કે જેથી તે પ્યારની વસ્તુ સિવાયની અન્ય બાબત તે ભૂલી જઈ શકે? તેના ચુંબન દરમીયાનમા ટાવરની ઘડીયાળમાં વાગતા ટકોરા તે ગણવા મંડી જાય છે, અને તેની પાસે કાંઈ અસરકારક અને આકર્ષણીય વાત કરવામાં આવે છે, ત્યારે આંખમાં આંસુ લાવીને તેણી ચુલા ઉપર મુકેલા તવા તરફ દોડી જાય છે. જ્યારે કોઇ મહાન કવીનો ઉમદા ફકરો તેને વાંચી સંભળાવવામાં આવે છે, ત્યારે વચમાં તે એવો પ્રશ્ન કરી ઉઠે છે, કે—આજે રાત્રીએ વાળુ માટે કઈ ચીજ ગરમ કરવાની છે? અને આ વાત તો તેના મનમાંથી કોઇ દીવસ ભૂલાતી નથી, કે એક વખત જ્યારે તેના તરફથી વખત અને નીરંતરતા વિષેની વાત કરવામાં આવતી હતી, અને જ્યારે તેણીની ઉપર ગંભીર અસર થયેલી દેખાતી હતી; ત્યારે તેણી વિચારપૂર્વક રીતે તેના પગ ઉપર નજર કરી હતી; અને આખરે તેણે કહ્યું કે—"આજે તમારા ડાબા પગનું મોજું પહેરશો નહિ, કેમકે દુરસ્ત કરવાનું છે."

બીજી તરફ, જે જોડાણમાં આ દુનીયાને લગતા લાભો પ્યારની જગ્યા લે છે, તે જોડાણ કેટલાં બધાં ખેદ ઉપજાવનારાં છે? જ્યાં પૈસા વડે સૌથી વધારે માગણી કરનારને કુમારીકાઓ વેચાણ કરવામાં આવે છે, અને કાં તો જ્યાં દ્રવ્ય રહીત સ્થીતીના પુરૂષો પોતાની સ્ત્રીની આવક ઉપર મોજ શોખ અને દુર્ગુણમાં પોતાની જીવન ગાળવાના માટેજ લગ્ન કરે છે.

કેનોન લીડને પોતાના મૃત્યુની પહેલા થોડાજ વખત ઉપર સેન્ટ

પોલના દેવલમાં ભાષણુ આપતી વખતે કહ્યું હતું, કે—

"લંડનની સીઝન નજીક આવે છે. અને લડાઈના મેદાનમાં ખુવાર પડેલા જનરલોની માફક કેટલીએક માતાએ જો પોતાની પુત્રીને ઉંચ-વૃત્તીવાળા અને ઉદ્દાર પુરૂષોની સાથે નહિ, પરંતુ પૈસાદાર પુરૂષોની સાથે પરણાવી શકશે, તો તે પ્રસંગે પોતાને લાગેલા થાક વિષે કંઇપણ ફરીયાદ કરશે નહિ. તેવીજ રીતે એક તરૂણ પુરૂષનું ટોળું પણ ત્યાં એકઠું થશે. જેઓ ઉછાંછળાપણામાં પોતાની પુંજી ગુમાવ્યા પછી પૈસાદાર કન્યાના લગ્નમાં ગોઠવાઇ જવાને ઇચ્છતા હશે, તેઓસદવર્તનની ખુબીવાળીછોકરી જે પોતાના ધણી અને છોકરાંને સુખી કરી શકે તેવી છોકરીને શોધશે, કે જેના દેચમાં સામટા પૈસા આવી શકે! અને તેથી પોતે પુષ્કળ નોકર નફર રાખી શકે! આ પ્રમાણે માનુષીક સગપણમાનું વખત અને હમેશગી માટેનું સહુથી પવીત્ર સગપણ એક પૈસાના વ્યવહારની પશુતુલ્ય સપાટી ઉપર પતીત થાય છે. અને પછીથી તરતમાંજ દુ:ખમય મહીનાએ અને વર્ષો વતીત થાય છે, જે ખાનગીમાં ધુંધવાયા પછી છુટાછેડા બક્ષનારી અદાલતની અંદર શરમીંદગી અને ભ્રષ્ટતાની વચ્ચે જગજાહેર થાય છે."

શીલરની કવીતાનો આધાર લેતાં તે કેટલું બધું તિરસ્કાર યુક્ત કહે છે કે—

"એક સ્ત્રીની કૃપા સંપાદન કરો. અને સ્નેહના પવીત્ર આનંદને વ્યાપાર કરવાની વસ્તુઓના જેવી લેખો. આ જગતમાં સ્નેહ એજ માત્ર એક એવી વસ્તુ છે, કે જેનો ખરીદનાર તેના પોતાના સિવાય અન્ય હોઇ શકતો નથી. પ્યારની કીંમત પ્યાર સિવાય બીજી કાંઈ હોતી નથી. જે એક એવું રત્ન છે, કે જેની કીમત આંકી શકાતી નથી. જે મ્હારે છુટા મનથી આપી દેવું જોઇએ—અથવા તો તેનો ઉપભોગ લીધા વગર તે હંમેશાને માટે દાટી મુકવું જોઇએ."

જ્યારે એક ખુબસુરત તરૂણ છોકરીનો પૈસાને માટે એક વૃદ્ધ પુરૂષને ભોગ આપવામાં આવે છે; અથવા તો એક જુવાન માણસ જેને ખીતાબ

મળેલો હોય છે, અને જે દેવાળું કાઢવાની તૈયારીમાં હોય છે. તે એક મ્હોટી ઉમરની સ્ત્રી જેને મ્હોટો વારસો મળેલો હોય છે, તેને પરણે છે, તેનું ભાડુતી ગાનારાઓ ગાયન ગાય છે કે—

"હે પવીત્ર પ્યાર, તું સઘળા માનુષીક વિચારથી અગાડી જાય છે" ત્યારે નર્કમાં એક હસવાનો અવાજ ફેલાઇ રહે છે.

એક રમુજ તરીકે બાયરન લખી ગયા છે કે—

"કુમારીકાઓ પતંગીઆની પેઠે હમેશાં પ્રકાશથી સપડાઇ જાય છે, અને જ્યાં દેવદુતો નીરાશ થાય છે, ત્યાં અસુરો પોતાનો માર્ગ મેળવી શકે છે."

જે કુમારીકાઓ આવી રીતે જક ખાણાના જલસામાં તેમને આપવામાં આવતી જગ્યા માટે એક સારી જગોએ આવેલા ઘર માટે અથવા થોડી ઘણી પીળી માટી માટે પોતાના શરીર અને આત્માનો ભોગ આપે છે, તેઓ હીણભાગી છે. જેઓ નીચા કુળનાં હોય છે, અથવા જેઓ નિર્દય રીતે ઉછર્યાં હોય છે, તેઓજ આવી અધમ સ્થીતીનો સ્વીકાર કરી શકે! એક સારી સ્ત્રીનો યથાર્થ ચીતાર બીજા ચાર્લસ રાજાના સમયમાં એક ખુબસુરત છોકરીએ પોતાના હાથની માગણી કરનાર એક બુઢા અશકત થયેલા શ્રીમંત માણસને જે જવાબ આપ્યા છે તેમાં, સારી રીતે આપવામાં આવ્યો છે. કે "નહિ સાહેબ, સુવર્ણ એક તરૂણ માણસની પાસે હોય, તો તે સારૂ છે. ઘણુંજ સારૂં છે. પરન્તુ પ્યારની નીશાળમાં જે કોઇ, મુખ્ય ક્રીયાપદ તરીકે વપરાય છે, તે તરૂણ માણસ તે. હે વૃદ્ધ પુરૂષ, હાલ સુધીમાં તમે મ્હારૂં મન જાણી શકયા છો. તમે ઇસ્પીતાલો બાંધો, અને તમારો વિવાહ સ્વર્ગની સાથે કરો."

જ્યોર્જ ઈલીયટ કહે છે કે "એક સ્ત્રીનું પ્રારબ્ધ તે, જે પ્યાર સ્વીકારે છે, તે પ્યારની ઉપરથી બંધાય છે" પ્યાર અને ખરી દીલસોજીનું એક સાચું સુખી લગ્ન કે જેમાં માનુષીક આત્માઓ સંપૂર્ણ વીશ્વાસ અને ઉમદાપણાથી એક બીજાને સંપૂર્ણ કરવાને માટે એક

બીજાની સાથે જોડાય છે, તેવું લગ્ન એ એક એવું આનંદમય સ્વપ્ન છે, કે તેનું મનન કરવાને માટે દેવદૂતો સ્વર્ગ તરફ જતાં સ્થંભી જાય છે.

"જો કે મુર્ખ લોકો મહા પ્રેમની મૃદુ સત્તાઓને વખોડી કહાડે, તોપણ આપણે તેની સૂવર્ણમય માધુર્યતાનો લાભ લઇ શકીએ છીએ. અને મધુર અનુભવથી જાણી શકીએ છીએ, કે લગ્નનો જો યથાસ્થીત અર્થ સમજવામાં આવે, તો તે વૃત્તિ નમ્રતાવવાળા અને સારા માણસોને આ દુનીયામાં એક સ્વર્ગ સમાન છે."



## પરણેલી જીંદગીનું સુખ અને વિશ્વાસ.

"જોડી વિણ જન્મ વૃથા જગ જાણ;
પુષ્પ જયમ સુગંધ વણ પરમાણ."

લગ્નના જોડાણના જેવું ચીવટ, અને જોડાયલું આ જગતમાં બીજું કાંઇપણ જોડાણ નથી; એક સાચું લગ્ન તે માત્ર જોડાણજ નથી. પરંતુ તે સ્વરૂપની એકતા અને આત્માનો મળાપ છે. જેની બીજા માનુષીક સંબંધોની સાથે, પછી તે સંબંધો ગમે તેવા પ્રીય અને રૂચીકર હોય, તોપણ તેની સાથે તુલના થઇ શકતી નથી.

સત્યપણે લગ્ન થયેલાં હોય છે, તેમનું પણ એમજ સમજવું. એકજ ડાળા ઉપરનાં બે પાંદડાં જેવી રીતે એક સરખાં ફરકવા માંડે છે. તેવી રીતે તેઓ જોડાયલાં હોતા નથી. પરંતુ જેવી રીતે ડાળીઓ ઝાડની સાથે જોડાયલી હોય છે. તેવી રીતે તેઓ પરસ્પર જોડાયલાં છે. એક ઝરાની અંદર પાષાણના બે ગાંગડાનો મેલાપ જેવી રીતે થાય છે, તેવી રીતનો તેમનો મેળાપ હોતો નથી પરંતુ ઝરાનાં પાણીઓ જે એકઠા મલે છે,

એકત્ર થાય છે અને એક બીજાની સાથેજ સમુદ્ર તરફ વહન થાય છે તેના જેવાં છે. જેવી રીતે સત્ય લગ્નમાં પુરૂષ અને સ્ત્રી જોડાય છે, તેવી રીતે માનુષીક મિત્રો એક બીજાની સાથે જોડાઈ શકે નહિ. એક પુરૂષ ઘણામાં ઘણું તમારી ઉપર ટેકો આપી શકે; એક છોકરૂં ઘણામાં ઘણું તમારી ઉપર આધાર રાખી શકે; પરંતુ એક સાચી સ્ત્રી પોતાનો આત્મા તમારામાં ઉથામી નાંખે છે; અને જાણે કે તમારા અંગનો એક ભાગ હોય, તેમ થઇ જાય છે. લગ્નનો પ્યાર એ એક એવો પ્યાર છે, કે જે એ જીવની અભીલાષાઓનું એકીકરણ કરે છે. કોઇપણ સુખ નીરાલું ભોગવવામાં આવતું નથી. કોઇપણ દુઃખનો એકલો ઉપભોગ થતો નથી. પરન્તુ પુરૂષ અને સ્ત્રી એક અભિન્ન જીવનની મધુર અદ્રશ્ય સ્થીતીમાં સાથે સાથે વીચરે છે. તે જોડાણ તે હૃદય, મન, તથા આત્માનું જોડાણ છે. સાચાં પુરૂષ અને સ્ત્રીની ભાષા એ છે, કે—"તારી પોતાની, હમેશને માટે ત્હારી" "ત્હારો પોતાનો હમેશને માટે ત્હારો" પીતા, માતા, ભ્રાતા, બેન અને મીત્રો એ સર્વ આપણને સમીપ અને પ્રિય હોય, પરંતુ લગ્નનું જોડાણ આ પવીત્ર સંબંધો કરતાં પણ ચડીયાતું છે. અને આત્માના પ્યારો તથા મીત્રતામાં તે સર્વથી નીરાલું તરીજે ઉભું રહે છે. આ વાત, સેંટપોલનું ઉપરથી જોતાં સખ્ત ભાસતું કથન, સ્પષ્ટ કરી આપે છે." આ કાર્યને માટે એક પુરૂષ પોતાનાં માતા પિતાને તજી દે છે. અને તે પોતાનાં પત્ની સાથે આમેજ થઇ જાય છે. અને તેઓ એકત્ર થઇને એકજ સ્વરૂપ થાય છે." "બાઈ ધી ફ્રાયર સાઇડ" નામની રોબર્ટ બ્રાઉનીંગે લખેલી કવિતામાં એક સત્ય લગ્નમાં રહેલા મેલાપનું સુંદર રીતે વર્ણન કરેલું છે, તે કવિતા તેની સ્ત્રી પ્રત્યેના તેના પ્યારનું અને તે ઉપરથી પોતાની ઉપર થયેલી ધાર્મીક અસરનું નિઃશંક પણે નીરૂપણ કરે છે. આ જગતમાં પોતાની સારામાં સારી બક્ષીસ તે કવિતા કાવ્યમાં મુકી છે. કે જેથી તેણે તેમને આવી સ્ત્રી આપી હતી, તથા તે સ્ત્રીને ચ્હાવી યોગ્ય હતી, તે પ્રમાણે ચ્હાવાની શક્તિ આપી હતી.

"વિશાળ કપાળ, અને નાજુક હાથ ઉપર તેનો ટેકો દીધેલો હોય છે, તે બતાવ."

એવા ચિત્રનું દિગ્દર્શન કરાવે છે, કે જેનો વિચાર કરવાને મનુષ્યો સ્થંભી જાય છે. જે ક્ષણે ઈશ્વિરે કૃપા કરીને તેમને આ સુખ આપ્યું, કે જે સુખ હમેશાં ફલ આપનારૂ થશે; તથા તેના આત્માને સતત્ આનંદ આપનારૂં થશે; તે ક્ષણુ યાદ રાખવા યોગ્ય છે. પહાડ ઉપરનો ઝરો તળેટીમાંના સરોવરમાં ધસી આવ્યો, અને તેની સપાટીમાં ભળી ગયો. બંને જીવન સંયુકતપણે એકત્ર થઇ ગયાં. તે પોતાની સ્ત્રીને પુછે છે, "જે રસ્તાને વૃદ્ધ મનુષ્યો ધિઃકારે છે, તે રસ્તો બીજા કોની સંગાથે મ્હારે પસાર કરવો? તે રસ્તો કે જે અવસ્ય પ્રાપ્ત થવાની ભૂમિમાં સમાપ્ત થાય છે!" પરંતુ તે બોલનારને તેનો ભય લાગતો નથી. કારણ કે તેને એક જ્ઞાની મિત્ર પ્રાપ્ત થયો છે, કે જેનાથી મૃત્યુ પણુ તેને જુદો પાડી શકનાર નથી. અને એ મધુર ખાત્રીની સાથે તે જીવનની મર્યાદાની સામે બેધડકપણે ઉભી રહી શકે છે.

એક સાચાં ઇશ્વરી લગ્ન વખતો વખત થાય, એ વાતમાં શક છે. આપણે જે સ્ત્રીને ચ્હાતા હતા, તેની આપણે પસંદગી કરી તે વખતે જે ધ્વની સંભલાયો હતો. તે ધ્વની ભાગ્યદેવીનો, અરે નહિ, ઇશ્વરનો હતો. તેટલા માટે આપણે ભૂલ કરેલી હોવી ન જોઇએ. તેમ તેણીએ પણ ભૂલ કરેલી હોવી ન જોઇએ. અને તે ગ્રંથીને શીથલ કરવાને માટે અંતર, સમય કિંવા નીરંતર શકતીવાન નથી. સ્વીડનબોર્ગ બોધ કરે છે, તે મુજબ સત્યતાથી પરણેલું જોડું સ્વર્ગમાં એકજ દેવદુત થાય છે. એક બીજી કવીતામાં, બ્રાઉનીંગ એક મૃત્યુ પામતી સ્ત્રી જે તેના પતી સાથે સંભાષણ કરે છે, તેના મુખમાં નીચેની કડીઓ મુકે છે.

"પરંતુ હવે વર્ષોની અંદરની નીયમીત સાદત આવી પહોંચી છે, તો પછી આપણા અંદરના આત્માઓ એક બીજાને મલ્યા હતા, તથા આશ્રીત થયા હતા, તે શી રીતે જુદા પડી શકે—

તેનો તું તારા મનમાંજ વિચાર કરીને જો, અને તુંજ શ્રવણ કર. તે શબ્દો આ છે.

"તેટલા માટે હમેશને માટે તે મ્હારી પત્ની છે. ભાગ્ય મ્હારા પ્યારમાં ફેરફાર કરી શકશે નહિ, તેમ સમય તેને નબલો પાડી શકશે નહિ."

હિન્દુ ધર્મશાસ્ત્રમાં મનુ કહે છે, કે:—

**यादृग्गुणेन भर्ता स्त्री संयुज्येत यथाविधि ।**
**तादृग्गुणा सा भवति समुद्रेणेव निम्नगा ॥**

"જેમ સમુદ્રની સાથે મળેલી નદીમાં સમુદ્રના ક્ષાર વગેરે ગુણો આવે છે તેવીજ રીતે દંમ્પતી ઐકય ગુણનાં થાય છે.

## સંસારમાં ગૃહિણી. (ઘરની સ્ત્રી).

**एतावानेव पुरुषो यज्जायात्मा मजेतिह ।**
**विप्रा प्राहुस्तथा चैतद्यो भर्ता सा स्मृताङ्गना**

આ વિચીત્ર સુચનાવાળી "નવી સ્ત્રી" ના જમાનામાં પણ ઘણા થોડાજ માણસો આ વાતની ઇનકારીયત કરશે, કે એક સ્ત્રીનું સાચું સ્થાન એ પોતાનું ઘર છે. એક પત્ની એવું કોમલ નામ જો તેણીએ ધારણ કર્યું હોય; જો પોતાની પસંદગીના પુરૂષની સાથે તેણે પોતાનો સંબંધ જોડયો હોય, પછી તે પતી શ્રીમંત હોય કિંવા ગરીબ સ્થીતીમાં હોય, અનુકુલ હોય કિંવા પ્રતીકુલ હોય, બીમાર હોય કિંવા તંદુરસ્ત હોય, તોપણ ઘરજ તેનું રાજ્ય, તેની સત્તાનું સ્થાન, તેનું જગત છે, કે જ્યાં તે પ્યાર, નમ્રતા અને જે માયા–મમતાયુકત કાર્ય માત્ર સ્ત્રીથીજ થઈ શકે તે, માયા મમતાથી તે રાજ્ય ચલાવે છે.

ઘર સંબંધી સઘળા ઉદયોગ અને ક્રીયામાં "ગ્રહિણી" એ શબ્દ સાથે નીરંતર જોડાયલા રહે છે. તેમજ "ધણી" એ શબ્દ પણ યથાર્થ

અર્થસુચક છે. જે બન્નેના યોગથી ગ્રહસૂત્ર ચાલે છે. એ બે મધુર અને મૃદુ શબ્દોમા લગ્નની પવીત્રતા અને તેની મુખ્ય ફરજોનો સમાવેશ થાય છે.

ચીન દેશમાં એક કહેવત ચાલે છે, કે "એકસો પુરૂષો એક છાવણી બનાવી શકે છે." પરંતુ એકજ સ્ત્રી ઘરને વ્યવસ્થિત કરી શકે છે. સ્વર્ગની આ બાજુએ જે સર્વથી કીંમતી સ્થાન છે, તેને બાંધનારી તથા પવીત્ર કરનારી તે સ્ત્રી છે. જે સ્થાનને આપણે "ઘર" એવા મધુર શબ્દથી ઓલખીએ છીએ "ઘર" શબ્દમાં દીવાલો, રાચરચીલું અથવા બારીઓ કે પડદાઓ ગણવાના નથી. પરંતુ જે મોસીનીને કંઈ ઉપમા આપી શકાતી નથી, અને જુ સતત માયાળુ છે, તેનો સમાવેશ થાય છે. જે મોઢીની એક ગરીબમાં ગરીબ ઝુપડાને પ્રકાશ આપે છે. જે ગરીબમાં ગરીબ સ્થાનને સ્વર્ગીય પ્રકાશ બક્ષનાર છે. અને જેની ગેરહાજરીમાં જમીન ઉપર આરસપહાણ જડયા હોય છે; તેવો, તથા લક્ષ્મી અને સુખનાં સાધનોથી પ્રકાશીત મેહેલ પણ, એક શણગારેલા કેદખાના જેવો થઈ પડે છે; એક અમેરીકન લેખક કહે છે કે "તમારી આરાધના વીષેની કાળજીઓ" તે સ્થાને રહે છે.

તમારા વિશ્વાસની યજ્ઞવેદી પણ ત્યાંજ છે; આ જગતમાંની તમારી આસ્થાનું છેવટનું સ્થાન પણ ત્યાંજ છે; અને તે સર્વથી પણ ચડીયાતી વાત એ છે. કે તે સ્થાને તમારા પ્રત્યે પ્રીતિ પ્રદર્શીત થાય છે. તમારા મનના વિચારો તે સ્થાને યથાર્થ સમજાય છે; તમારી ભૂલોને માટે તે સ્થાનેજ માયાયુકત માફી મલી શકે છે, વળી તે સ્થળે તમારી ચિન્તાઓ દુર થાય છે; અને કઠોર અને દીલસોઝી રહીત શ્રવણ સિવાય તે સ્થાને તમે તમારા મન ઉપરનો બોજ ખાલી કરી શકો છો. અને તેજ સ્થાને સર્વાંશે અને આનંદયુકત થઇને તમે તમારી ઇચ્છા પ્રમાણે વર્તી શકો છો."

અને એક સાચી સ્ત્રીને આ પવિત્ર સ્થાનની સેવા બજાવવા કરતાં, બીજી કઇ આકાંક્ષા વધારે પવિત્ર હોઇ શકે? બીજો કીયો વિચાર વધારે મધુર હોઈ શકે? અને જે સ્ત્રીએ પોતાનું સર્વસ્વ પોતાના ધણીને અર્પણ કર્યું હોય છે, તેવી સ્ત્રીથી પ્યાર સંપાદન કરેલા તથા સંરક્ષણ મેળવેલા ધણીની ખુશાલી અને વફાદારી કેટલી બધી ઉંડી હોવી જોઇએ?

એવું કહેશો નહિ, કે આ તો માત્ર કલ્પનાજ છે. અને વાસ્તવીક રીતે તેવું કાંઈ હોઇ શકતું નથી. આ વાત તો હજારો વખત દ્રષ્ટીગોચર થાય છે. અને તેની નોંધ મનુષ્ય જાતીના જન્મ વૃત્તાંતનાં હજારો પાનાંઓ ઉપર લેવાયલી છે. એડમન્ડ બર્કે જ્યારે નીચલું વાક્ય પોતાના ઘર સંબંધે ઉચાર્યું હશે, ત્યારે તે કેવો સુખી હોવો જોઇએ. "જેવો હું મ્હારા પોતાના છાપરા નીચે પ્રવેશ કરૂં છું, કે તેજ વખતે દરેક ચિન્તા જતી રહે છે" મ્હોટા મન વાળા લ્યુથરે પોતાની સ્ત્રીના સંબંધમાં ઉચારેલા આ શબ્દો કેવા સુંદર છે? "મ્હારી સ્ત્રી મ્હારી સંગાથે હોય, તેવા સંજોગમાંની મ્હારી નિર્ધનતા, ક્રીસસ બાદશાહની સઘળી દોલત મને મળે, પરન્તુ તેણી સાથે ન હોય, તેવા સંજોગમાં હું પરસ્પર બદલી શકું નહિ, જોન ન્યુટન પોતાની સ્ત્રી સંબંધી કહે છે, કે તેનો માત્ર એકજ દોષ હતો, કે તે હદથી જાદે પ્યાર રાખતી હતી; તથા ઘણીજ વધારે સેવા કરનારી હતી. ટીકા લખનાર સ્કોટ પોતાની સ્ત્રી સંબંધી જણાવે છે, કે તેનાં ભવાં ઉપર કોઇ પણ વખતે ગુસ્સાની છાંયા દેખાતી નહિ હતી. માયાળુ પ્રોફેસર વીલ્સનની પુત્રીએ શાક્ષી આપી છે, તે મુજબ, બહારના ભાગમાં ગમે તેવાં વાદળાં અંધકાર કરતાં હોય, તો પણ તેના પિતાનું ઘર હમેશાં સુખમય રહેતું હતું.....જેમ જેમ વખત આગળ વધતો હતો, તેમ તેમ સુખમાં પણ વૃદ્ધિ થતી હતી" બ્રીસ્ટલમાંની માબાપ વગરનાં છોકરાંઓની સંસ્થાના ખાતાવાળા મુલર પોતાની સ્ત્રી સંબંધી લખતાં જણાવે છે, કે—"ઈશ્વર પ્રત્યેનું તથા પરસ્પરનું અમારૂં સુખ અવર્ણનીય હતું. દરેક વર્ષમાં અમુક દિવસજ

સુખના અથવા એક વર્ષમાં એક મહિનોજ સુખનો, એમ અમારે નહિ હતું. પરંતુ અમારે તો એક વર્ષના બારે માસ સુખમય હતા. અને એ પ્રમાણે વર્ષોવર્ષ થયે જતું હતું, એક સ્ત્રીના સંપૂર્ણ ગુણોનું આખ્યાન રાબર્ટ બ્રાઉનીંગ નીચે પ્રમાણે કરે છે.

"હે પ્યાર! તારો આત્મા મ્હારી દ્રષ્ટીમાં જે પ્રકાશ ફેંકે છે. તે તું જાણતો હોય, તો હું પવિત્ર, સત્ય, સૌંદર્યતાયુક્ત અપ્રમાણ વસ્તુ માટે તારામાં કેટલી આશા રાખું છું, તે તું સમજી શકે."

અને આપણામાં ઘણા ખરાંઓને તે મહાન કવીનાં "પ્રોસપીસ" નામનાં કાવ્યની માહીતી હશે. જેમાં છેવટનાં ભાગમાં તે કહે છે કેઃ—

"અરે મ્હારા આત્મા તુલ્ય આત્મા? હું ફરીવાર તને ભેટીશ, અને પછી જે થવું, તે ઇશ્વર આધીન છે.

ગ્રહિણીની કાળજી સંબંધે રીચર એવું સૌંદર્યતાયુક્ત લખી ગયો છે, કે જ્યારે હું બહાર જતો, ત્યારે મ્હારી ઉપર જ્યાં સુધી નજર પડી શકતી, ત્યાં સુધી તે મ્હારી પાછળ જોયા કરતી હતી; તે વાત તો આ વાતની સાથે મુકાબલો કરતાં નહિ જેવી થઇ જાય છે. એટલે કે જ્યારે તે બારીમાંથી જોતી કે રસ્તામાંનો કચરો મ્હારા ડગલાનાં નીચલા ભાગને ચોટી જતો કે તુરત તે મને ઘરમાં બોલાવી લાવતી; અને તે ડગલો એવો તો ખંખેરી નાંખતી, કે રખેને કુશચેપલની મ્યુનીસીપાલીટી જો તે ડગલા ઉપર કંઇ કચરો ચોટી રહે, તો રસ્તા સાફ કરવા માટેનો કર મ્હારી પાસેથી વસુલ લેવાની હોય! તે વખતે હું તેના હાથમાંનું બ્રશ ખુંચવી લેતો, તથા તેને ચુંબન લઇને કહેતો કે—"અંદરનાં ભાગમાં પણ ઘણો કચરો છે; પરંતુ તે કોઇનાં જોવામાં આવતો નથી. જ્યારે હું પાછો ઘરમાં આવીશ, ત્યારે આપણે તે કામમાં લાગી સઘળા કચરાની સફાઇ કરી નાંખશું.

ખરેખર એક સાચી સ્ત્રીનું આ પણ કાર્ય છે કે "છાતીમાંનો મેલ દુર કરી નાંખવો, કે જે મેલથી તેનાં ધણીનું જીવન દુષિત થતું હોય. અને તેમ કરીને તેને ઇશ્વરના પ્યારને માટે. પોતાના પ્યારને માટે અને જગતના પ્યારને માટે, લાયક થાય છે.

## ગૃહિણીની સત્તા.

સારા અથવા નરસાને માટે એક સ્ત્રીની પોતાના ધણી ઉપરની સત્તા એ એક એવો વિષય છે, કે જેને માટે ઘણું અસર કરનારૂં વિસ્તારથી લખી શકાય, માનુષીક જીવનનું નિરક્ષણ કરનારા એવા થોડાજ હશે, કે જેઓ એક તરફી એક પુરૂષ, પોતાની બાજુમાં ચાલનારી સ્ત્રીની નીર્મળતા, ભક્ત, અને મધુરતાથી કેવા સંસારી થઇ જાય છે; તથા ઉચ્ચ ગતિને સંપાદન કરે છે, અને બીજી તરફ તેણીના સાંકડા પણા, સ્થુલપણા અને અસંસ્કારથી અધોગતી વ્યાપે છે, તેનાં દ્દષ્ટાંતો આવી શકે નહિ.

આ વિષયનું હીબર ન્યુટને ઘણી સારી રીતે વર્ણન કરેલું છે. એક સ્થળે તે એક પુરૂષ પોતાની સ્ત્રી પ્રત્યે આવા ઉદ્દગાર કહાડતો વર્ણવે છે. "શું તારી એવી ઇચ્છા છે, કે તારી મનોવૃતીઓને હું એક ખુશીથી સેવા કરનાર થાઉં? તારા હૃદયની ઇચ્છા પૂરી કરવાને માટે એક શ્રમ કરનારો થાઉં? ત્હારે માટે સ્થાન અને સત્તા, આનંદ અને ખુશી જીતી આવવા સારૂ એક ફત્તેહમંદ રાજા થાઉં? જે સ્ત્રીને હું ચાહું છું, તેના હે આત્મા, તને તે સુખ આપવામાં આવશે, અને તારી ઇચ્છા પ્રમાણે હું માત્ર ખાકી રહેવાનેજ સંતોષ માનીશ.

"શું તારી એવી ઇચ્છા છે, કે હું ઉમદા, સાચા અને સારા કાર્યો માટે પ્રયત્નશીલ થાઉં? કે જેથી કરીને હું આ દુનિયાનું દ્રવ્ય નહિ, પરંતુ જે સુવર્ણ ઉપર કાટ ચઢી શકતો નથી, તે સંપાદન કરી શકું? જેથી હું સંસારી સુખ નહિ, પરંતુ જે સુખ ક્ષીણ થતું નથી; તે મેળવી

શકું, હું કીર્તીયુક્ત આંકાંક્ષા રાખી શકું, અને તે માટે સતત શ્રમ લઇ શકું? હું પશુવૃત્તિ છોડી, દૈવી સાધન સંપાદન કરી શકું? સઘળા સ્વાર્થ પરાયણ સ્નેહને બદલે સત્ય મનોહર અને સારી વસ્તુની ભકિત છે, તેવા સ્નેહને મેળવી શકું, તે સઘળું હું તારા સ્વાધીનમાં મુકવા તૈયાર છું, અને તારી ઇચ્છા હશે તે પ્રમાણે હું થઇ રહીશ. તથા તારા જીવનથી મારી જીંદગીની મર્યાદા નકી થઇ શકશે, ત્હારી વૃત્તિ અન્વય મ્હારી આકાંક્ષા દોરાશે. તારા આત્માની આકૃતિ ઉપરથી મ્હારી ઉન્નતિ અથવા અવનતિ તરફ લઇ જનાર મંનોભાવનાઓ ઉદભવશે.

## ગૃહિણીની ભકિત પરાયણતા.

તેનાં પતિનું અંતઃકરણ તેનાં ઉપર સલામતીથી આસ્થા રાખે છે. બુક ઓફ પ્રોવર્બ્સમાંના આ શબ્દોમાં ગ્રહિણીની ઉચ્ચતમ પ્રશંસા આવેલી છે. વોશીંગટન ઇરવીંગ કહે છે, કે "દુનીયાની તીવ્ર કસોટીઓ તેની સાથે પસાર કર્યા સિવાય, પોતાની દીલોજાન પત્ની શું છે, કેવા અને સેવા કરનારી દેવદુત છે, તે કોઇ પુરૂષ સમજી શકતો નથી" જેની સાથે પોતે પોતાનું જીવન અને સૌભાગ્ય વળગાડેલું છે, તેને માટે સતી સ્ત્રીઓનો પ્રેમ કેવો દૃઢ અને નિશ્ચય છે? બેહનો બેહનોથી, ભાઇઓ ભાઇઓથી, છોકરાંઓ મા બાપથી છુટાં પડે છે; પણ સતી સ્ત્રીઓ પોતે પસંદ કરેલા પતીથી કદી પણ છુટી પડતી નથી. જ્યારે આકાશમાંથી બીજા બધા તારાઓ નાશ પામે છે, ત્યારે તેનો પ્રેમ પ્રકાશે છે. જ્યારે સંગીતની બીજી બધી પુતળીઓ વાચા રહીત હોય છે, ત્યારે અંધકાર-માંથી બુલ પક્ષીની માફક તે પોતાનું ગાયન ગાય છે. માનુષી સંસારમાં સ્ત્રીની નીમકહલાલીનાં કેવા આશ્ચર્યજનક અને રમણીય દ્રષ્ટાંતો જોવામાં આવ્યાં છે! પોલીસ કોર્ટમાંની ગરીબ લાચાર સ્થીતીની અબળા પોતાની ઉપર હુમલો કરનાર જંગલી ધણીની સામે સાક્ષી પુરશે નહિ. ઉચ્ચ અને કુળવાન સ્ત્રી પોતે જેનાં પ્રત્યે વફાદારીનાં સોગન લીધા છે, તેને

માટે બધું હિમત રાખી સહન કરે છે. ફ્રેન્ચ રેવોલ્યુશન સમયે ઘણી બાનુઓએ પોતાનાં પતિઓ દેહાંતદંડની શિક્ષા માટે જવાના હતા, તે કલાક સચેત રહી, પોતાની મેળે શીરચ્છેદ કરવાનાં બાજઠ પર કૂદી પડી, પોતાનાં પતિને વળગી પડી હતી. અને તેમની પાસમાં સ્વેચ્છાથી મોત સહન કર્યું હતું. લેડી રાસેલરૂયેલ સ્ત્રીની ભકિતપરાયણતાનું એક નમુનેદાર દ્રષ્ટાંત છે. પોતાનાં ધણીની ઉપર કામ ચાલતું હતું તે સમયે પુરાવાની યાદી લેવા માટે તેણે હાજરી આપી. એ નિશ્ચય અને ઉત્તમ વર્તન, લોર્ડ રૂસેલના છુટકારા માટે તેણીની રાજા પ્રત્યે અસરકારક વિનંતીઓ, તેની આફતમાં ઉમેરો ન થાય, એટલા સારૂ પોતાની વ્યાધી સંતાડીને કરેલી તેની બહાદુર છેલ્લી સલામ, એ સર્વ સુંદર ઇતિહાસની નોંધો છે.

બીજા ચાર્લસના સમયમાં જે કુલીન પ્યુરીટન લોર્ડ હચીસન કારાગૃહમાં મરણ પામ્યો, તેની પત્ની લેડી હચિસનના સંબંધમાં એવુંજ ચિત્ર જોવામાં આવે છે. પોતાના ભર્તારના કેદખાનામાં ભાગ લેવાની તેણી લાગણી કબુલ નહિં થવાથી જે કિલ્લામાં તેને કેદ કરવામાં આવ્યો હતો, તેની પડોસમાં તે રહી, તેના એકાંત વાસને સુખી કરવા પ્રત્યેક દિવસે તેને મળી, અને તેના મરણ પછી તેણે તેની નોંધ લખી લીધી. આ નોંધ મહાન્ અંગ્રેજોના ઉત્તમ જીવન ચરિત્રોમાં ટકી રહી છે. કર્નલ હચીનસન તેણીનો સ્વભાવ સારી રીતે જાણતો હતો, તેણે એવી આજ્ઞાઓ કરી, કે તેનાં બાળકોએ બધી બાબતોમાં પોતાની માતાના કહેવા પ્રમાણે ચાલવું, તેણે વધારે કહ્યું કે "તેણીને કહો, કે તું અન્ય સ્ત્રીઓ કરતાં ચઢીઆતી છે. તેથી આ પ્રસંગે એક ભલી દેવી તરિકે અને સાધારણ ભેજાંઓની સ્ત્રી કરતાં ચઢીઆતી તું છે, એમ પ્રકટ કર!"

ગૃહિણીની ભકિતપરાયણતાનું બીજું દ્દષ્ટાંત લેડી એન ફેન્શોની બાબતમાં જોવામાં આવ્યું છે. તેણીના ભર્તારે હાઉસ ઓફ સ્ટુઅર્ટની નોકરીમાં દુઃખ સહન કર્યું. વુંસ્ટરના યુદ્ધ પછી તેની કેદ દરમ્યાન વરસાદ

કે તોફાન નહિં ગણકારતાં પ્રભાતમાં ચાર વાગે તેની કોટડીની બારી પાસે જવાનું તે ચુકી હતી. તેથી કરીને તેના એકાંત વાસને દેશવટામાં તે તેણે દિલાસો આપી શકી હતી.

દિલાસાના ફિરસ્તા જેવી ટોમસ હુડની પત્નીની વાત પણ ઘણી અસરકારક છે. તેની માંદગી અને દુર્દશા સમયે અશ્રુઓને એવી વફાદારી અને મૃદુતાથી તેણીએ તેને આનંદ અને આશ્રય આપ્યો. તેણીની ઉપરનાં પોતાના એક પત્રમાં તે કહે છે, "પ્રિયતમા ? મેં તને ઓળખી ત્યાં સુધી હું કંઇજ નહોતો. તે પછીથી હું વધારે ચડીઆતો, સુખી અને શ્રીમંત થયો છું. હે પ્રીયતમા! તું સત્યને જાળવી રાખજે, અને જ્યારે હું જુદો પડું, ત્યારે તેની મને સ્મૃતિ કરાવતી રહેજે.

અતિશય પ્રયત્ન કરતા બુદ્ધિમાનોની સ્ત્રીઓની યાદીમાં કવિ અને ચિત્રકાર વિલ્યમ બ્લેકની સુંદર ચક્ષુવાળી સ્ત્રી કેઈટ પણ પ્રથમ સ્થાન લ્હેશે. પોતાના ભર્તારની સર્વોત્તમ બુદ્ધિથી વાકેફગાર થઇને, તેનાં ચિત્રોના આકારોની નકલ કરીને અને પોતાનાજ હાથવતી તેમાં રંગ પુરીને તેણી તેને એ કામમાં મદદ કરતી હતી. પોતાની ૭૧ વર્ષની ઉમરે કે જે વખતે મૃત્યુનો હાથ તેની ઉપર હતો તે વખતે તેનું છેલ્લું ચિત્ર તેણીનીજ છબીનું હતુ. પોતાનીજ સ્ત્રીને પોતાની પાસમાં રડતી જોઇને, તે ચિત્ર કાગળ ઉપર ઉતારતાં પહેલાં તે બોલ્યો "ઉભી રહે કેઇટ ? તું જેમ છે, તેમજ રહે; હું તારૂં ચિત્ર આલેખી લઇશ, કારણકે તું હમેશાં મારા પ્રત્યે ફિરસ્તા જેવી રહેલી છે."

મધ્ય કાળોમાંથી નીચેની વાતમાં સ્ત્રીની વફાદારીનું કેવું આશ્ચર્યજનક અને સુંદર દ્રષ્ટાંત આપણને મળે છે ?

એક બહાદુર યોધ્ધો ક્રુસેઈડસની લડાઇમાંથી રક્તપીતીઓ થઇને પાછો ફર્યો હતો. તે સમયના રિવાજ પ્રમાણે તેને દેવળ અને જ્ઞાતિથી પતિત ગણવામાં આવ્યો હતો. રક્તપીતીઆનો પોશાક પહેરાવવામાં આવ્યો

હતો. અને ખિતરોમાં આવેલા એક એકાંત ઝુંપડામાં રાખવામાં આવ્યો હતો. એમ છતાં પણ ધર્માચાર્યોએ એવું જાહેર કર્યું હતું, કે લગ્નની ગાંઠ રક્તપીતના રોગથી પણ છુટે નહિ, અને તે વીરની સ્ત્રીએ પોતાના પીડાએલા ભર્તાર સાથે રહેવાનો આગ્રહ કર્યો હતો. ટેનીસને આ અસરકારક વાતને અમરકાવ્ય સાથે વરાવી છે. તે ગુલાબનાં ફુલો લઇને કેવી રીતે તેની પાસે જતી તે વિષે તે કહે છે. પણ તેણે તે પુષ્પો અને પોતાની અર્ધાંગનાનો સ્વીકાર કર્યો નહિ. તે વિષે તે સ્ત્રી ઉદ્‌ગાર કહાડે છે, કે હોલીક્રોસ અને વિજયી તલવારને ધારણ કરનારા હે મારા યોદ્ધા? જે પુષ્પો તમે સ્વિકારતા નથી, તે હું બીજી વાર તમારી પાસે રજુ કરૂં છું; જો કે એટલી બધી નજીક નહિ? "મારી સ્ત્રીની સૌંદર્યત્તા હું મારા રોગથી બગાડીશ નહી?" "અરે મારા નાથ! એમ કહી શું તમે મને ધિઃક્કારો છો? તમો કહો છો કે મારૂં શરીર બગડેલું છે; ત્યારે હું મ્હારૂં પ્રેમાળ માથું તમારી કોઢવાળી છાતી ઉપર મુકવાને તલપી રહું છું. અને એવી સ્થીતિમાં હું અહીં જુદી ઉભી રહું છું. રક્તપીતનો રોગ મારી ચામડી બગાડશે, પણ મારૂં અંતઃકરણ કદી પણ બગાડશે નહિ. પછી તે યોદ્ધાને મનુષ્ય જાત અને દેવળમાંથી બાતલ કરવાની ક્રિયા સમયે તે સ્ત્રી તેની પાસમાં ભરાઈ ભરાઇનેજ જાયુ છે, અને જ્યારે પેલો કહે છે, કે "હે પ્રભુ! મારો છુટકારો કરો!" ત્યારે તે સ્ત્રી કહે છે 'હે પ્રભુ! અમારો છુટકારો કરો.' તેણીના નિશ્ચય સામે તે ઘણી મહેનત કરે છે, પણ છેલ્લી કવિતા તેણીને વિજયી જાહેર કરે છે.

"ત્યાં તમને તેણે જુદા કર્યા; તે ગુરૂનો વાંક નથી. પોતાની બન્ને ફરજો પ્રત્યે વફાદારીથી આપણને એક વખત ફરીથી એકત્ર કરે છે; હું તેનો ઉપકાર માનું છું. હું સુખી અને ઘણી સુખી છું. મને આલિંગન કરો. અવિનાશી ઇશ્વરને નામે હું તમારી સાથે રહીશ, અને મરીશ."

તેજ મહાન્ કવિ રોમનીસ રીમોર્સ નામના કાવ્યમાં તેને મળતોજ, વિષય વર્ણવે છે. એડવર્ડ ફિડઝુરાલ્ડના જીવન ચરિત્રમાં કેટલાક વાકયોથી તે કાવ્ય સુચવેલું હતું. એમ કહ્યું છે, કે ચિત્રકાર રોમનીએ ઓગણીસ વરસની ઉમ્મરે પરણીને એવું સાંભળ્યું કે, જોસ્યુઆ રેનોલ્ડ અને બીજાઓનો એવો મત છે, કે લગ્નથી ચિત્રકાર બગડે છે. તેથી તેણે પોતાની સ્ત્રીને ઉત્તર પ્રદેશમાં તજી દીધી. તે ઘરડો, લગભગ ગાંડો અને છેક નિરાધાર થયો, ત્યાંસુધી તેણે તેને ભાગ્યેજ જોઇ. તે પાછો ફર્યો, અને છેક અંતકાળ પર્યંત તેણીએ તેની ચાકરી કરી.

તે મરતાં ચિત્રકારનું મન કોઇ વખત વિહ્વલ બનતું હતું. અને કોઇ વખત વિચારશીળ અને નિર્મળ થયું હતું.

"આજારીની સંભાળ લેનાર સ્ત્રી! તને ભાડે રાખવામાં આવી હતી? અથવા તારી મરજી પ્રમાણે એક નિરાશ અને તજાયલાની સંભાળ લેવા માટે તું આવી છે? ઘણા વખત પહેલા શું તને હું કોઈ સ્થળે મળ્યો નથી, તોપણ મને બરાબર પકી ખાત્રી થાય છે, કે કેન્ડલ ચર્ચમાં હું મલ્યો હું. અરે હા! મેં એક રૂતુને માટે તને ત્યાં ભાડે રાખી હતી; અને પછી આપણે જુદાં પડયાં. પણ તુ એટલી બધી ભલી દેખાય છે, કે મારા સુકાઇ ગએલા ગળાને એક ઠંડા પાણીનું ટીપું આપવાની ના નહિ કહે. ત્યાં તું હજી પણ મારા મસ્તક ઉપર ટીપાંઓ રેડે છે. તારો હાથ ધ્રુજે છે, મને શરમ લાગે છે. હું તને ચિન્તા રૂપ છું. તારી ક્ષમા માટે માફી માગી શકું? તે અશ્રુઓ મારા માટે છે? મારે માટે તો તે શું ઘણીજ કૃપાળુ છે? અરે મેરી મેરી! તાવના અને તે કાળા અરીણીઆ ઓષધના શબ્દો—જંગલી અને બડબડાટ કરતા શબ્દોથી શું તને અકળાવું છું, તે સામાન્ય દિવસમાં મેં ફરીથી ગોથું ખાધું છે, પ્રભુ મને ત્યાં રોકો! તારે માટે ઘણીજ વફાદાર માયાળુ અને ઉદાર દિલની ગૃહિણી કે જેણે હમેશાં ધર્મસુચક વેણ ગ્રહણ કર્યું હતું.

## સ્ત્રી સહાયક તરીકે.

પોતાના પતિઓનાં જીવન અને ભાગ્ય ઉપર, સ્ત્રીઓના જે પ્રભાવ છે તે વિષે ઘણુંજ થોડું લખાયલું છે. પણ જો દુનિઆને પ્રવૃત્ત કરનાર પુરૂષોના ખાનગી ઇતિહાસની નોંધ લેવાય, તો આશ્ચર્ય સાથે આપણે જાણી શકશું, કે તેઓ, ગૃહના અમલ અને ઉતેજનને કેટલા બધા આભારી હતા? જે ઝરાઓ દેશોને આકાર આપી ફળદ્રુપ કરે છે તે, શાન્ત સ્થળોમાંથી વહે છે. કોઇ શાન્ત ખુણામાં ઝરો નીકલે છે, વધારે પહોળો થઈ નદી બને છે, મોટા શહેરોની તરસ મટાડે છે, અને ખીણોને લીલા લ્હેરથી હસાવે છે; તેમજ જનસમુહથી છાનાં સ્થળમાં જે મહાન જીવનો માનુષી સંસારને ઠીક ઠાક કરી સુખ આપે છે, તેઓને ઝીલવામાં આવે છે, અને ઉછેરવામાં આવે છે. પોતાની પાસમા સ્થિર થયલી સ્ત્રીના જેઓ આભારી થયા નથી એવા થોડાજ મનુષ્યોએ આપણને પવિત્ર અને ઉચ્ચ મદદ આપી છે. જનસમુહે જેને જોયેલ કે ધારેલ નથી. એવા સફેદ હસ્તોએ એઓની બુદ્ધિ ઘડી છે, એઓની પ્રવૃત્તિઓને દાબમાં રાખી છે તેઓની ભૂલ સુધારી છે. અને તેઓની આખી જીંદગી રચી છે. પોતાના પતિની દઢતા, પ્રૌઢતા અને પવિત્રતા જાળવવાને પ્રતાપી સ્ત્રીમાંથી સદ્‌ગુણ પ્રકટ થાય છે. વેસ્ટ મિન્સ્ટર એબીમાં જ્યારે મીસીસ ગ્લાડસ્ટન પોતાના પતિની કબર પાસે ધ્રુજતી ઉભી હતી, ત્યારે પ્રીન્સ ઓફ વેલ્સે તેના હાથને ચુંબન કર્યું. તે વખતે તેણે બધાં હૃદયોને લાગણી ઉત્પન્ન કરતી અનુકમ્પા બતાવી; એટલુંજ નહિં પણ જે શકિતથી તે મહાન્ મરનાર ઉચ્ચપદને પામ્યો હતો, તે પણ બતાવી આપ્યું. બધા મોટા પ્રસંગોમાં મીસીસ ગ્લાડસ્ટન પોતાના ધણીની સાથે સભાસ્થાને આવતી. પોતે જેમાં પ્રવિણતા મેળવી હતી, એવી ઉમદી અને જુસ્સાવાળી ભાષામાં જ્યારે તે જનસમુહને ઉપદેશ કરતો, ત્યારે તે પ્લાટફાર્મ ઉપર તેની બાજુમાં બેસતી. દિવ્યલોકમાં

જન્મેલો વકતા પણ જેને માટે નિરભિલાષ ન થાય, એવું માણસોથી ઊભરાતું ટોળું ત્યાં હતું. મહાન્ કાર્યની સત્યતા માટેજ નહિ પણ તેણીના પ્રેમ સારૂ પણ તે પોતાની ફરજ બજાવતો. અને જ્યારે તે પ્રવાહની ગતિ બંધ થતી અને ઉદ્વેગ અને લાગણી, તિરસ્કાર અને અનુકંપા, બુદ્ધિ અને કેળવણી પોતાનું કાર્ય સંપૂર્ણ કરતાં, ત્યારે મનુષ્યોનો પોકાર અને અજાયબી પામતી પ્રજાઓના જય જયના નાદ કરતાં તે થાકી ગયેલા વકતાને તેણીનો ખુશી અને રમણીય દેખાવ વધારે પ્રસન્ન કરતો હતો.

અર્લ રૂસેલ, વિસ્કાઉન્ટ પામરસ્ટન અને લૉર્ડ બીકન્સફીલ્ડનું પણ આમજ હતું; કારણ કે કુલીન અને પ્રશંસા યોગ્ય પત્નીઓથી તેઓ પણ સુખ સંપન્ન થયા હતા. રાત્રીની બેઠકના અંત પર્યંતે હાઉસ ઓફ કૉમન્સની સ્ત્રી ચિત્રમાળામાં આ ભકિત પરાયણ સ્ત્રીઓ કવચિતજ નહિ હોય. તેઓની હાજરીની પ્રેરણાથી તથા તેઓના પ્રેમ અને અભિમાનની પ્રતિતિથી ઘણા મહાન્ કાર્યો વધારે આશકત આગ્રહથી આગળ કરવામાં આવ્યાં હતાં. ઘણા પ્રૌઢ અવસરોને મનોહર સંગીતનાં રૂપો આપવામાં આવ્યાં હતાં. અને ઘણા બહાદૂર લડવૈયાઓને નાઇટને યોગ્ય એવી શોભાથી ઘોડા ઉપરથી ઉતારી પાડવામાં આવ્યા હતા.

## સ્ત્રીઓની ભકિત પરાયણતાનાં પ્રસિદ્ધ દૃષ્ટાંતો.

સ્ત્રીઓએ પોતાના ભર્તારોને ઉત્તેજન અને ઉત્પાદન આપ્યું છે તેનાં કંઇ એટલાજ દ્રષ્ટાંતો નથી. વળી જીવન ચરિત્રોની યાદીઓ એવું સિદ્ધ કરે છે, કે જે જુસ્સાઓ પ્રજાને આનંદ અને પ્રકાશ આપે છે, તે જુસ્સાઓ જુજ અપવાદો સિવાય ગૃહની વેદી ઉપર તપાવવામાં આવ્યા હતા.

પ્રખ્યાત હ્યુગ ગ્રોટીઅસ પોતાનાં રાજદ્વારી લખાણો માટે કેદ પકડાયો હતો. પોતાના છૂટકારા માટેજ નહિ પણ પોતાનાં બધાં ઉત્તમ પરાક્રમો

માટે પણ તે પોતાની વફાદાર પત્નીને આભારી હતો. તેની બધી પ્રવૃત્તિઓમાં તે તેની ઇષ્ટમીત્ર અને મંત્રી હતી. પોતાના ધૈર્ય અને અડગ પ્રેમથી આરંભની પ્રતિકુળતામાં તે તેને ઝીલી રાખતી હતી. ફ્રેન્ચ નિરૂપક ડીટીકવેવિલે એમ બોલતો કે તેનું લગ્ન એ તેની જીંદગીનું ઘણુંજ ડહાપણ ભરેલું કાર્ય હતું. તેના વિદ્યા સંબંધી પ્રયત્નોને તેની ગૃહિણીએ અતિશય જાગૃતી આપી હતી. જે કાર્યો તેણે નિરાશામાં તજી દીધાં હોત, તે કાર્યોમાં તેણીના ઉત્તેજન અને અતી પ્રવૃત્તિ રખાવી હતી. પોતાના મિત્ર ઉપરના કાગળમાં તે કહે છે "મને ઇશ્વરે જે સુખો આપ્યાં છે, તેમાં મારી દૃષ્ટિમાં સૌથી મોટું સુખ મેરીથી થયુ છે. મોટી કસોટીઓમાં તે કેવી છે તે વિશે તમે કલ્પના પણ નહિ કરી શકો. હમેશાં જ્યારે તે ઘણી નમ્રજ છે, ત્યારે તે દૃઢ અને જુસ્સાવાળી થાય છે. હું ન જાણું તેવી રીતે તે મ્હારી તપાસ રાખે છે. મને દુઃખ દેતી આફતોને સમયે તે મને નમ્ર, શાંત અને નિડર બનાવે છે, પણ પોતે પવિત્ર અને શુભ આશાવાળી રહે છે."

પોતાના દુશ્મનોના સખ્ત જુલમ વખતે પોતાનાં વિકટ કાર્યોમાં મહાન્ સ્વદેશાભિમાની એમગીઝટને એવાજ મંત્રીત્વથી આધાર મળ્યો હતો. પોતાના વૃતાન્તમાં તેની સ્ત્રીની નમ્ર ભકિત માટે તે કેવો આભારી હતો તે જણાવે છે. પોતાની કારકીર્દિની ઉલટપાલટોથી તે કદી પણ નિરૂત્સાહી બની ગભરાટમાં પડી નહોતી. તેની ફતેહોથી તે ખુશી થતી અને પરાજ્યથી કદી નિશ્વાસ નાખતી નહિ. જ્યારે મૃત્યુએ તેણીને પોતાની પાસમાંથી જુદી પાડી, ત્યારે પોતાના જીવનનો પ્રકાશ ગયો, એમ તેને લાગ્યું.

રિચર્ડ એકરસ્ટર પોતે કહી શકતે તે કરતાં પોતાની કુલીન સ્ત્રીનો વધારે આભારી હતો. તેનાજ શબ્દોમાં તે "આશરે ઓગણીસ વર્ષો સુધી તે એક બીજાની સહાયતાનો લાભ જાણીને અખંડ પ્રેમ અને પરસ્પર સંતોષમાં રહ્યો હતો. જ્યારે ઉપદ્રવથી તે દુઃખી થયો, ત્યારે તે તેની ,

પાસે પ્રજેતીને લાકડે, અને કારાગૃહના અંધકારમાં ઉભી હતી. જ્યારે તે મરણ પામી ત્યારે પોતાની પ્રિય પત્નિનું વિદ્યાવિષયક ચિત્ર તેણે દુનિઆને અર્પણ કર્યું. ત્રણ સૈકા પસાર થયા છતાં આ ચિત્ર નિસ્તેજ થયું નથી. પ્રતાપી ડેવીડ લીવીંગસ્ટને પોતાની ભક્તિપરાયણ સ્ત્રીનો આભાર કહી બતાવ્યો છે. સંકટોમાં તે ખુશીથી ભાગ લેતી અને રખડપાટોમાં સાથે રહેતી હતી. તે જ્યારે મરણ પામી, ત્યારે પોતાના મિત્ર રોડરીક મર્ચીસન ઉપરના પત્રમાં તેણે લખ્યું કે "મારે કબુલ કરવું જોઇએ, કે આ કારી ઘાએ મને વિવ્હલ કર્યો છે. બીજું જે કંઇ બન્યું હતું, તેથી તો હું તે સંકટોનું નિવારણ કરવા વિશેષ સમર્થ થતો હતો, પણ આ ઘા વાગવાથી હું નિરાશ અને અશકત થઇ ગયો છું. હજી પણ મારી ફરજ હું બજાવીશ, પણ હું તે ફરીથી શરૂ કરૂં છું તે માત્ર અંધારી દ્રષ્ટી મર્યાદામાં છે.

સેમ્યુલ રોમીલી પોતે લખેલા આત્મ ચરિત્રમાં પોતાની સ્ત્રીનું અસરકારક ચિત્ર મૂકી ગયો છે. તેના વિષે તે એમ કહે છે કે તેના આખા જીવનમાં જે સુખ અને ફતેહ તેને મળી, તે ઘણે અંશે તેનાથીજ મલી હતી. તે એવું લખે છે કે પંદર વર્ષ સુધી તેણીનું લક્ષ તેના સુખ અર્થેજ હતું. જ્યારે તે મૃત્યુ પામી, ત્યારે તેની ઉંઘ જતી રહી, તેની વિચારશકતિ ડગમગી ગઈ, અને ત્રણ વરસમાં તે, અવિનાશી અને અચલ પ્રકાશમાં તેણીની પાછળ ગયો હતો.

સ્વિટઝરલાન્ડ નિવાસી પદાર્થશાસ્ત્ર હ્યુબર સત્તરમે વર્ષે આંધળો થયો હતો. પણ તેની વફાદારી સ્ત્રીએ તેને પોતાની આંખો ઉછીની આપી હતી. જે વડે પોતાને પ્રસિદ્ધિમાં મુકનારા અભ્યાસને જારી રાખી શકયો હતો. તે પરણ્યો તે પહેલાં તે સુંદર અને સુલક્ષણુ સ્ત્રીને તેણીના મિત્રોએ કહ્યું "ફ્રાન્સીસ હ્યુબરને પરણતી નહિ; તે આંધળો થયો છે." પણ તે બોલી, જ્યારે એમ છે તો પછી તેને હાલ કરતાં મારી વધારે જરૂર છે."

ઇતિહાસ કર્તા નાઈ બુહરે પોતાના કાર્યોમાં મદદ કરનાર પોતાની ભક્તિપરાયણ સ્ત્રીની ભક્તિ માટે ઘણોજ આભાર જણાવ્યો છે. દરેક ઐતિહાસિક રાજદ્વારી અને વિદ્યાવિષયક શોધોમાં તે પોતાની સ્ત્રી સાથે ચર્ચા કરતો; અને મુખ્યત્વે કરીને તેણીના આનંદ અર્થેજ તેણે પોતાનું અધ્યયન ચાલુ રાખી વાંચનને સરળ કરનાર ગ્રંથો બહાર પાડ્યા હતા.

રોમમાં એલચીપણાના કાર્યમાં નાઇબુહરનો અનુયાયી બન્સન પણ પોતાની નમ્ર અને ચપળ સ્ત્રીની બહાદુરી અને ભક્તિનો આભારી હતો. તેના ઘણાંખરાં અગત્યનાં કામો તેણીના ઉત્પાદન અને ઉત્તેજનથી પરિપૂર્ણ થયાં હતાં. તેની છેલ્લી માંદગી વખતે તેણીની તેના પ્રત્યેની સેવા એટલી બધી માયાળુ અને સ્થિર હતી, કે જ્યારે તેને અઢેલીને તેની પાસમાં ઉભી હતી, ત્યારે તે બોલતો "તારી મુખાકૃતિમાં મેં અવિનાશી ઇશ્વરને જોયો છે."

"ધી મેસાયા" ના કર્તા ક્લૉપસ્ટૉકે પોતાની પત્નીમાં કોમળતા તથા શાન્ત અને અશ્રમિત કામ કરવાની શકતીનો ઝરો જોયો હતો. તેની કવિતા ઉપર કરેલી તેણીની ટીકાઓ વિવેકયુક્ત તીવ્રબુદ્ધિથી ભરપુર હતી. તે પ્રસવાવસ્થામાં મરણ પામી. પોતાના છેલ્લા વિયોગની અસરકારક નોંધ તે કવિ પોતાની પાછળ મુકી ગયો છે. તેણીની સાથે પ્રાર્થના કર્યા પછી જેવો તે તેણીની ઉપર વાંકો વળ્યો, અને "ઇશ્વરની આજ્ઞા હોય, તો તું મારી રક્ષાણ કરતી દુત થા" એવું બોલ્યો, ત્યારે તે બોલી "તમે હમેશાં મ્હારૂં રક્ષણ કરનારજ થયા છો." "ઇશ્વરની આજ્ઞા હોય તો તું મારૂં રક્ષણ કરનારી દુત થા" એમ જયારે તે ગદગદતે અવાજે ફરીવાર બોલ્યો, ત્યારે તેણીએ પોતાની પ્રેમયુક્ત આંખો તેની ઉપર તાકીને કહ્યું "અરે! કોણ તમારી રક્ષા કરનારી દુત ન થાય?" તેણીના પવિત્ર આત્માએ ત્યાગ કર્યો. તે પહેલા દેવદુતનાં વિમળ આનંદમાં તે બોલી "મારા પ્રેમ! તમે મારી પાછળ આવશો."

"લિબરટી" વિષેનો પોતાનો પ્રસિદ્ધ ગ્રંથ જોન સ્ટુઅર્ટ મીલ પોતાની ગતપત્નીને નિરાશાવાળા શબ્દોમાં આ પ્રમાણે અર્પણ કરે છે:—"મને જુસ્સો આપનારી મારા લખાણોમાં જે બધું સર્વોત્તમ છે, તેને અમુક અંશે બહાર લાવનારી, જેની સ્તુતીપાત્ર સત્યતાની સમજથી મને ઘણું ઉત્તેજન મળતું; અને જેનાં આનંદદાયકારથી મને મુખ્ય બદલો મળતો, એવી સખી અને પત્નીની સ્નેહયુક્ત અને શોકયુક્ત યાદગીરિમાં હું તને આ ગ્રંથ અર્પણ કરૂં છું" ફ્રાઉડનું મરડી મચડીને અવળો અર્થ કરેલું આત્મચરિત્ર ડહાપણવાળાઓની મુખ્ય ભૂલોમાં ગણાવું જોઇએ. તેની સાથે ને સાથે હેડિંગટન ચર્ચયાર્ડમાં પોતાની સ્ત્રીની કબર ઉપર કરેલા કાર્લાઇલના લેખને મુકવાનું અમે ઉચીત ગણીએ છીયે:—"તેણીની પ્રકાશવાન હયાતિમાં સામાન્ય રીતે હોય તે કરતાં વધારે વ્યાધિઓ તેને પ્રાપ્ત થઇ હતી, પરન્તુ તેનામાં કોમળ પ્રીતિપાત્રતા, સત્ય અસત્યની સમજશકતી, અને જવલ્લેજ હોય એવી અંતઃકરણની વફાદારી હતી. ચાળીસ વર્ષ સુધી તે તેણીના ભર્તારની સાચી અને પ્રેમાળ સાથી હતી. જે જે કામો તેણે કર્યાં, તે તે સર્વમાં અન્ય કોઇ ન કરી શકે, તેવી રીતે શબ્દ અને કાર્ય થકી તેણીએ તેને અશ્રમિત રીત આગળ કર્યો."

ગૃહિણીની ભકિત, અને ભર્તારના આભારીપણા પ્રત્યે વિલિયમ કોબેટે જે પ્રશંસા કરી છે તે સુંદર છે. તે કહે છે કે "પ્રેમે મને મારા ફુરસદના કલાકો માટે એક સહિયર સાથે રહેનારી આપી. તેને જો કે વિદ્યાસંપન્ન થવાની તક મળી નહોતી, તોપણ તે એટલી બધી સારી સમજવાળી, ઉપયોગી જ્ઞાન ધરાવનારી, નિર્દોષ, પોતાની બધી રીતભાતોમાં યોગ્ય, મન વાચા અને કર્મમાં શુદ્ધ નિઃસ્વાર્થી ઉદાર, મારા પ્રત્યે અને તેણીનાં બાળકો પ્રત્યે ચાહના રાખનારી અને કોઇપણ જાતના આડંબર વિનાની હતી; તે સાથે તે એટલી બધી સુંદર અને વાચાળ હતી, તથા તેણીનો

સ્વર એટલો તો મધુર અને આનંદી હતો, કે મેં હમેશાં કહ્યું છે તે પ્રમાણે જો મારો સ્વદેશ મારા શ્રમને માટે આભારની લાગણી રાખે, તો તે આભાર માટે સંપૂર્ણ રીતે તે મારા જેટલીજ લાયક છે.

પોતાના મિત્ર જાકોબી ઉપર લખતાં હરડરે કહ્યું હતું કે "મ્હારે એક સ્ત્રી છે; તે મારા જીવનનું વૃક્ષ છે, મને દીલાસો આપે છે, અને સુખ આપે છે. આશ્ચર્ય પમાડી જતા રહેતા ક્ષણિક વિચારોમાં પણ અમે એક છિયે."

પોતાની પત્નીના જે પ્યારે પોતાને સર્વ માણસના કરતાં વધારે સુખી બનાવ્યો હતો, તે પ્યાર વીષે હીન કહે છે કે "તે પ્યાર સ્ત્રીના હૃદયમા નીવાસ કરતા પ્યારમાં સહુથી વધારે દ્રઢ, સત્ય અને કોમળ હતો."

કોમળ-હૃદયી અને ઉદાસી ઝીમરમેનની પત્નીએ આત્માપકર્ષમાંથી અને દૂનિઆના અનાદરમાંથી તેને ઘણીજ કોમળતાથી બચાવી લીધો હતો. "મારી ગરીબ ઝીમરમેન? હવે તને કોણ સમજશે?" એ અસરકારક શબ્દો સે પોતાની મરણ પથારીમાં પડીને બોલી હતી.

પોતાને અંગ્રેજી કારીગરોમાં પ્રથમસ્થાને મુકનારાં કામો માટે જોન ફ્લાકસમેન પોતાની બુદ્ધિ કરતાં પોતાની પત્નિનો ઓછો આભારી થયો નહોતો. નિરાશામાં તે તેને ખુશી કરતી, ગરિબીમાં કરકસર રાખતી, તેનો પત્ર વ્યવહાર સંભળાતી, તેનાં ચિત્રો ગોઠવતી, તેના સૌન્દર્યના શોકને પોષણ આપતી; અને તેના બધા પ્રયત્નો અને વિજયોની એક દેવદુત જેવી હતી. ખરેખર તેઓ એકજ વિચારવાળા બે આત્માઓ એક સાથેજ ધબકતાં બે અંતઃકરણો હતાં. પોતાના ધર્મપદ નિમોજનના પચાસમા વાર્ષિકોત્સવે વાથ શેપેરના રેવરંડ વિલિયન જોને તેની પરિષદની સ્ત્રીઓએ ૬૫૦ પૌંડની એક થેલી ભેટ કરી હતી. કેટલાક ઉપકારના શબ્દો બોલ્યા બાદ તે પાદરીએ મીસીસ જોને સંબોધી કહ્યું, "હું આ થેલી સ્વીકારૂં છું, અને તને ભેટ કરૂં છું. મારી થેલી તેં હમેશાં જાળવી છે, અને એટલા માટે તે એટલી બધી

સારી રીતે જળવાયેલી છે. તારા સુખને માટે, ઉપયોગને માટે, તારી સેવા માટે અને તારા શાન્તવન માટે તેને તદન પવિત્ર ગણજે, મને લાગે છે કે તેં આ વિષે તારા મનમાં કલ્પના નહિ કરી હોય, પણ તે તારે માટે બરાબર યોગ્ય છે. મીસ્તર મેયરમેન અને મિત્રો ! મને ખાત્રી છે, કે મીસિસ જેકે જેને મારી પત્નિ થયે પચાસ કરતાં વધારે વર્ષો થયાં છે, તેની કીંમત જો તમે જાણો તો તમારામાંનો એક પણ એવો નથી કે તેમાં સંમતિ ન આપે. જો હું મારી ભવિષ્યની પ્રજાને જનવાને શકિતમાન્ થઇશ, તો જનસમુદાય ઉપર તેણીએ જે ઉપકાર કર્યાં છે, તે હું બતાવી આપીશ. મારી ધારણા પ્રમાણે તેણીએ પોતાના જાતિની કેટલી બધી ઉન્નતિ કરી છે, અમારા પંથના પાદરીઓના તંદુરસ્તી માટે તપાસ રાખી તેણીએ દેવળ અને પરિષદ્ ઉપર કેટલા ઉપકારો કર્યા છે. તેના બધી કસોટીઓમાં તેણીએ તેને આનંદ આપ્યો છે, તેની ફરજોનું સ્મરણ કરાવ્યું છે, અને તે ફરજો અદા કરવામાં તેને ઉત્તેજન આપ્યું છે તેના કપાળેથી સાંજનું ધૂમસ-જળ તે ઘણીવાર લુછી નાંખતી, અને પોતાના સેવા કરવાના કામમાં પ્રવૃત્ત કરવા તે તેને ગુંચવણો અને વિઘ્નોમાંથી મુક્ત કરતી. વળી મારા કુટમ્બ ઉપર તેણીએ કેટલા બધા ઉપકારો કર્યા છે. અને બધાં તેને નસીબદાર કહે છે. તે કહેવા માટે કેટલું બધું સબળ કારણ છે ?

સર હેનરી લોરેન્સ ઉપર તેની સ્ત્રીએ કોમળ અને પ્રેમાળ સોબતી તરિકે એવીજ રીતે ઉપકાર કર્યા છે. તેના વિદ્યા વિષયક શ્રમોમાં અને હિંદુસ્તાનના લોકોની સ્થીતિ સુધારવાના તેના પ્રયત્નોમાં તેની વફાદાર પત્નીએ મજમુત સહાય કરી હતી. તેના મહેનતમાં, તેના ભયમાં, ને દુઃખોમાં તેને સર્વ પ્રકારે મદદ કરીને, અને ખરી રીતે પોતાના કુલીન ભર્તાર સાથે એક થઇને તે ખુશીથી ભાગ લેતી હતી.

સર જેમ્સ મેકીન્ટોશ એની ભકિત વિષે નીચેના પુરાવો આપે છે. "મારી ખામીઓ! મુર્ખતાથી તાજો થઇને ને મારી સર્વથી વધારે ખરાબ

સ્વામીને ટાળતી. પ્રેમ થકી તે ડાહી થઇ; અને જો કે તે ઉદાર સ્વભાવની હતી, તોપણ તેણીના મારા પ્રત્યેના પ્રેમથી તે કરકસર શીખી હતી. કુછંદમાંથી તે મને નરમાશથી પાછી ખેંચી લેતી. મારા નબળા અને અસ્થિર સ્વભાવને તેણીએ ટેકો આપ્યો હતો. મારા નિરૂત્સાહને દૂર કરી, તે મને ઉપયોગી અને યશદાયી કાર્યોમાં પ્રવૃત્ત કરતી; હમેશાં તે મારા અવિચાર અને પ્રમાદને ઠપકો દેવા તૈયાર રહેતી. હું જે છું અને થઇશ તે માટે તેણીનો આભારી છું."

સ્ત્રીની ભક્તિ અને સેવાનાં આવાં દ્રષ્ટાંતો છે. જેનો સંગ્રહ કરતાં અસંખ્ય થઇ શકે! જો મનુષ્ય, સ્ત્રી પ્રત્યે ઉંચું વર્તન રાખે, તો તે તેની સાથે વધારે ઉમદા રીતે વર્તે. જો તે તેણીને ભાવથી ચાહે, તો તે વધારે ભાવથી તેને ચાહે. મનુષ્ય ચડી શકે; એવું એકે પવિત્ર અને નિસ્વાર્થ પ્રેમનું શીખર નથી, કે જ્યાં સ્ત્રી તે શીખરથી વધારે ઉંચાઇએ ન જઇ શકે; તેણીના કરતાં તેના ધણીની આકાક્ષાં વધારે વિશાળ હોય પણ તેણી પોતાની વિશાળતાની ખામી અત્યંતતાથી અને હમેશાં ટેક, તેની વફાદારીથી તે પુરી કરે છે.

પોતાને ચાહનાર અને પાળનાર ભર્તારની સેવા સતી સ્ત્રી આ ભવમાંજ કરશે એમ નથી. તેણીના ગયા પછી સદા તેની યાદગીરી એક કીંમતી હવાલા સમાન રહે છે. "તે ઉપરના પિતાના ગૃહ" ને તેને વાસ્તે વધારે નજીક અને સુલભ કરશે. ઘણીવાર એમ પણ લાગશે, કે તેણીને માટે વિલાપ કરતા હૃદયની અને પોતે જે ગૃહની રક્ષણ કરનારી દેવદુત હતી, તેની ફરીને મુલાકાત કેમ લેતી હોય નહિ? એમ લાગે છે.



# પ્રકરણ ૨ જું.

## સ્ત્રી એક માતા તરિકે.

જેની મુખાકૃતિઓપર ગંભીર લાવણ્યતા છવાઇ રહી છે. અને જેનો અગાધ પ્રેમ એજ આલિંગન છે. એવી મનુષ્ય જાતની માતાઓ ઇશ્વરે મુકરર કરેલી ઉચ્ચ અને પવિત્ર પદ્વી ધારણ કરે છે. વેદીઓની અગ્નીથી તેઓની છાતીઓ પ્રકાશે છે. તેઓની ભ્રકુટી ઉપર પવિત્ર તેજોમંડળ છવાઇ રહેલું છે, હમણાં તેઓ જીવનનું રક્ષણ કરનારી સેવકી અને અભિષિકત થયેલી મુખ્ય ધર્માધિકારીઓ છે. હે અભિષિકત થયેલી સ્ત્રીઓ ? તમારે એક કીર્તિવાળી ફરજ અદા કરવાની છે. મહાન્ ભવિષ્યના ઓલાદો તમારામાંથી ઉદ્‌ભવે છે, માટે પવીત્ર અને નીતિપરાયણ થાઓ ! તમારૂં ભાગ્ય પ્રશસ્ત છે. બધા સદ્‌ગુણો તમારામાં છે. અને બધા દુર્ગુણો પણ તમારામાં છે. હંમેશાં પ્રજાના વર્તનનો આધાર તમારા ઉપર છે.

Mary Howitt.

હે ધિરજવાળી, નિઃસ્વાર્થી અને પ્રૌઢ સ્ત્રીઓ ! તમે કે જેઓ મજબુત અંતઃકરણોથી, અને આજીજી કરતા હાથોથી, કોમળતાના પ્રભાવથી કામ કરો છો, અને તમારાં છોકરાંના રકતમાં ઉમદા વિચારો અને પવિત્ર ઉદ્દેશો રેડો છો, તેનો ઈશ્વરી સેવકી હોવાનો અધિકાર કોણ રદ કરશે. ?

માતૃત્વ એ સ્ત્રીયત્વનો મુગટ છે. કીર્તીના તેજોમંડળથી સ્ત્રીની આસપાસ વ્યાપી રહેલું આ વર્ણન દેવદૂતોની સાથે હરીફાઇ કરવાની તેણીની યોગ્યતા સાબીત કરે છે. જેમાં માતાપણું રહેલું છે, એવા પ્રાણીઓ વિષે હલકો અભિપ્રાય કોણ બાંધી શકે ? રિચર કહે છે કે જે મનુષ્યની માતાએ બીજી બધી માતાઓને પુજય બનાવી નથી, તેની ઉપર અમને

દયા આવે છે. "માતા" એ શબ્દમાં નમ્ર સહનશીળતા, અશ્રમિત માયા અને કોમળ પ્રેમનો ઇતિહાસ કેવો સમાયેલો છે. સત્યતા અને સતત ભાવની અશ્રુઓ અને નિશ્વાસોની, જેનો બદલો નહિ મળ્યો હોય, એવી અગાધ ભક્તની અને પૃથ્વી ઉપર જેનો બદલો ન મળી શકે, એવી કાળજીઓની કેવી લાંબી નોંધ તે શબ્દ તેની સાથે લાવે છે? આ પ્રેમ કદી નિષ્ફળ થતો નથી, તે બધું સહન કરે છે; ને બધી બાબતોમાં આસ્થા અને આશા રાખે છે. સુવર્ણની પાંખોની પેઠે પકડીને અને ઝીલીને પોતાના જીવ જાનની ભૂલો અને ખામીઓને ઢાંકે છે. આ સંસારમાં જન્મતું બાળક સર્વગુણસંપન્ન હોય, યાને કલંક લાવે તેવું હોય, સુંદર હોય અથવા તો સાદું હોય, પણ માતાનો સંપૂર્ણ રીતે લાડ લડાવનાર સ્વર્ગીય અનુરાગ તે વિષે થોડીજ દરકાર રાખે છે. તે બાબતમાં તેણી તેના ઉપર સાક્ષાત સ્વર્ગીય ભાવ રાખે છે. આ ભાવ પરમ અને સર્વોત્કૃષ્ટ સ્વીકારનું પ્રત્યક્ષ ચૈતન્ય છે. જે આપણા સદ્ગુણોને ઉત્તમ ગણે છે. અને આપણી ભૂલો તથા ખામીઓને નજીવી લેખે છે. અને જે ચૈતન્ય સંસારની સર્વ ચિન્તાઓની પાછળ બીજે કોઇ સ્થળે અવશ્ય રીતે રહે છે. પોતાનું બાળક થયું એટલે બસ. જ્યારથી તે પહેલવહેલું શ્વાસોચ્છ્વાસ લેવા માંડશે, ત્યારથી તેને આસક્ત અનુરાગના બાદશાહીના જભ્ભામાં સુવાડવામાં આવશે; રાજાઓને પણ દુર્લભ એવા વધારે મધુર ગીતથી ઉંઘાડીને શાંત રાખે, એવું અંતઃકરણ તેનું પોષણ કરશે, તે છોકરૂં ઇમરસને કહ્યું છે. તે પ્રમાણે વાસ્તવિક રીતે આ સૃષ્ટિ જ્યારથી ઉદ્ભવી છે, તે વખતથીજ પ્રવાહિત થતું રક્ત શાહેનશાહી રક્ત કહેવાતું હોય, તો તે શાહેનશાહી રક્તનું બચ્ચું છે; અને જો આપણે સદ્ભાવનાપૂર્વક કહી શકતા હોઇએ તો તે ઇશ્વરના શબ્દોથીજ નહિ. પરંતુ તે ઇશ્વરના મહાન્ હૃદયમાં ઉતરી આવેલું છે, એમ તે માતા ગણે છે.

માનુષી સંબંધોમાં પવિત્રતાના ક્રમો છે. અને મનુષ્યોના પુત્રપુત્રીઓમાંથી માતૃત્વને પ્રથમ સ્થાન આપવાને કોણ આંચકો ખાશે? લગ્નથી

જોડાયલો પ્રેમ અગાધ છે, તો પણ તે એક બીજાના અંગીકારથી થાય છે. અને અરસપરસની ભકિત અને પ્રતીતિ ઉપર ટકે છે. અને તેને કોઇ શરતોની જરૂર નથી, માતાનો બાળક સુંદર હોય એટલા સારૂ નહિ, પણ તે તેણીનો જીવતો અંશ, તેણીનાં હાડકાનું હાડકું, અને તેણીના માંસનું માંસ-તેણીની પ્રકૃતિનો ભાગ છે. માટે માતા પોતાના બાળકને ચાહે છે. આ કારણથી માતાનો પ્રેમ, પિતાની ભકિત કરતાં વધે છે. માતાઓને એમ લાગે છે કે તેઓનાં બાલકો જન્મ્યા પહેલાં જે રેશાઓ તેઓના સાથે સંધાયેલાં હતાં, તે રેશાઓથી હજુ તેઓની સાથે જોડાએલાં છે. તે સિવાય પણ ગર્ભ ધારણ અને ઉછેરવાની જે લાંબી મુદત છે, તે તેઓની એકરૂપતા વધારે સમીપ અને દ્રઢ કરે છે. માર્ટિન અને તેણીના બાલક વચ્ચેનો સંબંધ ઘણી સુંદર રીતે વર્ણવેલો છે. તે કવિતાઓ સત્તરમાં સેંકડાના આરંભમાં લખાઇ હતી:—

"મારો રાજા મારા ખોળામાં સુએ છે. અને મારી છાતી ઉપર ધાવે છે. તે દરમીયાન તેનો પ્રેમ મારા જીવનને ટકાવે છે. અને મારી બુદ્ધિને વિશ્રાંતિ આપે છે. મારા બાળક, ધાવી રહ્યા પછી મારા ખોળામાં તું વિશ્રાન્તિ લે; એટલે તારી મા અને ધાવ ભલે તારૂં પાલણ થાય."

મારી ઇચ્છાનુસાર હું બધું કરી શકતી નથી, એથી હું દિલગીર છું; કારણ કે હું તારાં ભલા સિવાય બીજું કંઇ ઇચ્છતી નથી.

તોપણ હું તારી છું, તારી માતા હું ભલે થાઉં, તારી થવાની મારી ફરજ છે, અને હું તારી થઇશ; અને તું મારા ઉપર જરા કૃપા કરીને સંપૂર્ણ રીતે મારૂંજ થજે.

મારા નાના બાળ! હાલરડું ગા.

મારા સુખના કારણ! હાલરડું ગા.

આ માયા કે જે માનુષી બાળકને માટે તેના જન્મ સમયે તૈયાર રહે છે, તે જો ન હોત તો માનુષી બાળ પણ લાંબા વખત સુધી પરવશ

રહેતું હોવાથી, તે દરેક બીજું સચેતન પ્રાણી માણસના કરતાં વધારે જલ્દીથી પોતાને માટે બંદોબસ્ત કરી શકે છે, અને એકલું ઉભી શકે છે, એ સિદ્ધ વાતથી, ઈશ્વરી રચનાઓના ડાહાપણમાં આપણને ખામી લાગત. પણ જેમ સૂર્યના તાપ પતંગીઆને ખુશી કરે છે, નરમ જુન મહિનો ગુલાબને હવા પુરી પાડે છે, અને નાજુક તરતનાં પાંખ આવેલાં પક્ષિઓને રૂવાંથી ઢંકાયેલા માળાઓ હુંફ આપે છે. તેમ માનુષી બાળકને જન્મ સમયે જોઈએ, તેવું રક્ષણ મળે છે. માતા તેની પરવશતાને માટે આશ્રય છે; તેની ધીકી બુમને અનુકુળ કરતો કાન છે; તેનો અંગીકાર કરવા માટે ઘડાયેલું અંતઃકરણ છે; આ બધું મનુષ્યના ભાગમાં મળેલી પરમેશ્વરની પરોપકાર વૃત્તિ સુચવે છે. પોતાને અપાયેલા નવા જીવનના આનંદમાં જ્યારે તે પોતાનું કષ્ટ ભુલી જાય છે, તે ક્ષણથી માંડીને કદાચ તે બચ્ચાં સંબંધી દીલગીરીની પોતાની છેલ્લી ફરજ અદા કરવી પડે, તો તેમ થતાં સુધી તે માતા બચ્ચાંની પથારી ઉપર વાંકું વળે છે; અને તેણીનો સુંવાળો હાથ, તેની ભમરનો તાપ શાંત કરે છે; અને ત્યાં સુધી સાચી માતાનું અંતઃકરણ એવું હોય છે કે જેનો કદી ફેરફાર થયો હોય એમ દીસતું નથી. તે પોતાનાં બાળકો માટે સીવે છે. અને ગુંથે છે. અને ઝડપથી સીવનાં સીવતાં મધુર સંતોષથી ગાતી જાય છે. પોતાનાં બાળકોને પાઠ તૈયાર કરવામાં મદદ કરવા સારૂ તે નિશાળે જાય છે. જેમ તેઓનું જીવન વધારે વિશાળ થતું જાય છે, તેમ તેમ તે ઉન્નતિનું દરેક પગલું અભિમાનથી જુએ છે. જો તેઓ નિષ્ફળ થાય છે, તો તેણીનો પ્રેમ નિષ્ફળતાના ઘાઓ રૂઝવવા બહાર નીકળે છે. જો તેઓ વિજય મેળવે છે, તો તેણીની પ્રશંસા તેઓના વિજયનો મુગટ થાય છે. જે અપમાન તેઓને સંતાપ આપે છે, જે તેણીને વધારે સખ્ત પ્રશંસા ઉમંગ આપે છે, તે તેણીને ઘણોજ આનંદ આપે છે. આપણે જ્યારે થાકીએ છીએ, અને નિરાશ થઈએ છીએ, ત્યારે તેણીની પાસે જઈએ

છીએ. ખરેખર આ પૃથ્વી ઉપર માનવી, વિચાર કે શબ્દ કરતાં કાંઇ શ્રેષ્ઠ હોય, તો તે માતાનો પ્રેમ છે. તેનાથી આપણે કદી પણ છુટા પડતા નથી.

અમે એક બીજાથી છુટાં પડી શકયાં નહિ. તે એટલે સુધી કે અમારી બન્ને ઇચ્છાઓથી ઉપરાઉપર ખડકેલી દુનીઆઓ પણ વાંદળાંઓ વિજળીથી છુટાં પડે તેમ છુટી થઇ જતી. જીવતાં અમે નજ જુદાં પડયાં. મરણે પ્રયત્ન કર્યો પણ તેનાથી એ તે કામ બન્યું નહિ.

## માતૃત્વનો આનંદ.

પોતાનાં બાળકોથી માતાને જે આનંદ મળે છે, તે કેવો સુંદર આભાસ છે! પોતે જેને ચાહે છે, અને માન આપે છે, તેની સાથેના લગ્નનાં આનંદ પછી, દરેક ઉમદા સ્ત્રી, માતૃત્વ એ ઘણીજ ઉંડી આનંદની ખાણ છે, એમ ધારે છે. માતાઓને પરમેશ્વર ઘણા ગુહ્ય આનંદો આપે છે. જેવાં તે બચ્ચાંઓ તેઓના અંતઃકરણોમાં વાસ કરે છે, કે તરતજ તેઓનામાં ઉલ્લાસ આવે છે. જે નવો પ્રેમ આ સંસારમાં તેઓને માટે ઉદ્દભવે છે, તેથી માતૃત્વ ધારણ કરતો વખતે પડતાં દુઃખો અને શ્રમોનો તેઓને પુરતો બદલો મળે છે. ડીકિવન્સી કહે છે, કે “ મેં ઘણી વખત એમ કહ્યું છે, કે બાળકો સાથે નિત્ય સહવાસ રાખવો, એ હલકું કામ નથી, એમ માનનારી સ્ત્રીઓ પોતાના જીવનનું સ્વર્ગ વર્ષો સુધી ચાલતી પ્યારની ઉમેદવારી કે લગ્નના પ્રાથમીક સમયોમાં નહિ, પરંતુ પોતાના પરિચિત ઇલાહેદા ઓરડામાં માને છે કે જયાં—નોકરો ન હોય, તો તો પરમેશ્વરનો પાડ પણ હોય, તો ગૃહના કોઇ દૂરના ભાગમાં હોય એવે સ્થળે—આખો દીવસ તે એકલી હોય, તેણીનું પહેલું અને તાજેતર જન્મેલું બાળક તેણીની પાસે હોય, હળવે હળવે ચાલી શકતું અને બાળક તેણીનો ઝભ્ભો પકડતું હોય, તથા પોતાના નાના ધડકતા અંતઃકરણનો પુર જુસ્સો બતાવતું વારંવાર પોતાનાં નાનાં આંગળાઓ વડે તેણીનાં આંગળાઓ પકડતું હોય. આ પ્રમાણે બાલ્યાવસ્થાની

સૌંદર્યતાવાળાં અને એજ વૃક્ષની જુદી જુદી અવસ્થાનાં અંકુરો એક કે ત્રણ સંગાથે હોય, અને જો તેણીના નસીબમાં આ સ્વર્ગીય સુખ મળ્યું હોય તો તે તેણીના જીવનના ઘણાજ પવિત્ર ભાગમાં ચાલે છે–તે જો કે તેણીને તે ગતિની કોઇવાર ગમ રહેતી નથી, સેવાથી તેણી પ્રૌઢ થાય છે, નિર્દોષપણું અને વિશ્વાસના સહવાસથી તેણી સુંદર થાય છે, પોતાનાં છોકરાંને પવિત્ર રાખતાં પોતે પવિત્ર થાય છે, અને પોતાંના બાળકોને પરમ માર્ગ બતાવવાની ઉત્કંઠાથી પોતે પરમ પદ પામે છે.

મીસીસ બ્રાઉનીંગ, એક માતા, જેણે માતૃત્વની ફરજ અદા કરવામાં અયોગ્યતા બતાવી હતી, તેને સંબંધી બહુ સુંદર રીતે વર્ણન કરે છે,

હું તો ધારતી હતી કે એક માતાને છોકરૂં પ્રાપ્ત થાય છે, તે તેણીને પવીત્ર કરવાને અર્થે હોય છે. વળી એમ પણ માનતી હતી કે તે માતા ઉપર સ્વર્ગનીવાસીઓની દ્રષ્ટી પડે છે, અને તેમ થવાથી તે મનુષ્ય જાતીની સુધારણા અર્થે કોશીશ કરી શકે છે. એ પ્રમાણે હોઇને એક માતાનું જીવન સત્ય અને સારા તરફ પ્રેરણા કરનાર શું હોતું નથી?......... જો કે આપણે જેમ ગુલાબનાં પુષ્પને પ્યારથી ચીમળાવી નાંખીએ છીએ, તેમ આ માતા પોતાનાં બચ્ચાંને ઘણાં ચુંબન કરે છે, તોપણ તેનામાં તો ઉપર વર્ણવેલો કંઇ ગુણ દ્રષ્ટીમાન થતો નથી.

જે માતાની ઇચ્છા પોતાની સંતતીને સત્ય બોલનારાં કરવાની હોય, તેણે પોતે સત્ય રહેવાની અગત્ય છે, જે માતાની ઇચ્છા પોતાની સંતતીને પવિત્ર કરવાની હોય, તેણે પોતે પવિત્ર રહેવાની અગત્ય છે. જે માતાની ઇચ્છા પોતાની સંતતીને ક્ષમાયુકત કરવાની હોય, તેણે પોતે ક્ષમાદાન થવાની અગત્ય છે. જે સદગુણો તે, તેની પ્રજામાં અર્પણ કરી શકે છે, તે સદગુણોનું મુળ સ્થાન તે પોતાના હૃદયમાં હોવું જોઇએ. અને તેની કૃપાવંત અસર તે હૃદયમાંજ થવી જોઇએ. અને એ પ્રમાણે પોતાનાં છોકરાંને ઉપયોગી થવામાં તે પોતેજ મહત્તા મેળવે છે, તથા શ્રેય સંપાદન

કરે છે. મનુષ્ય જાતીની કૃપણુતા, ભ્રષ્ટતા, લોભ અને દુરાચાર વિષે જેને કાંઇપણ જ્ઞાન હોતું નથી, એવાં નાનાં બાલકોનાં દેખાવ કરતાં બીજો કાંઇપણ દેખાવ આ જગતમાં વધારે પ્રેમમય નથી. આવાં નાનાં બચ્ચાંઓ, આ જગતમાં ઇશ્વરની હાજરીમાં મધ્યબીન્દુઓ છે. અને જ્યારે આપણે તેઓના મધુર સત્યતા, અદુષીત નિર્દોષતા, તેમની વર્તણુંકની સ્પષ્ટ રીતે દેખાઇ આવતી સ્વચ્છતા અને સ્વર્ગીય નીશ્ચિંતના વિષે વિચાર કરીએ છીએ, ત્યારે વિદ્વાને કહ્યું છે, કે—"સ્વર્ગની ભૂમીમાં આવાં માણસોનું સ્થાન છે." એ વાક્યથી આપણને આશ્ચર્ય રહેતું નથી, અને આ વાતમાં પણ કાંઇ આશ્ચર્ય પામવાનું નથી કે સાચી માતાઓ, મેળાવડાઓ અને સમાજો, બોલ રમવાનાં સ્થાનો અને નાટકશાળાઓ કરતાં પોતાનાં છોકરાની હાજરીને વધારે પસંદ કરે છે. કેમ કે તે માતાઓ સમજે છે, કે છોકરાંઓને ઉછેરવાની કૃતીએ પોતાને માટે સ્વર્ગનું દ્વાર છે. અને છોકરાંઓ કે જે ઇશ્વરની નજીકથી થોડા વખત પહેલાંજ આ જગતમાં આવ્યાં હોય છે. તે છોકરાંઓ જ્યારે આનંદ સાથે પોતાનાં ચહેરા સામું જુએ છે, તે વખતે ઇશ્વર પોતાની નજદીક, જેટલો પાસે હોય છે, તેટલો નજદીક, બીજે કોઇ પણ વખતે હોતો નથી.

આ વાત ખરી છે, કે ઘણી વખતે માતાઓ છોકરાંઓ ઉછેરવા સંબંધે કામકાજથી થાકી જાય છે. પરંતુ તે થાક સ્ત્રી જાતીને એક પવિત્ર થાક છે. અને તે થાક તેને પ્યારની સેવામાં થાય છે, એમ ગણવાનું છે.

આવોજ વિચાર મીસીસ વીલ્સનને, જ્યારે તેણીએ "એક થાકેલી માતા" વિષે નીચે પ્રમાણે મમતાયુક્ત લખ્યું, ત્યારે તેને આવ્યો હતો:—

તેણીએ કહ્યું કે "મને મ્હારા ઘરથી તેમજ તે સંબંધી ખુચે નહિ તેવા હલકા કામોથી એટલો બધો કંટાળો આવે છે, કે હું બહારના જગત સાથે મળવાને આતુર છું, કે જેથી જીવનનો હું સંપૂર્ણ ઉપભોગ કરી શકું.— બીજાના હાથમાં રાખેલા શીશામાંથી જે

જલબીંદુઓ પડે છે, તેનું હું ખુશીથી પાન કરૂં છું. પરંતુ તેથી મ્હારી તૃષા ટળતી નથી. તેથી કરીને પીવાની વસ્તુ મ્હારા હાથમાંજ હોય, તે હું ચાહું છું.

તેણીને લાગે છે કે તેના હાથમાં બીજા કોઈનો હાથ આવી જાય છે. અને નાની આંગલીઓ પોતાની આંગલીને અડકે છે, કે તેનાં હૃદયમાં એક મૃદુ યાદદાસ્ત તાજી થઈ જાય છે. અને પોતે પોતાના મૃત થયેલા નાના બચ્ચાને જોઈ શકે છે. અને બોલી ઉઠે છે. કે ' હું સ્નેહના સંપૂર્ણ પ્યાલામાંથી પાન કરી શકું છું.

હે મ્હારા પ્રભુ? મ્હારાથી મુર્ખાઈ ભરેલું જે બોલાઈ ગયું, તે માટે તમે મને ક્ષમા કરો. કારણ કે સ્નેહ છે, તે સર્વથી શીરોમણી છે. તેનાથી રહીત જીવન એ કાંઇ વસ્તુજ નથી. મને જે સુખ પ્રાપ્ત હોઈ શકે, તે પ્રાપ્ત થવા દો, અને પછી હું કંઇપણ વસ્તુને માટે ફરી યાદ કરીશ નહિ. જીવનની સામે ગમે તે વસ્તુ ભરી હોય, તે ભલે; પરન્તુ સ્નેહરૂપી દ્રાક્ષારસ વગર તેણીની તૃષા શાંત થઈ શકતી નથી.

અને આ વાત જાણીને પછી હું મ્હારી દરરોજની ફરજને શી રીતે હલકી અથવા નાની કરી શકું! કેમકે સ્નેહ એવી વસ્તુ છે, એ જે નાનામાં નાની ફરજ તરીકે સ્થાપીત કરે છે. હે પ્રીયતમ? તમે મ્હારા પ્રત્યે સ્નેહ બતાવવા અને મને ઘરમાં સલામતીથી રહેવા દેવા માટે હું ઈશ્વરનો પાડ માનું છું. વળી બહારના જગતમાં જે દુઃખીઓ હોય છે. તે ઘરમાં હોતા નથી.

## માતાઓ કેવી રીતે મનુષ્ય જાતીને સારાં સંસ્કારી કરી શકે છે?

માતૃત્વની અંદર જે બાબતો અને ચારસ્થાયી અસર સ્ત્રી જાતિ કરી શકે છે, તેવી અસર જીંદગીના કોઈપણ સંબંધમાં તેણી કરી શકતી નથી. કોઈક રૂઢ પ્રકારને મુખી જુએ છે, તે પહેલાં તો વંશની

ગંભીર નીયમ ગ્રાહ્ય કરે છે, કે માતા તે છોકરાના શરીરના બાંધાને અસર કરે છે, એટલુંજ નહિ, પરંતુ પોતાના ગુણો તે છોકરામાં ઉતરી આવીને તેની નીતિ સંબંધી વર્તણુંકની ઉપર પણ અસર કરે છે. માતામાં જે વલણ, ઇચ્છાઓ અને લાગણીઓ હોય છે, તે ઘણે ભાગે છોકરામાં આવે છે, હજી તેણે સાધારણ હવા શ્વાસોશ્વાસમાં લીધી હોય છે, તે પહેલાં તો માતા તે છોકરાંની ઉપર માનસીક અને નૈતીક રીતીએ સારી અથવા નરસી, એક આશિર્વાદ સમાન અથવા એક શ્રાપ સમાન અસર કરે છે, છોકરાંના જન્મ પહેલાંજ માતા શું ખાય છે, અને પીએ છે તેનીજ નહિ, પરંતુ તે કેવા વિચાર કરે છે, અને તેને કેવી લાગણી થાય છે, તેની અસર છોકરાંઓ ઉપર થાય છે. આ વાત સારી રીતે જણાયલી છે, કે–એક ગર્ભવંતી માતા એકાએક ભયવ્યાપ્ત થાય છે, તો તેનું પરીણામ તે છોકરાંની ઘેલછામાં આવે છે, જાગૃતી આપનારા પદાર્થોનું વધારે પડતું સેવન, છોકરાંને નબળા શરીરવાળું અને નબળા ભેજાવાળું બનાવે છે. અને કાંઇ ત્રાસદાયક અથવા બેડોળ વસ્તુ માતાના જોવામાં આવે છે, તો છોકરૂં બદસીકલ જન્મે છે, અને જયારે આવા પ્રકારની શારીરિક અસર થાય છે, તો પછી નૈતીક અસર થાય, તે વાતથી આપણે શું અજ્ઞાત રહેવું જોઇએ? છોકરૂં તંન્દુરસ્ત થાય, તે માટે માતાનું શરીર તન્દુરસ્ત હોવાની આવશ્યકતા છે,—પરંતુ એક ખામી વગરનું અને સમતોલ મન, શાંત અને ઉદાર સ્વભાવ, શાંત અંતઃકરણ, સ્નેહ સત્ય અને આત્મ–નીગ્રહની ટેવો અને ઇશ્વર પરાયણ આત્મા–એ સઘળી વસ્તુઓ છોકરૂં જીવનના કાર્યને માટે યોગ્ય નીવડે, તેટલા માટે જરૂરની છે. "આલ્ટન લોક" ની અંદર એક દરજીના મુખમાંથી જે શબ્દો નીકળે છે, તે શબ્દો કેટલા બધા ભયંકર છે—કે જે તે આપણા દેશનાં અનીતીના સ્થાનમાં જન્મતાં છોકરાંઓના સંબંધમાં બોલે છે કે–"માતાના ચાંવૂણની સાથેજ છોકરાં, ગ્રોડીયામાંથી અનીતીવાળાં, જન્મ્યા પહેલાંજ

આડે માર્ગે ગયેલાં." ઇત્યાદી. બીજા હાથ ઉપર જેઓ પોતાની માતાની ધર્મશ્રદ્ધાના આભારી હોવાની સાક્ષી આપતા હતા. સર્વ જે કંઇ કહેતા તેનો સાર નીચે પ્રમાણે,છે.

જો મ્હારામાં કંઇ સારાપણું અથવા ખુબી હોય, તો તે તેની કીર્તી મ્હારી માતાને ઘટે છે; તેણીએ મને ડહાપણના દરવાજામાં દોર્યો હતો. અને મ્હારી આગળ દોસ્તી મુકી હતી

દરેક સ્ત્રીએ ડહાપણવાળા અને પવીત્ર ડાકતર પલ્સફોર્ડના આ શબ્દો સર્વથા વિચાર કરવા યોગ્ય છે. "જો મનુષ્યત્વનો મુળ ઝરો માતા હોય, જો આપણે આપણા અસ્તિત્વ માટે તેના આભારી હોઇએ, અને જો આપણે તેને માતાના નામથી સંબોધતા હોઇએ, તો પોતાના સ્વભાવ અને ક્રીયાની પવિત્રતા વિષે જે શું જોઇએ, તે કરતાં વધારે ગણત્રી કરે છે! શું તેની છાતી સઘળા સ્વર્ગીય ગુણોનું સ્થાન હોવું ન જોઇએ! શું તેનામાં સર્વથા પવિત્ર, ઉત્પાદક સ્નેહ વૃદ્ધી પામેલાં ન હોવાં જોઇએ? શું ઇશ્વરે સઘળી સ્ત્રીઓને શિક્ષણ આપ્યું નથી, કે ગર્ભસ્થાનના મૃદુ અંધકારમાં તે ખાસ કરીને કૃતી કરે છે? આશાવંત માતાના પાતિવ્રત્ય અને પવિત્રતા દ્વારા, ગર્ભમાં રહેલા બચ્ચાંની ખરાબીને તે દુર કરી દે છે. અને છુપી રીતે જગતમાં આવનારા તે નાના બચ્ચાંના શરીરમાં પોતાની દૈવી વિભૂતીનું આરોપણ કરે છે. 'મેં તને ઉદરમાં પેદા કર્યો; તું ઉદરમાંથી બહાર આવ્યો, તે પહેલાં તો મેં તને પવિત્રતા આપી હતી.' ઇસાક ગર્ભમાં હતો, ત્યારથીજ તેને વચન આપવામાં આવ્યું હતું. સેમ્યુઅલ, જન્મથીજ પોતાની માતાની ભકતીનો આવેશ પોતામાં લઇ આવ્યો હતો. 'આ છોકરાને માટે મેં ઇશ્વરની સ્તુતિ કરી હતી; અને તેટલા માટેજ મેં તેને ઇશ્વરને અર્પણ કર્યો હતો. ઇલીઝાબેથ સામાન્ય લોકોની દ્રષ્ટીથી દુર રહેતી હતી, તેનું કારણ એ હતું, કે-પોતાના ગર્ભસ્થાનમાં રહેલું બચ્ચું ઇશ્વરી સંપત્તીવાળું આવે, તેટલા

માટે પોતે ઇશ્વરનું સામીપ્ય રાખવું, પોતાને જરૂરનું લાગ્યું હતું. અને જેકોઇ સ્ત્રીએ પોતાનેજ પુછ્યું હશે, કે આ જગતમાં આવનાર બચ્ચાંની માતા કેવી હોવી જોઇએ? મને તો લાગે છે કે દરેક માતાની ઇચ્છા દૈવી સંપત્તીયુક્ત સુંદરી થવી જોઇએ, કે જેથી દૈવી સંપત્તીવાળુંજ બચ્ચું જન્મ પામે. હે આશાવંત માતાઓ? અમે તમને વિનંતી કરીએ છીએ, કે ઇશ્વરની દયાથી તમે તમારા શરીર રૂપી, સુંદર અને જીવન યુક્ત આકૃતિ. ઇશ્વર પ્રત્યે આપશો, કે જેથી કરીને તમારા જ્ઞાનતંતુઓ, તમારાં અણુઓ, તમારૂં રૂધીર, એ સર્વ ઇશ્વરી જુસ્સાથી સંમીલીત થાય,"

## માતાઓ અને છોકરાંઓ

માબાપના સમય ઉપરથી, આપણે જો આ માનુષીક સૃષ્ટીમાં છોકરાંના વાસ્તવીક અસ્તીત્વ ઉપર આવીએ, તો માતૃત્વની સત્તા વિશેષ આવશ્યક થાય છે. પહેલો શિક્ષક તે માતા છે. આત્માની કુંચીઓ ધારણ કરવાનું ગંભીર અને અગત્યનું કાર્ય માતાનું હોય, બચપણના પહેલા સ્નેહને કુતીમાં મુકે છે. વિચાર શકતીનાં પ્રથમ બીજને તે ધારણ કરી વિકાસ આપે છે. અને છોકરૂં ભકતીની પ્રથમ પ્રાપ્તી, માતાથી મેળવે છે. જેમ્સ માર્ટીનોમાંથી એક ફકરો લઇએ, "જયારે માતા પોતાનાં છોકરાંને પોતાનાં ઘુંટણ નજીક ઇશ્વર સંબંધી વાત કરવાને બોલાવે છે, ત્યારે તે માતા તે બચ્ચાંઓના સ્નેહનું સર્વથી મહાન સ્થાન હોય છે. છોકરાંઓની ઉપરની તેની સત્તાને લીધે ઇશ્વર માનનીય થાય છે. તેવી ચક્ષુની પવિત્રતાને લીધે ઇશ્વર પવિત્ર થાય છે. તે સમયે રહેતી કુમળાદીથી ઇશ્વર ડર રાખવા લાયક થાય છે, તેના અવાજની મૃદુતાથી ઇશ્વર પ્રીય થાય છે." માતાના કાર્યની મહત્વતા અને અગત્યતા તથા તેની જવાબદારીના બોજન વિષે યથાર્થ ગણના કેતનાથી થઇ શકે તેમ છે? માતાના ઝુલતા હાથને નાશ નહિ પામનારા આત્માઓ

વળગી રહે છે, તેના મુખની આસપાસ ઇશ્વરની સમજ આવી શકે, તેવા આત્માઓ એકઠા થાય છે. અને જે ઇશ્વરની તરફથી તેઓ આવ્યા હોય છે, અને જ્યાં તેઓ પાછા જવાના છે, તે ઇશ્વર સંબંધી માહતી મેળવવાને તેઓ ઉભા રહે છે. પોતાના બચ્ચાંના ઘોડીયા ઉપર નીચે વળતી એવી કોઇકજ માતા હશે, કે જે ધીમા અને માનયુક્ત અવાજથી નીચે પ્રમાણે કહેતી નહિ હોય.

"મ્હારા ઓરડામાં એક શાન્ત રોવાબ પ્રસરી રહ્યો છે. એક મધુર ભયથી હું કહું છું, ભવીષ્યકાળ તેના પ્રકાશ અને અંધકારની સાથે સમય અને નીરંતરતા એ સર્વ અહીં છે બચપણમાં જેમ વાળીએ, તેમ વળી શકે; તેવા સમયમાં માતાઓ, જે ગતી આપનારી સત્તા જીવનને અગાડી ખેંચે છે, અને દોરે છે, તે સત્તા આવે છે. તેઓ તે તરૂણ છોડને દક્ષીણ અથવા ઉત્તર તરફ વાળે છે, નાના ઝરાને તેઓ જલયુકત ભીનાશવાળી જગ્યા તરફ અથવા તો તાજા અને ઉલ્હાસવાળા સમુદ્ર તરફ ગતી આપે છે. આ વાત સત્ય રીતે કહેવામાં આવી છે." ઘોડીયું, એ કુટંબની યજ્ઞભૂમિ છે. તે સ્થળે છોકરું પ્રશંસાનું પહેલું પ્રાર્થનાપદ શ્રવણ કરે છે, સ્વર્ગનું સ્વપ્ન નીરખે છે, અને એક દેવદુત ચેહરો પોતાની ઉપર પ્રકાશતો જોવાને જાગ્રત થાય છે," નૈતીક અને ધાર્મીક બાબતમાં દેખરેખ રાખવાના કાર્યમાં માતા સર્વથી શ્રેષ્ટ છે. અને તે એકલીજ ઉભી રહે છે, તે ફરજ ગુરૂજન અથવા શિક્ષકને સોંપી શકતી નથી. ઇશ્વરનું સોંપેલું તે કાર્ય તેનું છે. અને જે કાર્ય પોતાના આત્માને દુષણ લગાડ્યા વગર અથવા તો પોતાના બચ્ચાનું ભવિષ્ય જોખમમાં મુક્યા વગર તે બાજુએ મુકી શકતી નથી. છોકરાઓ બહાર બતાવવાને અને પોષણ કરવા માટે અથવા તો અહીં તહીં ફેરવવા માટે તેની સંભાળમાં મુકાયલાં કંઇ જાનવર

નથી, પરન્તુ એક નીતીવાળું પ્રાણી છે. અને જે ઈશ્વર તથા નીરંતરતાની સાથે સંયોગ ધરાવતી શક્તિ અને પ્રેરણુ બુદ્ધીને લીધે મહત્વતાયુકત છે. અને તેટલા માટે પોતાના ઉપર ફરજ રહેલી છે, કે તે બચ્ચાંને માત્ર ચાલતાંજ નહિ. પરંતુ ઉડતાં શીખવવું જોઇએ. માત્ર આ જગતની ફરજો, અને સંબંધોને લગતા કાર્યમાંજ ડહાપણુ ભરેલી રીતે ચાલતાં તેને શીખવવાનું માત્ર નથી. પરંતુ આકાશની સાથે વ્યાપાર કરતાં પણ તેને શીખવવાનું છે. બીજે સ્થળે મદુતા અને અહીં બેદરકારી એવું વર્તન હોય, તો તે માયાળુપણું નહિ, પરંતુ માયાળુપણાની ભ્રાન્તિ છે. તેણીએ માત્ર શરીરનું પોષણ કરવું, અને આત્માને સુધીત રાખવો, એમ થવું ન જોઇએ. સર્વોત્કૃષ્ટ સ્વભાવની સર્વથી વહેલી સંભાળ લેવાવી જોઇએ. દૈવી શકતીઓને તેમને અનુકુળ થતું પોષણ મળવુંજ જોઇએ. આત્માની દોરવણી. જે વાંચ્છનાઓ, જે અભીલાષાઓ અને જે ટેવો, આત્માની નીરંતરતાની છાપ થવાની છે. તેના તરફ થવી જોઇએ. જે માતા પોતાનાં છોકરાંને તે મહાન પીતાની સંભાળ નીચે મુકીને ઘુંટણ પર બેસીને નીચે પ્રમાણે કહી શકે, તે માતા પોતાનું કાર્ય ઉમદી રીતે અને યથાસ્થીત બજાવે છે.

હે પ્રભુ જે તમોએ મને આપ્યું છે. તે હું તમારી પાસે રજુ કરૂં છું. એટલે કે સુવાસ પ્રકાશ અને સુવર્ણમય ગુપ્ત ભેદ. પગ કે જે વડે તમારી પાછળ ચાલવું જોઇએ, ઓષ્ટ કે જેણે તમારા મહીમા ગાવો જોઇએ. અને અવયવો કે જે જીર્ણ થાય તે પહેલાં તેણે તમારી સેવામાં પરાયણ રહેવું જોઇએ.

હે પ્રભુ ! તમે મને જે આપ્યું, તે તમારી સેવામાં મુકું છું. એટલે તે મારા જીવનમાનું જીવન, મ્હારા સ્નેહમાંનો સ્નેહ, તેને તમે સંભાળશો. પરંતુ હું તે કિંમતી હવાલાનો હીસાબ સ્વર્ગમાં હાજર થઇ તમારી પાસે રજુ કરૂં, ત્યાં સુધી તે મને પાછું આપશો.

# સદ્વર્તનનું રચાવું.

સદ્વર્તનની ક્રીયા, એ ઇશ્વરે સ્ત્રીના હાથમાં સોંપેલું એક ગંભીર અને મહાન વીશ્વાસનું કાર્ય છે. અને એક બચ્ચાનું હૃદય સ્નેહ અને સત્ય તરફ એટલું બધું વલણયુકત છે, કે આપણે જો દરેક માતાને "તારી શ્રદ્ધા મ્હોટી છે" એમ જો ન કહી શકીએ, તો પણ તારી તક મ્હોટી છે, એટલું તો કહી શકવુંજ જોઇએ; બચપણના સમયમાં ગ્રહણ કરવા માટે મન મીણ જેવું કોમળ છે. અને ધારણ કરી રાખવા માટે આરસપાણના જેવું દ્રઢ છે. જે સત્ય વસ્તુઓ, જીંદગાનીમાં ઘણી કીમતી અને મદદગાર થાય છે, તે વસ્તુઓ, મન ઉપર ઘણી સહેલાઇથી અને ઘણી ટકાઉ રીતે પોતાની છાપ પાડી શકે છે. તે સમય બચપણનો સમય છે. એક મકમ જેસ્યુટ કહે છે, કે એક છોકરો અગીયાર વર્ષની વયનો થતાં સુધીમાં મ્હારે હવાલે કરો, અને પછીથી તેની સંભાળ ગમે તે માણસ લેશે, તે વીષે મને કંઇ દરકાર નથી." એ સમયે જે વસ્તુ જે તેને શીખવવામાં આવે છે તે વસ્તુ તેના આત્માના તંતુઓ અને રેશાઓમાં આમેજ થઇ જાય છે. તે માનસીક અને નૈતીક જીવનનો એક ભાગ થઇ પડે છે, અને જોકે પાછલના સમયમાં તે વીષે પ્રશ્ન કરવામાં આવે, અથવા તીરસ્કાર બતાવવામાં આવે તો પણ તે સદંતર નીર્મુલ થઇ શકસે નહિ. દૈવી રંગ ભુંસાઇ જતા નથી. તેમ એક માતાના ઘુંટણ સમીપ અપાયલું શીક્ષણ કોઇ રીતે ભુસાઇ જતું નથી. આત્મા એક પાટીના જેવો છે. જેની ઉપર એક વખત લખાયલી વસ્તુને ભુંસી નાંખી બાજી વસ્તુ લખી શકાય, પરંતુ કોઇ મહાન ગમગીની અથવા કોઇ સખ્ત નીરાશા કે આસીડથી, પાછળથી લખાયલ વસ્તુઓ કાઢી નાંખી શકાય અને શરૂઆતમાં આ લખાયલા અક્ષર સ્પષ્ટ થઇ

કે. એક માતાના હાથવડે, આપણા બચપણના સમયમાં આપણા હૃદયમાં ગ્રંથીત થયેલાં પવીત્ર સીદ્ધાંતો, ઉમદી નેમો, અને ધાર્મીક છાપ તથા શીક્ષણ આપણે સદંતર તોડી શકીએ નહી, તે સમયે અને તેનાથી નીચેના વિચારો અર્પણ થાય છે.

વિચારો કે જે આપણને ટકાવી રાખે છે. આપણને પુષ્ટિ આપે છે, અને જે આપણાં ઘોંઘાટવાળાં વર્ષોને નીરંતરની ચુપકીદીમાં માત્ર એક ક્ષણ જેવા બનાવી દેવાની સત્તા ધરાવે છે. જે સત્યો કોઈ વખત નષ્ટ નહિ થવાને માટે જાગ્રત રહે છે.

જેને બેદરકારી, અથવા ગાંડો પ્રયત્ન, કીંવા છોકરો અથવા તો આનંદની સાથે શત્રુતા ધરાવતી કોઈ પણ ચીજ સદંતર નીર્મુલ નાશ કરી શકતી નથી. કિંવા સદંતર નાશ કરી શકાતી નથી.

એક પવીત્ર, ચાહનારી, ઉમદી, અસ્વાર્થી માતાની જાદુઈ અસર હમેશને માટે આપણી સાથે નીકટ સંબંધ રાખી રહે છે. આ વાતનું એક અસરકાર દ્રષ્ટાંત એક શેહેરી પાદરીએ કહેલું છે. લંડન શેહેરમાં એક છોકરાંને નધણીયાતું છુટું છોડી દેવામાં આવ્યું હતું. તે છોકરાંને પરગણામાંના એક આશ્રમમાં બીજાં છોકરાંઓની સાથે મોકલવાને પસંદ કરવામાં આવ્યું. તેનાં ફાટી ગયેલાં કપડાં લઈ લેવામાં આવ્યાં; અને અવેજમાં નવાં વસ્ત્ર આપવામાં આવ્યાં. પાદરી જયારે બીજા છોકરાંઓની સંભાળ લેવામાં રોકાયો હતો. તેવામાં પેલો છોકરો જે ખુણામાં તેના ફાટી ગયેલા કપડાં નાંખી દેવામાં આવ્યાં હતાં, ત્યાં ગુપચુપ ગયો. અને પોતાની જુની ટોપીમાંનું અસ્તર કહાડી લઈને પોતાના ગજવામાં મુક્યું. પાદરીએ પુછ્યું. "અલ્યા, તે ટોપીનું તું શું કરે છે? હવે તારે ટોપીની કંઈ જરૂર છે!" છોકરાએ પોતાની આંખમાં આંસુ સાથે જવાબ દીધો કે "સાહેબ મને માફ કરજો; પરન્તુ એ

ટોપીનું અસ્તર મ્હારી માના પોશાકમાંથી કકડો કાપી લઈને કરવામાં આવ્યું હતું. અને જો કે મ્હારી મા ગરીબ સ્થીતીમાં હતી. તોપણ તે મને ઘણી વ્હાલી હતી, અને તે અસ્તર મેં લઈ લીધું તેનું કારણ એટલુંજ છે કે તે ટુકડો મને મ્હારી માતા વીષે સ્મરણ આપે છે."

આવી રીતે જે આંતરીક અસર આટલી બધી જોરાવર રીતે બાલ્યાવસ્થામાં થાય છે, તે યુવાવસ્થામાં પણ થયા વગર રહેતી નથી. એડાનની લડાઇમાં કતલ ચાલ્યા પછી જે જર્મન અમલદારનું કામ મરણ પામેલા સીપાઇઓના બગલ થેલા તપાસવાનું હતું, તે અમલદારે જણાવ્યું હતું, કે એવા થોડાજ થેલાજ હતા, કે જેમાં માતાનો અથવા માતાની તસબીર નહી હોય. એક ખલાસી સમુદ્ર મધ્યેની તેની મુસાફરી દરમીયાન અથવા તો પોતાની માંદગીના વખતમાં પોતાની માતાની યાદદાસ્તને એક અમુલ્ય બક્ષીસ તરીકે ગણે છે. અને જ્યારે પોતાના વતનથી દુર દેશમાં ફેંકાયલો માણસ પોતાનો આત્મા ઇશ્વરને અર્પણ કરે છે, ત્યારે તેનો છેવટનો શબ્દોચ્ચાર જે માતાએ તેને બાલ્યાવસ્થામાં ઉછેર્યો હોય છે. તે માતાના માયાળુ નામ માટેનો હોય છે.

માતા પોતાના જે બચ્ચાંને સ્તનપાન કરાવે છે, તે બચ્ચાં પ્રત્યેનો માતાનો સ્નેહ આ દુનીયાના પાયા જેટલો ઉંડો છે, અને સુખી માણસનો સ્વપ્ના જેવો નીર્મળ છે.

જે માતા ત્હારા ટગમગ કરતા પગને દોરતી હતી, જે માતા ઇશ્વરની આરાધના કરવા માટે ત્હારા હાથ ઉંચા કરતી હતી. જે માતા ત્હારા વાળને સુવર્ણમય દીવસના પાછલા ભાગમાં સરખી રીતે ગોઠવતી હતી, અને આ દુઃખમય જગતને પ્રકાશીત કરવાને માટે જે માતાએ તેને પહેલો આશીર્વાદ આપ્યો હતો, તે ત્હારી માતા

જે હાલ સ્વર્ગસ્થ છે. તે ત્હારી બાલ્યાવસ્થામાં ત્હારૂં સંરક્ષણુ કરતી હતી. તારી ઉપર જેની આવી, ગથરાઇ રહેલી છે. તે દેવદુતના સ્નેહ જેવો તે માતાનો સ્નેહ છે. ત્હારા પગલાં જ્યાં જ્યાં પડે છે, ત્યાં ત્યાં તે તને દોરવાવાળી અને તારૂં નિરક્ષણ કરવાવાળી છે.

## એક પવિત્ર અનામત સોંપણી.

બચપણમાં સમાસ નહિ થઇ શકે, તેટલી સંભવતાઓ લક્ષમાં લેતાં એક માતાનું કાર્ય કેટલું બધું મહાન અને અગત્યતા ધરાવનારૂં છે. જેવી રીતે ઓકનું મહાન વૃક્ષ તેના બીજની અંદર અંતઃસ્થ રહે છે, જેવી રીતે પુર જોસથી વહન કરતી નદીનો મુળ આધાર ટપકતા નાના ઝરા ઉપર રહે છે, જેવી રીતે બુલબુલ પક્ષીનાં સાદાં ઇંડામાં ગાયનનો નિવાસ રહેલો હોય છે, અને જેવીરીતે આરસપહાણનાં એક પથ્થરમાં, માત્ર કારીગરનાં ટાંકણાની રાહ જોતી, પ્રતીમા રહેલી હોય છે, તેવી રીતે દરેક નાના બચ્ચાંની અંદર સારા નરસાની અસંખ્ય સંભવતા નીવાસ કરીને રહેલી હોય છે. તે નાનકડું બચ્ચું બીય તેમજ કાંઈ ધ્યાનમાં લેવા યોગ્ય નહિ એવું દેખાતું હોય તો પણ તેનામાં અસંખ્ય સુખમય અથવા કલેશયુક્ત વસ્તુ રહેલી હોય છે, તે બચ્ચાંની નાની છાતીમાં લાગણીઓ અને જુસ્સાઓ ભરેલા હોય છે, જેનો સંપૂર્ણ વીકાસ થવાને માટે ઘણો લાંબો, યુગો જેટલો સમય અપેક્ષીત છે. તે પાંખ અને પીંછા વગરનો મોટો બાજ પક્ષીની પેઠે મુડદાલ વસ્તુને ખાનારો થશે, અથવા તો ચંડુલ પક્ષીની માફક સુર્યોદય વખતે ઇશ્વરની પ્રાર્થનાનાં ગાન કરનારો નીવડશે. એક મહાન કાર્યને માટે દેખીતી નીર્માલ્ય શરૂઆત દરેક છોકરાંની જીંદગી પ્રારંભ થઇને મ્હોટી હોય છે. જ્યારે નાની વયનો મોઝીઝ નાઇલ નદીની ઉપર સામાન્ય નૌકામાં તરી નીકળ્યો હતો, ત્યારે આવી સ્થીતી હતી. છોકરા

સેમ્યુઅલે જ્યારે દેવલમાંના પુષ્કળ અવાજ વચ્ચે ઇશ્વરનો અવાજ સાંભળ્યો, ત્યારે એ પ્રમાણે હતું. જ્યારે અંગ્રેજોનો ઉદ્ધારવાળો (ક્રાઇસ્ટ) બેથલેમની ગૌશાળામાં ઘોડીયામાં ઝૂલતો હતો, ત્યારે એવું એવુંજ હતું, અને આ વાત ભુલી જવી જોઇતી નથી, કે ઉપર કહેલા પ્રત્યેકને એક પવીત્ર માતાની અમુલ્ય બક્ષીસની નીવાજશ થયેલી હતી મીસર દેશની શાહજાદીએ પવીત્ર અને નીમકહલાલ જોકેબેદને કહ્યું હતું કે " આ છોકરાંને તમે લઇ જાઓ અને મ્હારી વતી તમે તેને ઉછેરજો. હું તમને તમારો મુસારો આપીશ." એ પ્રમાણેનું કહેલું હતું તે દૈવી આશયયુક્ત હતું. પવીત્રતા અને ઇશ્વર પરાયણતા, પોતાના નામાંકીત પુત્રમાં ઉતરી આવ્યાં, તે પહેલાં તે ગુણો નાના હૃદયસ્થાનમાં નીવાસ કરીને રહ્યાં હતાં, અને સર્વના કરતાં મહાન સંબંધી, એફ. ડબલ્યુ રોબર્ટસન ઘણા થોડા ડહાપણ સાથે કહે છે કે "ઇશ્વરનો પુત્ર એક કુમારીકાનો પુત્ર હતો. તે ગુહ્ય વાતમાં કાંઇ છુપો અર્થ રહ્યો નથી. એમ શું આપણે માનીએ છીએ ? ક્રાઇસ્ટને તેની જીંદગી દરમીયાન પોતાની પવીત્ર માતાની શરૂઆતની યાદાસ્ત હમેશાં રહ્યા કરતી હતી. સામાન્ય સુખ કરતાં વિશેષ સુખમય તે માણસને ગણવો જોઇએ, કે જે માણસ તે સ્થીતીને યાદ કરી શકતો હોય. ઇશ્વરે તે યાદદાસ્ત, પુત્રને એક માદલીયા તુલ્ય આપેલી હોય છે. જે તેને ઘણી લાલચોમાંથી ફતેહમંદી સાથે પસાર કરાવી શકે છે. બીજા માણસને પવીત્રતા એ એક શબ્દ તરીકે હોઇ શકે; પરન્તુ તેને તો એક વખત તેનાં સાક્ષાત દર્શન થયેલાં હોય છે. "સર્વ વસ્તુઓમાં આસ્તા તેના રૂધીરમાંજ વાસ કરી રહે છે." તેને લલચાવવામાં આવે, તે કદાચ ભુલ કરે, પરંતુ તેના માર્ગ ઉપર તેના ઘર તરફથી નીકળેલો અને બુઝાઇ ન જાય એવો પ્રકાશ હમેશાં પ્રકાશતો રહે છે. ઇશ્વરની કૃપાથી તે કદી પણ ભ્રષ્ટ તો થશેજ નહિ."

## નામાંકીત પુરૂષો અને તેમની માતાઓ.

જ્યારે આપણે ઈશ્વર અને મનુષ્ય જાતીની સેવામાં પરાયણ થયેલો ખાસ બક્ષીસવાળો પુરૂષ જોઇએ છીએ, ત્યારે આપણે સ્વભાવીક રીતે પ્રશ્ન કરીએ છીએ કે તેની માતા કોણ હતાં ? પીતા પૈસા કમાઈ શકે છે. પરંતુ માતાઓ સદગુણ આપી શકે છે. તેઓ છોકરાંઓને પોતાના જેવાં કરી શકે છે. જે માતા અભીમાની હોય છે. તેનાં છોકરાં પણ તેવાંજ નીવડે છે; જે માતા મોજશોખની શોકીન હોય છે તેની પુત્રી પણ તેવીજ નીવડે છે. વેસ્ચુમની મા જેવી માતાનો પુત્ર કેરીઓલીનસ જેવોજ થાય છે. અને એગ્રીપીના જેવી માતાનો પુત્ર નીરો જેવોજ થાય છે, ગોએથીની માતાની સાથે લાંબી વાતચીત કર્યા પછી એક પુરૂષ એમ બોલી ઉઠગો હતો કે " ગોએથી તેની હાલના જેવી સ્થીતી શી રીતે સંપાદન કરી શકયો, તે હવે હું સમજી શકું છું "

માતા પોતાના પુત્રો ઉપર કેવી અસર ચલાવી શકે છે, તેનાં દ્રષ્ટાંતોથી ઘણાં જન્મ ચરીત્રો ભરપુર છે. ટાઇબેરીયસ અને કેયસ ગ્રકૂસ જેવા બહાદુર રોમનો જેઓ મ્હોટી કીર્તી અને મહત્વતા મેલવી શકયા હતા, તેનું મુળ કારણ તેઓની માતા કોર્નીલીયાનું વીચારશીલ શીક્ષણજ હતું. તે માતાએ ઉમદાપણું તેમને શીખવ્યું, અને કીર્તીવંત કાર્યોને માટે તેમને ઉત્સાહ આપ્યો હતો. જ્યારે તે પુત્રો હમેશાં લોકોની સમક્ષ પોતાની માતાની પ્રશંસા કર્યા કરતા હતા, મ્હાન સીકંદર બાદશાહ ઘણે ભાગે પોતાની માતા ઓલીમપીઆસનોજ આભારી હતો. તે પોતાની માતા પ્રત્યેની માનની લાગણી અને સદભાવના બતાવવાની કોઇ પણ તક જવા દેતો નહિ હતો. અને પોતાની માતાથી તે કંઈ વાત છાની રાખતો નહિ હતો. પૂર્વ કાળમાં ઘણાખરાં ધર્મગુરૂઓ ઇશ્વર પ્રત્યેની તેમની પરાયણતા

માટે તેમની માતાઓની ભકતી અને પ્રાર્થનાના આભારી હતા. મહાન બેસીલ અને નીયાસાવાલા ગ્રેગરી, અને બન્ને સેન્ટએમીલીયાના પુત્રો હતા. અને પૂર્વ તરફના દેવલનો તેઓ પારો નાખી શકયા, તે તેમને તેનાં માતાની તરફથી મળેલી કેળવણીને લીધે હતું.

ક્રીસોટમની માતા એન્થુસાએ તેને બાઇબલનું શીક્ષણ આપ્યું હતું. ગ્રેગરીનેઝીઆનઝેન જેણે ખ્રીસ્તી ધર્મની ગ્રીક દંતકથાનું ઘણું જ્ઞાન સંપાદન કર્યું હતું. તેણે ખ્રીસ્તી સીદ્ધાંતની પહેલી છાપ પોતાની માતા નોનાથી મેળવી હતી. સેમ્યુઅલની માતાની માફક તેણીએ પોતાના પુત્રનો જન્મ થયો તે પહેલાંજ તે પુત્રને ઇશ્વરાર્પણ કરી દીધો હતો.

ઇશ્વરની કૃપાવાળો સેંટ ઓગેસ્ટાઇન, જેણે મધ્યકાળનાં લેટીન ધર્મ સુત્રો બનાવ્યા હતાં અને જે પોતાની વાક્ શકતીથી ઘણા લોકોના હૃદય ઉપર ગાઢ અસર કરી શકતો હતો, તે સ્વછંદી અને શરમ ભરેલી જીંદગીના વમલમાથી તેની માતા મોનીકાના કાલા વાલા અને તેની સમજાવટથીજ બચી ગયો હતો.

ફ્રાન્સીસ લોર્ડ બેકન પોતાની કેળવણીના શરૂઆતના ભાગ માટે પોતાની સારા સંસ્કારવાળી માતાનોજ આભારી હતો. અને જે ગુણોથી પોતે પ્રતીષ્ઠા સંપાદન કરી શકયો હતો, તે ગુણોને માટે તેણીનોજ દેણદાર હતો. પોતાની આખી જીંદગાની દરમીયાન તે પોતાની માતાની યાદગીરી પુજનીય ભાવથી જોતો રહ્યો હતો. અને જયારે તે મરણ પામવા જેવો થઈ ગયો, ત્યારે તેણે એવો વિચાર બતાવ્યો હતો, કે તેને પોતાની મરણ પામેલી માતાની સાથે તેનીજ કબરમાં દફન કરવો.

બીશપહોલની માતા વીનફ્રીડ જવલેજ જોવામાં આવતી પવીત્રતાયુકત હતી. તે લખે છે કે "તેણીના મુખાર્વીદમાથી દૈવી

આખ્યાનનાં હૃદયમાં ઠસી જાય તેવાં વાક્યો નીકળતાં હતાં. તે વાત મને કેટલી બધી વાર યાદ આવ્યા કરે છે. ઇશ્વરનું આરાધન કર્યા વગર તે એક પણ દીવસ રહેતી નહિ હતી. અને હાલ પણ તે દેવી પ્રકાશ સાથે વખતો વખત દર્શન દેતી હોય નહિ, એમ લાગે છે."

સર આઇસાક ન્યુટન જેનામાં સારાપણું અને મહત્વતા બન્ને રહેલાં હતાં, તેની અમર કીર્તી જલવાઇ રહી છે, તે માટે તે પોતાની માતાનો ઓશીંગણ હતો. જન્મ પામતી વખતે તે માંદો અને નબલો હતો. તેને તેની માતાએ પાળી પોષીને મ્હોટો કર્યો, અને તેની બુદ્ધીની શકતીને પહેલી બોધ દેનારી તેની માતાજ હતી.

ઓલીવર ક્રોમવેલે જે કારકીર્દી ભજવી બતાવી હતી, તેમાં તેની માતા ઇલીઝાબેથનો હાથ હંમેશાં તેના ખભા ઉપરજ રહેતો હતો. એ માતામાં જે દ્રઢતા અને ઉચ્ચ વર્તન હતાં, તે તેના પુત્રમાં પણ આવ્યાં હતાં. અને જે સીદ્ધાંત ઉપર તેણે ઇંગ્લંડ ઉપર રાજ્ય ચલાવ્યું હતું, તે શીદ્ધાંતો એ માતામાંથી તેનામાં ઉતરી આવ્યાં હતાં.

વેસલી ભાઇઓની માતા સુસાનાના સ્વભાવમાં જે કાંઈ પરીક્ષા કરવાની ખુબી રહેલી હતી, તે ખુબીની અસર તે ભાઇઓની બુદ્ધી અને તેમના કાર્યોમાં ઉતરી આવી હતી. તેમની બાલ્યાવસ્થામાં અને તરૂણાવસ્થામાં તેમને એ માતાજ કેળવણી આપતી હતી. અને તેમની ભકતી, ઇશ્વરપરાયણતા અને પવીત્ર સમજ શકતીના પાય એ માતાએ રોપ્યા હતા, કે જે ગુણોને લીધે તેઓ મેથોડીસ્ટ પંથમાં મહત્વતા સંપાદન કરી શક્યા હતા.

મહાન અને છટાદાર ભાષણ કરનાર રીચર્ડ હુકર પોતાની ભકતીમાન માતાની બાલ્યાવસ્થાની અસર અને શિક્ષણનો ઘણો

ફરજને આભારી હતો. તેનું જન્મવૃત્તાંત લખનારા પૈકી એક કહે છે કે "તે પોતાની માતાને કંઈ દીલગીરી થાય, તેવા કામથી બચાવવા માટે હમેશાં ઈશ્વરની સ્તુતી કરતો હતો. વળી તે વખતો વખત કહેતો, કે હું મ્હારે પોતાને માટે સારો રહેવાનું પ્રયત્ન કરૂં, તેના કરતાં મ્હારી માતાને અર્થે સારો રહેવાનું પ્રયત્ન કરવાની મ્હારી વિશેષ ફરજ હતી.

ડાકતર ડાડ્રીજ પોતાની માતાની પવીત્ર કરનારી અસરનો ઘણો આભાર માને છે. તે વાંચવાનું શીખ્યો, તે પહેલાં બાઇબલને લગતી ઘણી બાબતો તેણીએ તેને શીખવા દીધી હતી; અને પછીથી પણ તે માતા તેને તેની ચલકતી અને ફતેહમંદ કારકીર્દીમાં ઇશ્વરી દુતની માફક સારી સલાહ આપે જતી.

મહાન હૃદયવાળો ડાકતર જોનસન પોતાની ડાહી અને ભકતીમાન માતા પ્રત્યેની પોતાની ઉપકારી લાગણી સ્વીકારવામાં કંટાળતો નહિ હતો. તે માતા નેવું વર્ષની વયે મૃત્યુ પામી ત્યાં સુધી તે ઘણી મહાવજતથી તેનું જતન કરતો હતો. અને તેણે રાસેલાસનું પુસ્તક જે લખી કાઢયું, તે તેણીનું મૈયત ખર્ચ ઉકેલવાને અર્થે હતું.

ધર્મગુરૂ જોન ન્યુટનની માતા તે સાત વર્ષની વયનો થયો તે પહેલાંજ મૃત્યુ પામી હતી. પરન્તુ તે માતાએ અંતઃકરણયુકત લાગણીથી તે મનમોજી પુત્રના હૃદય સ્થાનમાં "કીમતી બીજ" રોપ્યાં હતાં, જે વાતની ખાત્રી પાછળથી થઇ હતી. વર્ષો સુધી તેણે એક ખલાસી તરીકેની જીંદગી ગુજારી. અને તે નાસ્તીક હતો, તથા ગુલામોને વેચવા અને ખરીદવાનું કામ કરતો હતો. પરન્તુ તેની ધર્મનીષ્ઠ માતાનું સ્મરણ એક એવો મંત્ર હતો, કે જેની અસરમાંથી તે છુટી શકતો નહિ હતો. અને જ્યારે તેની ઉમર આશરે ચાલીસ વર્ષની થવા આવી, ત્યારે તેની વૃત્તી ક્રાઇસ્ટ તરફ

ઢળી, તેણે લીંકનના બીશપની પાસે પાદરીપણાની દીક્ષા લીધી. અને જ્યારે તે બ્યાશી વર્ષની વયે મૃત્યુ પામ્યો, ત્યાં સુધી તેણે ક્રીસ્ચીઅન ધર્મની સેવામાં પોતાનો સમય આલ્યો. અને જ્યારે તેનું અવસાન થયું ત્યારે તેણે જે માણુસોનું જીવન બદલાવી દીધું હતું, અને તેની સહાયતાથી જેમની ઉચ્ચ ગતી પ્રાપ્ત થઇ હતી. તેવાં સેંકડો માણુસોએ તેને માટે શોકની તથા માનની લાગણી બતાવી હતી.

કર્નલ ગાર્ડીનરના પ્રસંગમાં પણ એક માતાની અસરનું અને તેણીની પ્રાર્થનાની સફલતાનું એક બીજું દ્રષ્ટાંત દ્રષ્ટીગોચર થાય છે. બાલ્યાવસ્થામાં ઇશ્વર સંબંધી જ્ઞાન ' તેમની સાધવી માતા તરફથી તેને પ્રાપ્ત થયું હતું. છતાં જુવાનીના અમુક વખત સુધી તે મગરૂરી અને સ્વતંત્ર રસ્તે ચડી ગયો, પરન્તુ તેની બાલ્યાવસ્થામાં તેના હૃદયમાં જે પવીત્ર પ્રકાશ પડયો હતો, તે પ્રકાશ સંપૂર્ણ અંધકારમય કદી પણ ક્ષીણ થઇ ગયો નહિ હતો. જ્યાં સુધી તેના સુસંસ્કાર સ્ફુરી નીકલ્યા નહિ હતા, ત્યાં સુધી જ્યારે તે બ્હારની દ્રષ્ટીથી ઘણો આનંદમય દેખાતો હતો, ત્યારે વાસ્તવીક રીતે અંતરમાં ઘણો દુઃખી હતો.

ઝોન કવીની એડમ્સની વય દસ વર્ષનીજ હતી, તે સમયે તેની માતાએ તેના ઉપર લખેલા એક પત્રમાં જણાવ્યું હતું કે.

"તું ધર્મ રહીત અને સંસ્કાર રહીત નીવડે, તેના કરતાં તને કબરમાં ગયેલો જોવાને હું વધારે પસંદ કરૂં."

મીસ્તર એડમ્સના મૃત્યુ પામતાં પહેલાં થોડાજ વરસ અગાઉ એક ગ્રહસ્થે તેને કહ્યું કે "તમે જેવા છો તેવા તમને કોણે બનાવ્યા તે વાતનો ખુલાસો હું મેળવી શકયો છું."

મીસ્તર એડમ્સે પુછ્યું કે "તમે શું કહેવા માગો છો?"

તે ગ્રહસ્થે જવાબ દીધો કે "તમારી માતાના પ્રસીદ્ધ થએલા પત્રો હું વાંચું છઉં."

તે ગ્રહસ્થ એવું જણાવે છે કે "આ વૃદ્ધ માણુસની પાસે મેં જ્યારે તેની માતાનું નામ લીધું, તે વખતે તેની આંખમાં જે પ્રકાશ દીપી નીકળ્યો, તેના કરતાં વિશેષ પ્રકાશ, એક નાનું છોકરૂં જે અઠવાડીયાંઓથી તેની માતાથી વીખુટું પડ્યું હોય, તે બાળકની આગલ તેની માતાના નામનો ઉચ્ચાર કરવાથી તે બાળકની ચક્ષુમાંથી વીશેષ નીકળી શકે નહિ. તે તેની ઉભા થવાની જે ખાસ ઢબ હતી, તે ઢબમાં ઉભો થયો, અને કહ્યું:—

"હા, સાહેબ! મ્હારામાં જે કંઈ સારૂં છે, તે માટે હું મ્હારી માતાનો આભારી છું."

"સુલેહ શાંતીમાં પહેલો, યુદ્ધમાં પહેલો અને પોતાના સ્વદેશી જનોના હૃદયમાં પહેલો" એવો જે જનરલ વોશીંગટન, તેની ખ્યાતી અને પ્રતીષ્ઠા વીષે કોઈ પણ તેને છાજતું માન આપવામાં ના પાડે નહિ. અને તેની ભકતવત્સલ માતાના જીવનમાં જે ખાસ ડહાપણ, ભકતી અને ચારીત્રની મજબુતીના ગુણો દેખાઈ આવે છે, તે ગુણોને તે કેટલો બધો આભારી હતો, તે કોણ કહી શકે? તેની અગીયાર વરસની વય થયાં પહેલાં તો તે પીતા રહીત થઈ ગયો હતો, અને તેથી તે વિખ્યાત પુત્ર સર્વ રીતે પોતાની માતાની ઉપર આધાર રાખનાર થઈ પડ્યો હતો. અને તે માતાએ તેની મહત્વતાની ઉંચાઈ તરફ તેને દોર્યો હતો, તેનું જન્નવૃત્તાંત લખનારાઓ પઈકીનો એક કહે છે કે કેલવણીને માટે તેમજ શુરવીરતાના વિચારો અને સદગુણ તથા માનના સીદ્ધાંતો માટે તે તેની ઉત્કૃષ્ટ અને ભકતી પરાયણ માતાની સંભાલનો આભારી હતો, જે વિચારો અને સીદ્ધાંતોએ તેના આનંદમય સ્વભાવ અને તેની ઉચ્ચ બુદ્ધી

ઉપર અસર કરીને અને અનુકુળ સંયોગની મદદ પ્રાપ્ત થઇ જવાથી તે મહત્વતા અને કાર્તીની ટોચ ઉપર ચડી શકયો હતો.

આલફ્રેડ ધી ગ્રેટથી માંડીને જોન રસ્કીન સુધી અને જોનાથન એડવડર્સથી માંડીને સી. એચ. સ્પર્જીન સુધી સેંકડો મનુષ્યો થઈ ગયા છે, તેનું વૃત્તાંત લખવા બેસીએ તો ઘણું લંબાણ થઇ પડે તેથી અમે વધારે લખવાનુ મોકુફ રાખીએ છીએ. તે સઘળા મહાન પુરૂષોને જો પ્રશ્ન કરવામાં આવે, તો તેઓ ઘણા નમ્ર આભારની સાથે એવીજ સાક્ષી પુરે કે તેમનામાં જે કાંઇ સાચું જોવામાં આવે છે, તે માટે તેઓ તેમની માતાનાજ એહેસાનમંદ છે.

આ ઉપરથી દરેક ફ્લીસ માતાઓએ હીમત રાખવાની છે, કેમકે તેમની પ્રાર્થનાઓ અફલ જશે નહિ અને તેમની અસર ભુંસાઇ જશે નહિ. માતા એવો ઉંડો પાયો પોતાના છોકરાંઓમાં સ્થાપે છે કે જે પાયો કોઈ વખતે ડગી જતો નથી, તેણીએ તે પાયો સજ્જડ સ્થાપેલો હોય છે. અને સમયના હલ્લાથી તે નબલો પડતો મૃત્યુ તેને તેમનાં છોકરાંથી વીખુટી પાડે, પરંતુ તે છોકરાંઓ જાણી શકશે, કે માતાના હૃદયમાં કાંઇ ફેરફાર થયેલો નથી.અને આકાશમાંથી તે માતાના ધ્વની સંભળાયાજ કરે છે.

પોતાની માતાના મૃત્યુ સંબંધમાં લખતાં વેનર ઘણી લાગણી સાથે કહે છે, કે મ્હારી માતાને દફનાવતી વખતે તેના ઉપર જ્યારે માટીનો પહેલો પાવડો ખસેડવામાં આવ્યો, ત્યારે મ્હારાં પ્યારના સર્વ આલીંગનો અને ખુશાલીનાં સઘળાં પુષ્પો કરમાઇ ગયાં. આવી રીતે ઘણાં માણસો પોતાની માતાના જવાથી દુઃખમય થયેલાં છે, તો પણ થોડાજ સમયમાં આ આફત એક સુખમય થઇ જાય છે, ને કબર મૃત્યુને પવીત્ર કરનારી અને સ્વર્ગને એક સુવર્ણમય સત્યતા રૂપે ખડાં કરે છે, અને તેના

પરીણામમાં મન ઉપર ઘણી સારી અસર થયા વગર રહેતી નથી. મનુષ્યોમાં રહેતી નબળાઇઓ તે કબરમાં ઢંકાઇ જાય છે. અને ઉચ્ચ વૃત્તી તેમાંથી પ્રકટ થાય છે. આપણે તે કબર પાસે ગયા હોઇએ, તે વખતે આપણી નીતિ સંબંધી જે નબળાઇ હોય છે. તે જ્યારે કબરની પાસેથી આપણે પાછા ફરીએ છીએ, તે વખતે જતી રહે છે. અને અવણીમાં ખોટાને ધક્કો મારવાની અને સારાને સંપાદન કરવાની સ્થીતીવાળા થઇ જઇએ છીએ, આપણે આ વાત સમજી શકીએ છીએ કે આપણી માતા આ સ્થળે જતી રહી છે; પરન્તુ તે આ અખીલ બ્રહ્માંડમાં સ્થાયીપણે રહેલીજ છે. તે માતાને મળવા માટે આપણે જુની શગડી પાસે જવાની અગત્ય રહેતી નથી, કેમકે પછી એવી કોઇપણ જગ્યા હોતી નથી કે જ્યાં આપણને તે માતા મળી શકતી નહિ હોય.

## મ્હારી સાધવી માતા.

જે વાત અહીં હું નોંધુ છું, તે એવી પવિત્ર છે, કે તેમાં મ્હારો પેશકદમી કરવી ન જોઇએ, તો પણ આ પાનાંઓમાં હું મ્હારી માયાળુ માતા વિષે થોડું લખવાની જરૂર જોઉં છું, કે જેથી જે માતાઓ ઇશ્વરની સ્તુતી કરે છે તે માતાઓને ઉત્તેજન મળી શકે. મ્હારી માતા ઘણાંજ સ્નેહશીલ હતાં. કે જેવાં સ્નેહશીલ માતા ભાગ્યેજ, એક માટીના ઘરમાં (આ જગતમાં) રહેલાં જોવામાં આવે છે. મને તો મ્હારાં માતા પાંખ વગરનાં એક દેવદુત સમાનજ લાગતાં હતાં. તેઓ શરીરે નાજુક, પગે જરા લંગડા, તથા જે વખતે વ્યાધી શું વસ્તુ છે તેની ઘણાં માણસોને ખબર હોતી નથી. તેવે વખતે તેઓ શરીર સંબંધી વ્યાધીગ્રસ્ત હતાં, તો પણ ઇશ્વર પ્રત્યેની તેમની આસ્તા રજ માત્ર પણ ક્ષીણ થઇ નહિ હતી. તમો ગુણ રૂપી વૃત્તી જ્યારે એવું કહે કે "ઇશ્વરને શ્રાપ આપી મરણ

પામો," તે વખતે તે એવોજ ઉત્તર આપતી કે 'ઇશ્વર ઉપર ભરોસો રાખો, અને મૃત્યુ પામો.' તે મહાન શીલ્પી (ઇશ્વર) નું ટાકણું તીક્ષણ અને ધારવાળું હતું, તેમ તેમ મીચાએલ એન્જેલોની માફક તે કહેતી હતી કે ,જેમ જેમ આરસપાણ ક્ષીણ થતો જાય છે, તેમ તેમ પ્રતીમા વધારેને વધારે સ્વરૂપમાં આવતી જાય છે.

તે પોતાના સંતાનની સંભાળ રાખવામાં ઘણીજ કાળજીવાળી હતી, કપડાં શીવીને મ્હારાં માતાજી થાકી જઇને પોતાની ખુરશી ઉપર જ્યારે અઢેલી પડતાં હતાં, અને તેમની આંખ જરા જપી જતી હતી, તે વખતે ઘણી વખત હું તેમની થાકી ગયેલી આંગળીઓને ચુંબન લેતો. અને પોતાનાં છોકરા માટે તે ગમે તેટલો શ્રમ ઉઠાવવામાં પશ્ચાત પડતી નહિ હતી. બીજાંના હૃદય જીતી લેવાને માટે બીજા સૌંદર્યતાવાળા સદગુણોમાં એક ગુણ તેના સુંદર ગાયનનો હતો. તેનો સ્પષ્ટ અને મધુર અવાજ જે દુઃખ ભોગવવાના કારણથી ઘણો અસર કરાવે તેવો થઇ ગયો હતો તે અવાજ એક ઝાડીવાળા ભાગમાં સંધ્યા સમયે ગાયન કરતાં એક બુલબુલના અવાજ જેવો હતો.

તે અવાજ શ્રવણ કરનારા બેજાની ઉપર એટલી બધી મધુર અસર કરતો હતો, કે તે ગાયનથી ખુશી બદલાઇ જઇને મન ભરાઇ આવતું હતું.

ઘણી વખત આ વાત મેં ધ્યાન રાખીને જોઈ છે, કે જ્યારે તેણી દેવળમાં ગાયન કરતી, ત્યારે તેની આસપાસનાં સઘળાં માણસો ચુપ થઇ જતાં હતાં, અને તે ગાયન સાંભળવામાં તલ્લીન થઇ જતાં હતાં. અને તેમનું મધુર ગાયન, સ્વર્ગ અને પ્રથ્વીની મધ્યસ્થ રહેલાં એક દૈવી દુતના ગાયન સમાન હતું, મેં ઘણી પંકાયલી ગાનારીઓનાં ગાન સાંભલ્યાં છે. પરંતુ તે ગાનમાં મેં મ્હારાં માતાં

જ્યાં ઇશ્વરની સ્તુતી કરતાં હતાં. અને તેનો જે સુંદર સરોદ નીકળતો હતો. તેવો સરોદ કયાંયે પણ મ્હારા અનુભવમાં આવ્યો નથી. તે ઇશ્વરનાં ગાનમાં નીચે પ્રમાણે આવતું હતું.

હે મ્હારા જીવનના પરમેશ્વર, હું તારા ગુણનું હમેશાં ગાન કર્યા કરીશ, પ્રાતઃકાળથી મ્હારૂં તે ગાન શરૂ થશે, અને રાત્રીના અંધકારમય અને ચુપકીદાના વખતમાં પણ તે ગાન થયા કરશે.

ઘણી વખતે જયારે તે નીચેનું ગાયન ગાતો, ત્યારે હું તેના ચહેરાની સામું નીહાળી રહેતો હતો.

થોડા સમયમાં સ્વર્ગીય ગાયન શ્રવણ કરવાને મને લાભ પ્રાપ્ત થશે, અને ત્યાં દેવદુતોનું સામીપ્ય કરવાને ભાગ્યશાળી થઇ શકીશ.

જયારે મ્હારાં માતા ઉભા થઇને ગાન કરતાં, ત્યારે સ્વર્ગનો તાદસ્ય આભાશ મનમાં સ્ફુરી આવતો હતો. અને સ્વર્ગીય પ્રકાશ તેની ચક્ષુમાં પ્રદર્શીત થતો હતો. અને મ્હારે ખાત્રીથી કહેવું જોઇએ, કે પરમકૃપાળુ પરમેશ્વરે તેનો સ્વર્ગમાંજ નીવાસ કરેલો હશે.

મ્હારા માતાના ઘુંટણ આગળ દરરોજ સહવારે અને સાંજે મ્હારાં માતા છોકરાંઓને પોતાના ઘુંટણ આગળ એકઠાં કરતાં હતાં, તથા તે બચ્ચાઓની સ્તુતી સાંભળતાં હતાં. અને દર રવીવારે તે છોકરાંઓની આગળ ઇશ્વર સંબંધી બોધ કરતાં હતાં. તે ક્રાઇસ્ટનું પણ તાદસ્ય કરી દેતાં—એ પ્રમાણે અમારી બાલ્યાવસ્થામાંથીજ અમને ધર્મ સંબંધી સંપૂર્ણબોધ તેમણે કર્યો હતો.

## એક માતાની પ્રાર્થના.

અને જો અમારાં માતાનું દ્રષ્ટાંત તથા શીક્ષણ એવું મહાન હતું, તો પછી તેમની બંદગી વીષે તો આપણે શું કહી શકીએ?

તે ઇશ્વર પાસે દરેક છોકરાના શ્રેય માટે તેમનાં નામ લઇને સ્તુતી કરતાં હતાં.

ટુંકામાં સાર એ છે કે અમારી સ્વતંત્રતાને અટકાવ્યા વગર અથવા તો અમારી મરજી હોય કીંવા ન હોય તેમ છતાં સારાં નીવડવાની અમને ફરજ પાડયા વગર તેઓ અમારી સહાયતા કરવા માટે પરમકૃપાળુ પરમેશ્ચરનીજ સહાયતા માગતાં હતાં

એવી પ્રાર્થનાઓની ઘણી દ્રઢ અસર થતી હતી.

હજી મ્હારી દસ વર્ષનીજ વય હતી તેટલામાં મ્હારાં માતા મૃત્યુ પામ્યાં. તેઓનું અવસાન થતા પહેલાં કેટલાએક મહીનાથી તે ક્ષીણ થતાં ગયાં અને પછી તેમનો આત્મા શરીરથી મુકત થઇ ગયો. મને બરાબર યાદ છે કે જ્યારે તેમની બીમારી બહુ વધી ગઇ, ત્યારે મને તેમના ઓરડામાં જવા દેવામાં આવ્યો નહિ હતો, અને તેથી તેઓ પ્રાણ છોડી ગયાં ત્યાં સુધી હું તે ઓરડાના ઉંબરમાંજ લપી રહ્યો હતો.

મ્હારાં માતા મૃત્યુ પામ્યાં તે વખતે મેં તેમનું સ્તવન લીધું, તે વખતે મ્હારૂં હૃદય તથા મ્હારી છાતી સ્થંભી ગયાં હતાં. તેમને બાળતી વખતે હૃદયમાં લાગેલું દુઃખ તથા તે વખતનું થયેલી અસર હજી સુધી મ્હારા કર્ણેંદ્રીયમાં તાજાંજ છે. મને જ્યારે તેમને બળતી ચેહ ઉપર “ રાખ રાખની સાથે અને ધુળ ધુળની સાથે મલી જાઓ ” એમ કહીને જ્યારે પહેલી ધુળ વાળવામાં આવી, ત્યારે મને એમજ લાગ્યું હતું.. કે મ્હારી જીંદગીનો દીવો હમેશને માટે બુઝાઇ ગયો હતો, હું ચીડાઉ અને નાઉમેદ થઇ ગયો, અને મને એમજ લાગતું, કે મ્હારાં પ્રીય માતા આવી રીતે જ્યારે મૃત્યુ પામ્યાં છે, તો તે માટે સમગ્ર

કુદરતે શોક દર્શાવવો જોઇએ. અન્ય જગતની બેદરકારી જોઇને મ્હારા મનમાં ઘણો જુસ્સો ચડી આવતો હતો, જો મ્હારૂં ચાલ્યું હોત તો હું આકાશ મંડળમાં જઇ સૂર્યનારાયણને આકાશથી છુટા પાડી દેત, અને બેદરકારી બતાવનારા ચંડુલ પક્ષીને પણ આકાશમાંથી દુર ફેંકી દેત.

મ્હારી માતાને જે દેવલ પાસે દહન કરવામાં આવી હતી તે દેવલ મ્હારી વ્યાકરણ શીખવાની નીશાળની નજીક હતું, અને તેથી ઘણી વખત મ્હારૂં અભ્યાસનું કાર્ય સમાપ્ત થતું કે તરતજ હું મ્હારી માતાની કબરની નજીક જતો, અને ત્યાં રડતો ઉભો રહેતો હતો. સમય અને જીંદગીની હાજતોએ મને માહારૂં વતન તરતમાં છોડવાની જરૂર પાડી. પરન્તુ મ્હારી યાત્રાનાં ઘણાં પવીત્ર સ્થલોમાં મને મ્હારી માતાની પાંખ સંભળાતી હતી, અને તેના શબ્દો કાને આવતા હતા.

મ્હારી માતાની છબીનાં દર્શન કરવાથી કેટલાં બધાં ક્ષુલ્લક વર્તનો મેં છોડી દીધાં છે, અને કેટલી બધી ઉમદા મનોવૃત્તિઓ ઉદ્દભવી છે, તેનો સાક્ષિ પરમેશ્વર છે.

મ્હારી માતાની હાજરી તેની છબીની પાસે જવાથીજ જણાતી હતી એમ નહિ, પરન્તુ જીંદગીનીની જંજાળમાં મ્હારે જયાં જયાં જવું પડયું હતું, ત્યાં ત્યાં તેનો મધુર અવાજ બોટું કરવાથી મને અટકાવતો હતો. જયારે મ્હારી તરૂણ વય હતી, લંડન જેવા જુદી જુદા લાલચમાં ફસાવનાર શહેરમાં હું માત્ર એકલો રહેતો હતો, તેવા સમયમાં મને એકલાપણું લાગતું હતું. મ્હારી નાની વયમાં મેં મારા એક પ્રિય મિત્રની ઉપર પત્ર-લખ્યો હતો, તેમાં જણાવ્યું હતું કે—

દીવસ રાત્રી ઘણો વખત મ્હારી માતા મ્હારી પાસેજ રહે છે, અને તે મારા હૃદયને નમન કરે છે તથા તેને સારે રસ્તે દોરે છે, અને જે ગાયન મ્હારાં માતાને પસંદ હતાં તે ગાયન જ્યારે દેવાલયમાં ગવાતાં હું સાંભળું છું, ત્યારે મને મ્હારાં માતાનાં દર્શન થતાં હોય એમ લાગે છે. તથા તેનો હસ્ત–સ્પર્શ મ્હારી આંખ ઉપર થતો હોય એમ જણાય છે તથા આકાશમાંથી તેનો અવાજ આવતો હોય એમ ભાસ થાય છે.

માણસો જેને "આનંદ નામ આપે છે તે વિષમપ્રવૃત્તી"થી વીસ વર્ષની વયે હું કંટાળી ગયો હતો. તે વખતે મ્હારી માતાની બંદગીને પરિણામે મ્હારી ઉપર ઇશ્વરની કૃપા થવાથી મેં પાદરીપણાનું કાર્ય સ્વિકાર્યું. એ પ્રમાણે મ્હારી માતાની સ્તુતિ જે દસ વર્ષ પહેલાં તેણે કરી હતી, તેનું ફળ પ્રાપ્ત થયું હતું.

હાલ મ્હારા વાળ સફેદ થઇ ગયા છે, અને જે કાર્યે તેને સમયે ઘણાં મહત્વનાં જણાતાં હતાં, તે કાર્યો ત્વરાથી વહી જતાં વર્ષોના ત્વરીત પ્રવાહમાં તણાઇ ગણાં છે, પરન્તુ સઘળા ફેરફાર દરમ્યાન આ પવિત્ર યાદદાસ્ત દ્રઢ રહી શકી છે. અને હું સ્વર્ગમાં તેના પ્રત્યક્ષ દર્શન કરીશ, ત્યાં સુધી હમેશાં તે તાજીજ રહી શકશે.

એ કીમતી યાદદાસ્તને હું કેટલો બધો આભારી છું તે દર્શાવવાને શબ્દો પુરતા નથી. જ્યારે હું મ્હારાં પવિત્ર માતાનો વિચાર કરૂં છું, ત્યારે મને શંકા થતી નથી કે "પ્યાર મૃત્યુ પામે છે અથવા ક્ષીણ થતો જાય છે." મ્હારાં માતાનું હું સ્મરણ કરૂં છું ત્યારે મને દ્રઢ થઇ જાય છે કે મનુષ્ય જાતીમાં સંપૂર્ણ પવિત્રતા વાસો કરી શકે છે. મ્હારાં માતાને હું યાદ કરૂં છું, ત્યારે મને આ વાત વીષે કાંઇ સંદેહ રહેતો નથી, અને તે એ કે ભવિષ્યમાં એક જીંદગી છે. જ્યાં પવિત્ર આત્માઓ નિવાસ કરે

છે, અને તે સ્થળેથી તેઓ આવીને આપણને મળી જાય છે. અને મ્હારી તો ખાત્રી છે કે મ્હારાં માતાનો વાસ તે સ્થળે છે, અને તે માતા મ્હારો સ્પર્શ કરે છે. મ્હારાં માતાનું હું મનન કરૂં છું, ત્યારે મ્હારી મ્હોટામાં મ્હોટી આધી વ્યાધી જતી રહે છે. મ્હારાં માતાએ મ્હારૂં શ્રેય થવા માટે ઇશ્વર સ્તુતી રૂપે જે પ્રયાસ કર્યો હતો. તે માતનું મને વચન હોવાથી મને સ્તુતીની સત્તા વિષે કંઇ સંદેહ રહેતો નથી.

જે ઓરડામાં પોતાનાં બાળકો શયન કરતાં હતાં તે ઓરડામાં મ્હારાં માતા આવી તે બાળકોનું શ્રેય તથા રક્ષણ કરવાને ઇશ્વરની પ્રાર્થના કરતાં હતાં એવું મેં ઘણી વખતે જોયું છે.

હાલ બધાં બાળકો વીખુટાં પડી ગયાં છે. મા તો ગગનભૂમિમાં વાસ કરે છે. તેની મધુર ચક્ષુઓ હમેશને માટે બંધ થઈ ગઇ છે. તેનો પવિત્ર આત્મા ઇશ્વર સમીપ જઇ રહ્યો છે. તો પણ હજી મને ભાસ થઇ આવે છે કે પોતાનાં બાળકોનું ભલું કરવા માટે તે ઇશ્વરનું સ્તવન કરી રહી છે.

એ પ્રમાણેજ છે કે કેમ ? તેની મને માહીતી નથી. પરંતુ એટલું તો હું જાણી શકું છું કે તે આ જગતમાં સંરક્ષણ કરનાર દેવદુતની માફક આવે છે, અને અમે જાગતાં હોઇએ કીંવા સુતાં હોઇએ તો પણ તેવે સમયે તે અમારૂં રક્ષણ કરે છે.

## સ્ત્રી એક ગૃહ માતા તરીકે.

બીજાં માણસો જે સુક્ષ્મ કાર્યો અધુરાં મુકી દે છે તેવાં કાર્યો તે ( ગૃહીણી ) કર્યે જાય છે, અને તેવાં કાર્યો તેને લઘુતા યુકત દીસતાં નથી.

સામાન્ય વસ્તુઓને માટે તેને કંટાળો હોતો નથી, અને તે સર્વનું શ્રેય કરવામાં સતત તત્પર રહે છે. Lowell.

સ્ત્રી તેમજ માતા જે ઉચ્ચ વસ્તુ લક્ષમાં રાખી છે, તે રીતે તે પોતાની ફરજ અને જીંદગીને સમજે છે, તેમાં સમાજના પ્રારબ્ધનો સમાવેશ રહે છે, તેની આસ્તા વીવાહીત વહાણનો માર્ગદર્શક સીતારો થાય છે. સ્ત્રી કુટુંબને તારવાવાળી અથવા ડુબાવવાવાળી થઇ શકે છે, પ્રારબ્ધને તે પોતાના ઝબાની ચાલમાં વહન કરે છે.

જમાનામાં આગળ વધેલી સ્ત્રીઓના સંબંધમાં ગમે તેટલા પ્રકારની દલીલો કરવામાં આવે તેમ છતાં પણ આ વાત તો સ્પષ્ટ છે, કે સ્ત્રી અને માતાને માટે યોગ્ય સ્થળ ઘરજ છે. તે ઘરમાં તે પોતાના કાર્યરૂપી રાજ્યમાં એક રાણી સમાન. અને તેની સત્તા વાંધો ઉઠાવી શકાય નહિ તેવી છે, અને એવા થોડાજ માણસો હશે કે જેઓ તેના આ સ્થાન વીષે અથવા તેની મહત્વતા વીષે સવાલ ઉઠાવી શકે.

માતા, કુટુંબના જીવનને પેદા કરનાર અને તેનું પોષણ કરનાર છે, અને તેના વગર મનુષ્ય ઉતરતી પંકતીએ આવી પડે, અને રાજ્યો ક્ષીણ થઇ જાય, તેવાં જન સમુદાયનાં ભાગ્ય–સુત્ર તે ધારણ કરે છે. સર્વ સામાજીક વ્યવસ્થા અને શાંતીની મુખ્ય સંસ્થા છે, તે હૃદયને ખીલવવાનું સ્થાન, પવિત્રતાનું સંરક્ષણ કરનાર. અને આ જગતમાંની વીટંબણાઓને દુર કરનારી દવા છે. જે વીટંબણાઓ જીવનના ઝરાને વીષમય બનાવે છે, તેના મધુર ધ્વનીને દાબી દે છે, અને તેની મધુરતાને તે સ્થાને કડુતા પેદા કરે છે. એવી રીતે એક પત્ની અને માતાની ઉપર ઘણી જવાબદારી રહેલી હોય છે, અને તે જવાબદારી રૂપી વહાણ નુકશાન પામે, તો તે નુકશાનની અસરની આખું જગત તેની ખાત્રીયુક્ત પાળે.

વિવાહીત પ્યારને પણ પ્રથમ તે પ્યાર જે સદગુણોથી આકર્ષણીય થયો હતો, તે સદગુણોથી પોષીત રાખવો જોઇએ. એક પોપને સંબંધે એવું કહેવામાં આવે છે કે–જ્યારે તે પોતાના ટેબલની ઉપર એક જાળ બીછાવી રાખતો હતો. તેનું કારણ એ હતું, કે પોતે એક માછલીમાર સ્ત્રીનો પુત્ર હતો એવા પોતાના ઉતરતા જન્મની યાદદાસ્ત પોતાને રહ્યા કરે. પરન્તુ જ્યારે તે પોપ થયો, ત્યારે તેણે તે જાળ ખસેડી નાંખી અને તે બોલ્યો, કે "હવે જાળ પાથરવાની કાંઇ જરૂર રહેતી નથી. કેમકે મ્હારે જે માછલી પકડવાની હતી, તે મેં પકડી લીધી છે," તો પણ એક ડાહી સાચી સ્ત્રી એક ઘરની પવીત્રતાનો આવી રીતે ભંગ કરતી નથી. પરંતુ તેને બદલે તે પોતાના ઘરને આનંદમય બનાવી દે છે, એક ગૃહિણી તે સુખમય સ્થાન તે ઘર છે. જેની બહાર સઘળે ત્રોવાટ, ઠંડાપણું અને અંધારૂ રહે છે, ઘર છે એ.તેની હોડી છે જેની બહાર સર્વ તરફ જળ પ્રસરી રહ્યું હોય છે. જ્યારે સ્ત્રીના હકો સંપૂર્ણ રીતે સલામત હોય છે ત્યારે મીલ્ટનની નીચલી કડીના શબ્દોનું વાસ્તુવીકપણું દેખાઇ આવે છે. "ઘરનું સારૂં થાય તે માટે અભ્યાસ કરે જવો અને તેના ધણીમાં સારા કાર્યો કર્યા જવાની શકતીને વધારવી. તેના કરતાં સ્ત્રીમાં વધારે ઉમદા વસ્તુ બીજી હોઇ શકે નહિ."

જ્યારે એક સ્ત્રીએ પોતાની રાજીખુશીથી એક પત્ની, માતા અને ઘરની સંભાળનારી તરીકેની જવાબદારીઓ પોતાની ઉપર લીધેલી હોય છે, ત્યારે તે એવાં કાર્યોના બંધનમાં આવેલી હોય છે, કે જે કાર્યોનું સ્થાન હમેશાં પહેલા દરજ્જાનું ગણાતું જોઇએ, અને તેમાં દરમીયાનગીરી કરવાને બીજાં કાર્યોને દાખલ આપવો જોઇએ નહિ. ઘરની માતાઓના પ્રસંગમાં ઘર સંબંધી લાગતાં

વળગતાંઓને બીજાં લાગતા વળગતાના કરતાં શ્રેષ્ટ ગણાવાં જોઇએ, કેમકે તે તેની સમીપ રહેલાં હોય છે, અને તેમને માટે તે ઘણી અતલંગની જવાબદાર છે. જે પ્રાણીઓ તેણીને ઘણાં કીમતી હોય છે, તે પ્રાણીઓની નાની મ્હોટી સર્વ બાબતસાં સંભાળ લેવા માટે તેઓ તેના સ્વાધિનમાં મુકાયલાં હોય છે. અને આ ગ્રહરૂપી રાજ્યમાં તેણીએ ડહાપણથી અને સારી રીતે રાજ્યતંત્ર ચલાવવું જોઇએ. જોર્જ ઇલીયટ નામની બાઇએ પોતાના એક પુસ્તકમાં લખ્યું છે કે—"કેટલીક સ્ત્રીઓ એમ માને છે કે—દીવાલો એક બીજાની સાથે જોડાયલી રહે છે તેમ ઘરથી જોડાયલ હોય છે." તોપણ ડાહી સ્ત્રી જાણે છે કે—ઘરને સુખી તથા આનંદમય કરવાને સારૂ કાંઈ વધારે મજબુત વસ્તુની જરૂર રહેલી છે.

ધણીની સાહયતાથી એક સારી ગ્રહ-માતા નીચે લખ્યા સદગુણોનું ઘરમાં પાલન કરે છે, તેના વાસ્તવીક પ્રસંગ ઉપર હવે આપણે આવીએ. જેવા કે તન્દુરસ્તી, શાંતી, સુવ્યવસ્થા, કરકસર, સંતોષ, વિચારયુકત માયાળુપણું, અને ભકતી.

## તન્દુરસ્તી.

ઇમરસન કહે છે કે—"તન્દુરસ્તી મેળવજો;" મહેનત, કષ્ટ, મીતાહારીપણું, ગરીબી, કિંવા અંગકસરત જેનાથી તન્દુરસ્તી મળી શકતી હોય તે કરવામાં દીલ રોકવું નહિ જોઇએ. કારણ કે માંદગી એ મનુષ્યને ખાઇ જનારૂં એક પ્રાણી છે, કે જે કોઇ જીવન અથવા જુવાની તેના હાથમાં આવે તેનું ભક્ષણ કરી જાય છે, અને પોતાનાં પુત્ર અને પુત્રીઓને ગળી જાય છે. માંદગીને હું એક ફીકા, ગમગીન, ભાન વગરના ઓલા સમાન અને તદન સ્વાર્થી તથા જે કોઇ સાર અથવા મહાન હોય છે, તે માટે બેદરકાર તથા પોતાની ઇચ્છા પ્રમાણેજ વર્તનાર અને ત્રાસ વર્તાવનાર તરીકે

લેખું છું.” રડતાં છોકરાંઓ, મીજાજખોર છોકરીઓ, ચીડીયા છોકરાઓને માટે તેમની વ્યાધી દુર કરનારી દવા તરીકે તન્દુરસ્તીજ છે. જ્યારે ઘર, દવાશાળાજ થઇ પડે છે, ત્યારે સુખ પોતાની પાંખ ખુલ્લી કરે છે, અને તે ચેપવાલાં, સ્થળેથી ઉડી જાય છે. સુસ્ત નાડી, શુષ્ક ગાલ, સુકાઇ ગયેલા હોઠ, ભારે પગલાં અને વાંકા વળી ગયેલાં શરીર ને આનંદ, દુર કરે છે, અને તે ચળકતી આંખો, ચંચળાઇવાળા પગલાં અને જીવનદાર મધુર ચહેરાની સંગાથે પોતાનો નીવાસ કરે છે. હવે આવાં સારાં પરીણામ લાવનારી સર્વ વસ્તુઓનો સમાવેશ એક ગ્રહ—માતામાં થઇ જાય છે. જે અસ્વચ્છ સ્થીતીમાંથી તાવ ઉત્પન્ન થાય છે તે અસ્વસ્થ સ્થિતિનો અંશ તેણી તીક્ષ્ણ રીતે વર્તી શકે છે. તે પોતાના ઓરડામાં તાજી હવા દાખલ કરે છે, અને આનંદદાયક તથા તન્દુરસ્તી આપનાર સૂર્યનો પ્રકાશ આવી શકે તેટલા માટે બારીઓ ખુલ્લી કરે છે ડાકતર ઝોન બંટરની શીખામણ અનુસાર છોકરાંને “પુષ્કળ દુધ, પુષ્કળ નીદ્રા અને પુષ્કળ ગરમ કપડાં” મળી શકે, તેની તે સંભાળ રાખે છે, છોકરીઓને અભ્યાસ વધારે પડતા શ્રમથી તે બચાવે છે તથા તેમના શરીરની આરોગ્યતાને અર્થે તેમને યોગ્ય કસરત કરાવે છે. છોકરાઓને પણ તેઓને ફરવા હરવામાં કાંઇ અડચણ આવે નહિ, તેવા વસ્ત્રો તે પહેરાવે છે. તથા તેને મર્દાનગીની અને તન્દુરસ્તી આપનારી રમત ગમત આપે છે. કે જેને પરિણામે આ અંગ્રેજના જગતની ઉપર પોતાનો કાબુ ચલાવી શકે છે, અને છેવટે તે સારાં અને પકવ ભોજનો તૈયાર કરાવીને ઘરનાં માણસોને ભોજન કરાવે છે કે જેથી જુદા જુદા પ્રકારની માંદગી થતી અટકી જાય છે, જો તેના તરફથી તેવી સંભાળ લેવામાં આવે નહિ, તો તો એક ગુનોહ નહિ પરન્તુ એક શરમીંદગી છે.

ઘરનાં સુખોના ક્રમમાં બીજે નંબરે શાન્તી આવે છે.

## શાન્તિ.

આ વિષયમાં જોન રસ્કીનના શબ્દો પણ ઘણા સુંદર છે. તે કહે છે કે—"શાન્તિ એ ઘરનો સત્ય સ્વભાવ છે. ઘર એ શાન્તિનું સ્થળ છે, માત્ર હાનીથીજ નહિ, પરન્તુ સઘળા ભય, શંકા અને મતભેદથી તે આરામની જગ્યા છે. જેટલે દરજ્જે તે આ ગુણો યુકત હોય નહિ, તેટલે દરજ્જે તે ઘરજ કહેવાય નહિ. જેટલે દરજ્જે બાહારના જગતની ઉપાધીઓ તેમાં પ્રવેશ કરે અથવા તો નહિ જણાયલી, જેને ચાહીએ નહિ તેવી કીંવા પ્રતિકુલ મંડળી તેનો ઉંબરો ઓળંગવાની ધણી અથવા ધણીયાણી તરફથી છુટ આપવામાં આવતી હોય ત્યાં સુધી, તે ઘર તરીકેનો ભાગ ભજવતું બંધ પડી જાય છે. તેવા સંજોગમાં તો ઘર પણ જાણે કે છાંપરાંથી ઢાંકી દીધેલો અને તેમાં ચુલો સળગાવેલો એવો બહારના જગતનો એક ભાગ છે.

વાસ્તવિક ગૃહિણીમાં એવા ગુણો હોવા જોઇએ, કે જેથી તે ઘરને એક આરામનું સ્થળ બનાવી શકે. કોઇપણ આત્મા ગમે તેવો નમ્ર સ્વભાવનો હોય, તોપણ એક આરામ મળી શકે નહિ. એક પુરૂષ ભલેને સામર્થવાન હોય, તોપણ આખરે તે મનુષ્ય કોટીમાંનો છે. જેથી તેને આ જગતની ધમાલને પહોંચી વળવા માટે ઘરની ખાસ અગત્ય છે કે જ્યાં આવીને તે જગતની ચિન્તા-ઓમાંથી આરામ ભોગવી શકે. ઘરમાં ઘર સંબંધી ચિન્તાઓથી તેને જેટલો બની શકે તેટલો યુકત રાખવો જોઇએ. તેમજ ઘોંઘાટ, ગભરાટ અને અવ્યવસ્થાના વાતાવરણથી તેમજ કરજ સંબંધી સંભવતાથી વેગલો રાખવો જોઇએ. અહીં તેને નીવૃત્તી મલવી જોઇએ, કે જેથી તે પોતાનું સામર્થ્ય તથા પોતાની શાન્તી સંપાદન કરી શકે, અને ઘરમાં શાન્તી મેળવીને તેણે દરરોજ વ્યહવારના

કાર્યને પહોંચી વળવાને માટે બહાર નીકળવુંજ જોઇએ. આ વીષે ઇતીહાસ લેખક લેકીએ નીચેની મતલબની કવીતા લખી છે.

"શંકા, વ્યાધીઓ, અને ઝગડાઓ ઉપર મલમપટી કરવાનું કાર્ય તારૂં છે. તેમજ જીંદગીનું વાતાવરણ શાંત અને પ્રકાશમય કરવાનું કાર્ય પણ તારૂં છે,"

"જગતના વ્યવહારથી થકીત થઈ ગયેલા હૃદયને તારી દીલસોજીવાળી લાગણી એક ચાવી સમાન છે."

સ્કેન્ડીનેવીયાની એક કવીતામાં એક લડવૈયો પોતાની પ્રિય પત્નિને "મારા પ્યારમાં પ્યારા આરામ" એવા શબ્દોથી સંબોધન કરે છે.

## પ્રકાશક.

પ્યારનું સ્થાન ઘર છે જ્યાં છોકરાંઓ સ્નેહ બતાવે છે, હાસ્ય ભાવ પ્રદર્શિત કરે છે અને આનંદ કરે છે તે સ્થળ ઘર છે. જીવનને સુખમય બનાવવાને જે સ્થળે પુરૂષ અને પત્નિ રહે છે તે સ્થળ, ઘર છે.

એ હેતુઓ પાર પાડી શકે તેટલા માટે ડાહી ગ્રહ-માતા જગતની પ્રકાશમય બાજુનેજ જુવે છે, અને ન્હાની ન્હાની વાતોમાં ચીડાઈ જતી નથી. તે પોતાના સ્વભાવને કાબુમાં રાખે છે, અને પોતાની જીભ ઉપર અંકુશ રાખે છે. પોપ કવીએ તે વીષે ઘણી સુંદર રીતે લખ્યું છે કે;—

તે ધણીની આજ્ઞાને સર્વ રીતે અનુસરે છે.

ડીન સ્ટેનલીએ પણ ડહાપણથી કહ્યું છે કે—"આપણે જો ચાહીએ તો દરેક વસ્તુને ખોટા રૂપમાં જોઇ શકીએ. દરેક માણસમાં કંઇને કંઇ ખોટ તો રહેલીજ હોય છે. દરેક

દરેક વ્યકિતમાં કંઇને કંઇ દોષ રહેલો હોય છે. આપણે તેને ખોટા સ્વરૂપમાં જોવા માગીએ તો તેમ જોઇ શકીએ પરંતુ આપણે તેને સારા સ્વરૂપમાં જોવાનું પસંદ કરીએ તો તેમ પણ થઈ શકે છે. આપણી આસપાસનાં માણસોમાં જે કાંઇ ચાહવા જેવું હોય તે આપણે જો ચાહીએ, તો સામા માણસમાંથી પણ પ્યાર ઉદ્ભવે છે, અને જીવન દુઃખમય થવાને બદલે સુખમય થાય છે; તથા જગત સ્વર્ગ સમાન થઇ પડે છે. અને જે પરમકૃપાળુ પરમેશ્વર સ્નેહમય છે, તેના લાયક અનુયાયિ આપણે થઇ શકીએ છીએ." એક સુખી ઘરના જળથી દરરોજ સીંચન થતાં છોકરાંઓ ખરેખરા સુખીં છે અને જે પતિનું ઘર જગતમાંની વસ્તુઓમાં સર્વથી મધુર અને સુખમય છે, તે ગતિ પણ ખરેખર સુખી છે અને જો તે પતિ ડાહ્યો હોય છે, તો ઘરને તેવું બનાવવામાં પોતાની પત્નિતે સાહ્યતા કરે છે. એક ડાહ્યા માણસે કહ્યું છે કે "ઘરમાં સ્નેહ અને સુખ માણસે પોતાથી કરી લેવાનાં છે; તે આપોઆપ પ્રાપ્ત થતાં નથી" તે કહેવું યથાર્થ છે, એમ તે પતી સમજી શકે છે. પતિ પત્ની બન્નેએ પરસ્પર એક બીજાને સુખી કરવાનો પ્રયત્ન કરવો જોઇએ.

ગૃહ–માતા પોતાના ઘરને એટલું બધું આકર્ષણીય બનાવી શકે છે છોકરાંઓને તે વાત ઘણા વખત સુધી પોતાની યાદદાસ્તમાં રહી શકે છે. જીંદગી તેનો વજનદાર બોજો છોકરાંઓનાં ખભાઓના ઉપર ઘોડાજ સમયમાં મુકે છે. જ્યાં સુધી છોકરાંઓ બાળક હોય, ત્યાં સુધી તેમને પક્ષીની માફક ગાયન કરવા દો. મેંઢાઓની સાથે કુદવા દો. અને ઝરાઓની માફક હસવા દો. એક છોકરી ઉદાસીન રહે, અથવા એક છોકરો ગંભીર રહે, તે વાત જેટલી અસ્વાભાવિક છે તેટલીજ અયોગ્ય છે. ડાહી માતા આ વાત બરાબર સમજી

શકશે, અને તે વેગળી રાખવાનો પ્રયત્ન કરશે. દીવાલ ઉપર તે છબીઓ ટાંગશે, અને પુસ્તકો તથા ચોપાનીયાં ટેબલ ઉપર રાખશે. ગાયન અને આનંદદાયક રમતગમત તથા ખુશકારક હાસ્ય વીનોદ ઘરમાં પ્રસરી રહેશે. જુવાની ઘણી પ્રવૃતીયુકત હોય છે. નકામી આંધળાઓથી ને વ્યાપ્ત હોય છે. તે જીંદગીને ચાહે છે. તથા એકાંતવાસ અને મૃત્યુની ઉપેક્ષા કરે છે. જુવાની સંબંધે વિચાર કરતી વખતે આ સર્વ વાત લક્ષમાં રાખવા જેવી છે. એ આનંદ મેળવવાને સારૂ તેમને ઘરની બ્હાર જરૂર પડે તેમ થવું ન જોઇએ. ઘર એક, ભોજન કરવાનું તથા સુવાનુંજ સ્થળ છે, એવો ખ્યાલ તેમના મનમાં આવવો ન જોઇએ. જે ઘરમાં આનંદ હોતો નથી. તે ઘરના છોકરાઓ બહાર જઇને રમતગમતમાં અથવા તો દારૂ પીવામાં ભાગ લેવા માંડે છે, અને સ્વછંદી થઈ જાય છે.

ગૃહમાતામાં બીજી જે ખુબી હોવી જોઇએ તે સૌંદર્યતાની છે.

## સૌંદર્યતા.

જગતમાં ઇશ્વરકૃત સૌંદર્યતાની સંપૂર્ણ કૃત્રિમ સ્ત્રી છે, અને જેવી રીતે સૌંદર્યતા સ્ત્રીમાં રહેલી હોય છે, તેવીજ રીતે તે સૌંદર્યતા સર્વ તરફ ફેલાવી શકે છે. આ વાતનું સ્પષ્ટીકરણ તેના ઘર ઉપરથીજ થઇ જાય છે. સૌંદર્યતાના રાજ્યમાં સ્ત્રી મહારાણી છે. તેની આંગળીઓમાંજ એક એવી જાતનું જાદુ રહેલું હોય છે, કે તે મેળવવાનો પુરૂષ ગમે તેટલો પ્રયત્ન કરે, તોપણ તે ફતેહ પામતો નથી.

ઘરમાંની સુંદર વસ્તુઓ, પછી તે એક છબી હોય કીંવા ફુલ હોય, તો પણ તેની આસપાસ રહેતી વસ્તુઓની ઉપર તેમની સૌંદર્યતાની છાપ પાડે છે, ટુંકામાં આસપાસની વસ્તુઓની અસર દરેક મનુષ્ય ઉપર થાય છે.

સૌંદર્યતાની આ ખુબી જેવી રીતે એક મહેલમાં દેખાઈ આવે, તેવીજ રીતે એક ઝુંપડામાં પણ દેખાઇ આવે છે. એક સંસ્કારીક આત્મા દરેક વસ્તુને ઘણા સારા આકારમાં બનાવી શકે છે.

ઇંગ્લંડ દેશમાં આના જેવાં ઘણાં ઘરો છે એક અમેરીકન મુસાફર કહે છે કે–"હું ડોવરથી મુસાફરીએ નીકળ્યો, એવાં ઘણાં નાનાં ઘરો આવ્યાં, કે જે એટલાં બધાં આકર્ષણીય અને ફુલોથી ઢંકાયલા હતાં, કે તેમાં રહેનારાઓની મને ઇર્ષા આવતી હતી. જેવી રીતે એક સારા વેપારીની દુકાનમાં માલ ગોઠવેલા હોય છે, તેવી રીતે ઘરમાં ગોઠવણ હોવી જોઇએ, એવી કલ્પના જેમ હું કરતો નથી. તેમ વગર ચુકાવેલાં બીલ જેમ તેમ પડયાં હોય, તેવું ઘર હોવાની પણ હું કલ્પના કરતો નથી. પરંતુ હું કહી શકું છું કે ઘરની દરેક માતા અને પિતાએ એટલો તો વિચાર કરવો જોઇએ. કપડાં લતાં અને સીગાર (બીડી) પાછળ ખર્ચવામાં આવતાં નાણાં છોકરાંઓ માટે ઘરને એવી રીતે શણગારવામાં ખર્ચાવા; જોઇએ કે બીજી જગ્યાઓ તેમને મુકાબલો કરતાં ઝાંખી લાગે......તરૂણ બચ્ચાંઓની ચક્ષુઓને આકર્ષવાને અને સંતોષ આપવા પુરતાં ઘરને ઠીકઠાક રાખવામાં કંઇ સામટા પૈસાનો ખપ પડતો નથી." ખરેખર એક ડાહી માતાનું ઘર, સૌંદર્યતાના સ્થાન રૂપ હોય છે.

તે પછીનો ગુણ કરકસરનો છે.

## કરકસર.

નાની નાની વસ્તુઓ પાછળ જોતું રહેવું કે કંઇ વસ્તુ નકામી જાય નહિ, તેનું નામ કરકસર છે. જ્યાં થોડું જોતું હોય ત્યાં થોડું, તેમાંથી પણ જરા થોડું એ ડહાપણયુક્ત કરકસર છે. આ વાત ડાહી ગ્રહ–માતાના હૃદયમાં રહેલી હોય છે.

"નકામું જવા દેશો નહિ અને તંગીમાં આવી પડશો નહિ" એ કહેવત ઘણું યાદ રાખવા યોગ્ય છે, અને ઘરનું સુખ સંપાદન કરવામાં ઘણા પૈસાની જરૂર રહેતી નથી, અને સાધારણમાં સાધારણ ઘરમાં તે સુખ કેટલે બધે દરજ્જે ભોગવી શકાય, તેનો વિચાર કરતાં આશ્ચર્ય પેદા થાય છે, આપણાં પાડોશીઓની સંસારી રમત ગમત, તેમનાં વાહનો તેમનાં છોકરાંઓની કેળવણી, તેમની મોજ શોખ અને તેમના બહારના ઠાઠમાઠની સ્પર્ધા કરવાની ઇચ્છાથી જે વધારે પડતાં ખર્ચ કરવાં પડે છે, અને તેમ કરીને કુટુંબ ઉપર જે વીટંબણા વ્હોરી લેવામાં આવે છે. તે વીટંબણાઓને એક ડાહી ગૃહ–માતા દુર રાખશે. મોજ શોખ અને દેખાડો કરવાના પ્યારથી તે પોતાના પોતાની પાસે "આવો આવો" એવી બુમ મારવાને બદલે તે પોતાના ધણીનાં પૈસા સારાં કામોમાં ઉપયોગમાં લેવાનો આગ્રહ કરશે, અને એ પ્રમાણે કરવાથી લોભરૂપી રાક્ષસ જેણે લડાઇ અથવા ગુલામગીરીના ધંધા કરતાં વધારે માનુષિક હૃદયોને કચરી નાંખેલાં, તેનું જોર નરમ પાડી દેશે. કારણ કે તે રાક્ષસના સપાટા નીચે લાખો માણસો આવી જાય છે.

જે માણસો છુટે હાથે પૈસા ખર્ચી શકે છે, તેઓજ જીંદગીનું સર્વ પ્રકારનું સુખ ભોગવી શકે છે, એમ નથી. પોતાની આવકના પ્રમાણમાં ખર્ચ રાખવા માટે જે ફીકર અને અગમચેતી મનને એક આનંદદાયક મોહમાં રોકી રાખે છે, તે વાતનો આભાસ શ્રીમંતોને આવી શકતો નથી. આ વાત જે વખતે ચાર્લ્સ લેંબનું કુટુંબ આસુદી હાલતમાં હતું, તે વખતે તેને સ્ફુરી હતી. તેણે પોતાની બેનને લખ્યું હતું "એક વસ્તુ ખરીદ કરવાની બુઝ ત્યારેજ આપણને થાય છે, કે જ્યારે તે વસ્તુ મેળવવાને માટે આપણે તે નાણાંની યોજના કરવાનો વિચાર કરવો પડે છે."

ડ્હાપણવાળી કરકસર ઘણાં કુટુંબને સુખી રાખી શકે છે. કારણ કે કરજદારીના કરતાં દુઃખદાયક અને ઉતરતી સ્થીતીમાં મુકનારી બીજી કોઇ વસ્તુ હોતી નથી. જે માણસ કહી શકે કે "હું કોઇ દીવસ કરજદારીમાં પડયો નથી." તે માણસ કેટલો બધો સુખી છે! કરજદારી માણસને બીજાના નહિ પસંદ કરવા જેવા આભાર નીચે મુકે છે, તેની સ્વતંત્રતામાં ખલલ નાખે છે. તેની શરમંદગીમાં લાવે છે, અને અમુક દરજજે તેને એક ગુલામ બનાવી દે છે. એક માણસ કહે છે કે "બર્ન્સને પોતાની સખ્ત જાતી અનુભવથી લખવું પડયું તે કરજને લીધે હતું."–તેણે લખ્યું છે કે 'દારીદ્રતા? તું મૃત્યુની ઓરમાન બેન છું, નર્કની પીત્રાઇ છું, તારામાં જે મ્હોટા પાયા ઉપર દોષો પડેલા છે તેવા બીજે મને કયાં મળશે?" લોર્ડ બાયરનને ઘેર એક કરતાં વધારે વખત હુકમનામાની બજાવણી કરવા કોર્ટનાં માણસો આવ્યાં હતાં, અને તેથી તેને લાગણી થઇ હતી તેનું કારણ કરજદારીનું હતું. અને તેણે પોતે લખ્યું છે કે "મ્હારા ઘરનાં દેવતાઓ મ્હારી આસપાસ કંપી ઉઠયા હતા. માયાળુ સ્વભાવના લેહંટની લાગણી કરજને લીધેજ દુભાણી હતી. અને તેને ઘર સંસાર સંબંધી ઘણી વ્યાધિ ભોગવવી પડી હતી. ચીતારો હૈદન પણ કરજથી દુઃખી થયો હતો. સર વોલ્ટર સ્કોટના પણ પાછલા દીવસો કરજદારીમાં ગયા હતા, અને તેમાંથી છુટવાની તેની છેવટની કોશીસમાં તેની ઉમદા બુદ્ધિ નબળી પડી ગઈ હતી. રોબર્ટ પોલોકની પણ તેવીજ સ્થીતી થઇ હતી. વીલ્યમ પીટની માનવંતી વૃત્તીને પણ કરજદારીનાજ ફટકો લાગ્યો હતો, અને મીસ ઇડન સાથે તેનાં લગ્ન થવાનાં હતાં, તે વાત બંધ પડી હતી. કરજદારીના ભોગની નોંધ બંધ કરતી વખતે કહેવું જોઇએ, કે ફાધર

મેથ્યુ જે મીતાહારીપણાનો પ્રચાર કરવામાં સતત્ શ્રમ લેતા હતા, તેમને પણ કરજદારીને લીધે સહન કરવું પડયું હતું. કરજ છે તે આપણો શત્રુ છે. અને તેને જે માણસ વેગળો રાખી શકે છે તે માણુસ સુખી છે. પ્રમાણીક જોન એવેલીને પોતાની રોજનીશીમાં લખ્યું હતું તે વાસ્તવીક હતું. અને તે એ કે "આજે મેં મ્હારી ઉપરનું કરજ દોકડે પાઇકે ચુકતું કરી આપ્યું છે. આજનો દીવસ ઘણો આનંદદાયક છે," આ પ્રસંગમાં આ વાત પણ યાદ રાખવા જેવી છે કે કરકસર વગર કોઇ માણુસ ઉદાર થઇ શકતો નથી. તે આ જગતનાં પરોપકારનાં કાર્યોમાં ભાગ લઇ શકે નહિ. તે જે કમાય તેટલું ખરચી નાખે, તો કોઇને મદદ આપી શકે નહિ. ગોએથીની આ પ્રાર્થના ઘણી ઉમદી હતી કે "ઇશ્વર મને એવું આપો કે દરરોજ હું વધારે કરકસર શીખી શકું, કે જેથી બીજાઓને માટે હું વધારે મદદ કરવાને સમર્થ થઇ શકું."

ડેલ્ફીના દેવાલય ઉપર સોનેરી અક્ષરથી જે ત્રણ પ્રખ્યાત વાકય લખ્યાં હતાં, તેમાંનું એક આ હતું. "દુઃખ એ કરજ અને સંપનું પરીણામ છે." તે રાક્ષસોથી પોતાના ઘરને બચાવવાને એક ડાહી ગૃહ—માતા કાળજી વાળી હોય છે.

તેના હૃદયમાં બીજી જે ખુબી વાસ કરે છે તે સંતોષની છે.

## માતાનો સંતોષ.

પોતાની આસપાસના જે કાંઇ લાભો હોય, તેને ઉપકારની લાગણીથી જોવાની વૃત્તી તે સંતોષ છે; અને જે ઇચ્છાઓ પાર પાડવી અશકય હોય છે. તેવી ઇચ્છાઓના જવરથી તે મનને નીરાળું રાખે છે જે કાંઇ સારૂં પ્રાપ્ય હોય, તેથી સુખ માની લેવાનો તે ગુણ છે.

પોતાની ઈચ્છાઓ પ્રમાણે પોતાનું ઘર તાલેવંત અથવા સગવડતાવાળું ન હોય, તેથી એક ડાહી સ્ત્રી નીરંતર કલેશ કર્યા કરતી નથી: કોઇ વધારે પૈસાદાર મીત્રના પોશાક જેવો પોતાનો પોષાક કીમતી અથવા શોભાયમાન ન હોય તો તેથી તે દુઃખી થતી નથી. કાંઈ નાની સગવડતા, કંઇ ઉપભોગની વસ્તુ, કાંઈ બહારનો દેખાવ કીંવા કાંઇ દાગીનો પોતાના સ્વાધીનમાં નહિ હોય તો તેથી તે પોતાનો સ્વભાવ બગાડી નાખતી નથી. અથવા પોતાના આનંદમાં કમીપણું કરતી નથી. પણ ઉલટું તે એવું માને છે કે કેટલાક લોકો ધારી લે છે. તે મુજબ આપણા સુખને માટે તે વસ્તુઓ અર્ધી જરૂરની પણ નથી. અને એવી ઘણી ચીજો હોય છે જેના વગર તે ચલાવી લઇ શકે છે.

જ્યારે ગ્રીસ દેશનો ડાહ્યો પુરૂષ-સોક્રેટીસ એક દીવસ એથન્સ શેહેરની બજારમાં જતો હતો, અને વેચવા માટે મુકેલી જુદી જુદી વસ્તુઓ તેના જોવામાં આવી, ત્યારે તે જોસથી બોલી ઉઠ્યો કે- “એવી કેટલી બધી વસ્તુઓ જે કે જેની મને જરૂર પડતી નથી.” ખરી રીતે શ્રીમંત થવાનો માર્ગ આપણી ઇચ્છાઓ ઓછી કરી નાંખવાનોજ છે.

આ વાકય ખરેખર ગંભીરતાવાળું છે. અને તે એ છે કે- “આપણે જે મળે, તેથી આનંદ માની લેવો જોઇએ.” આ દુનીયાની વસ્તુઓથીજ માત્ર ઘર થઇ શકે છે. એમ ગણવાનું નથી. એક સુંદર મકાન અથવા કીમતી સર સામાન કીંવા સારાં સારાં ભોજન એટલામાંજ ‘ઘર” શબ્દનો સમાવેશ થતો નથી. એક સાચી સ્ત્રિને માટેનું ઘર એવું હોઇ શકે જેમાં સ્નેહ વાસ કરતો હોય.-જ્યાં તે બીજાને ચાહતી હોય છે. અને બીજાઓ તેને ચાહતાં હોય છે. તેને સાટીનનાં વસ્ત્રો પહેરાવો, તેને દાગીના-

ઓથી શણગારો અને ગણત્રી થઇ શકે નહિ તેટલું દ્રવ્ય તેને આપો, પરન્તુ તેની જીંદગાનીમાંથી સ્નેહને વીખુંટો પાડી દેવામાં આવે તો તે સ્ત્રી લાંઘણ કરીને મરી જવાને વધારે ખુશી થશે.

ફીકરો સંબંધી વાત કરશોજ નહિ. એક દેવદુત સ્ત્રી પણ જો સંતતી વગરની હોય તો તે એક માતાને જે આનંદ મળે છે છે તે આનંદ પોતાને નહિ હોવાથી દુઃખી થયા કરશે.

આપણી પાસે જે કાંઇ સારૂં હોય છે, તેની કીમત કેટલી બધીવાર આપણે ઓછી આંકીએ છીએ. તે માતા વિચાર કરે છે કે બીજાઓને મુકાબલે પોતે ગરીબ છે. પરંતુ જે ન્હાની છોકરી તેના આનંદદાયક હસવાથી ઘરને ગજાવી મુકે છે. અથવા તો જે છોકરો તેના ખોળામાં સંકોડાઇને બેશી જાય છે, તેના બદલામાં તેને દસ હજાર સોના મોહોર આપો, તો તે વખત તેને ખબર પડશે, કે પોતે જાણે છે, તેના કરતાં પોતે વધારે પૈસાદાર છે. અફસોસની વાત છે કે—સામાન્ય સુખો જેવાં કે—સુર્યનો પ્રકાશ લીલી હમ જેવી જમીન, આસમાની આકાશ અને રાત્રીનો અંધકાર થાકી ગયલી ચક્ષુઓને બંધ કરે છે, એવાં એવાં સુખોને આપણે વિચાર કરતાં નથી અને તેનું કારણ માત્ર એટલુંજ છે કે, તે આપણા બહુ પરીચયમાં છે. કોઇપણ સાચી માતા ગમતની ખાતર પોતાના ઘરથી વેગલી જવાને ઇચ્છતી નથી. અને જો પોતાની તન્દુરસ્તીની ખાતર તેને અવારનવાર બહાર જવાની અગત્ય પડતી હોય, તોપણ તે બહારથી પાછી આવીને પોતાનાં વ્હાલાં છોકરાંઓને કોટી કરે છે, ત્યાં સુધી તે બેચેન રહ્યા કરે છે.

આ વાત ખરી છે, કે એક અર્ધમાતાનું કામ કોઇપણ વખત પુરૂં થતું નથી અને તે ઘણીખરી વખતે થાકી જાય છે. પરંતુ તે પોતાના વહાલાંઓનું જતન કરવાને હમેશાં ઉલ્લાસયુક્ત હોય છે.

જેનું નામ બહાર આવ્યુ નથી, એવો એક લેખક નીચેની સુંદર કવીતા આ સંબંધમાં લખી ગયો છે.

## થાકી ગયલી માતાઓ.

તમારા થાકી ગયલા ગોઠણ ઉપર એક ન્હાની કોણી અઢેલીને રહી છે. એક નાનાં બચ્ચાંની પ્રીય ચક્ષુઓ તમારી ઉપર દ્રષ્ટી કરી રહી છે. કદાચ તે પ્રિય બચ્ચાંની ગરમ આંગળીઓ તમારી આંગળીઓને પકડી રાખે છે તે વિષે તમને વિચાર આવતો નહિ હોય, તોપણ આ કૃપાને માટે તમે જેટલી કીમત લેખો તે થોડી છે.

પરંતુ આ તો ઇશ્વરની કૃપા ગણવાની છે. હાલ મને તે વાતની જેવી સમજણ પડે છે, તેવી સમજણ એક વર્ષ પહેલાં પડતી નહિ હતી. આપણે ઘણાં સુસ્ત અને નગુણા છીએ. અને સુર્યનો પ્રકાશ આપણી પાસેથી જતો રહે છે, ત્યાં સુધી તેની ખુબી સમજવાને માટે આપણે સુસ્ત છીએ. અને હવે મને આ વાતને લીધે ઘણું આશ્ચર્ય પેદા થાય છે, કે જે નાનું બચ્ચું મ્હારૂં પ્રિય કરનારૂં છે, તેને મેં વધારે વખત કેમ ચુંબન કર્યાં નહિ. અને વધારે મૃદુતા કેમ બતાવી નહિ?

ડાહી ગૃહ–માતામાં જે બીજો એક ગુણ રહેલો હોય છે તે વિચાર–શીળ માયાનો છે.

## વિચાર–શીળ માયા.

જેથી બીજાઓને સુખ થાય તેવો પ્રયત્ન તેનું નામ વિચાર–શીળ માયા છે. અને બીજાઓને દુઃખ અથવા કલેશ થાય તેવાં કામોથી તે બની શકયા પ્રમાણે દુર રહે છે. માત્ર મનના વેગ અથવા જુસ્સાથી તે અલગ રહે છે. તે માયા તે ન્યાય–પુરઃસર છે. અને તેની સાથે વિચારવાળું ડહાપણ જોડાયલું હોય છે. તે

માયા એવી હોય છે કે પોતે બીજાને થાને મુકાય છે અને તે સ્થાને ઉભાને તેમને કેવી લાગણી થતી હશે તેનો વિચાર કરે છે અને તે ઉપરથી નિર્ણય કરી શકે છે કે આપણે તેની સાથે કેવી રીતે વર્તવું જોઇએ.

ગૃહ–માતાનો જે સંબંધ પોતાના પતીની સાથે છે, તે પ્રસંગમાં આ વાતનો આપણે પ્રથમ વિચાર કરીએ.

ડાહી ગૃહિણિ આપણા મહાન અંગ્રેજ કવીની નીચલી કડીઓ પોતાના લક્ષમાં રાખશે.

"તારો સ્વામિ, તે તારો ઇશ્વર, તારૂં જીવન, તારો રક્ષક, તારો ઉપરી, તારો રાજા અને તારે માટે કાળજી રાખનારો છે."

"અને તારૂં પોષણ કરવાને સારૂ જમીન ઉપર અથવા સમુદ્ર ઉપર પોતાના શરીરને ઘણું કષ્ટ આપે છે. જ્યારે તું ઘરમાં ગરમ બીછાનામાં આરામ લ્હેતી હોય છે, ત્યારે તે બીચારો તોફાનના વખતમાં ચોકી કરતો બેસી રહે છે અને તેના બદલામાં તારી પાસેથી તે માત્ર સ્નેહ, મીઠી નજર અને સારી તાબેદારી એટલી વસ્તુનીજ તલબ કરે છે. લગ્ન કરતી સ્રીને સ્પષ્ટ કહેવામાં આવે તે કે "તહારા ધણીની આજ્ઞાનું પાલન કરજે." અને એક વિચારયુકત સ્ત્રીએ તે વાત હમેશાં પોતાના પોતાના લક્ષમાં રાખવાની છે.

લગ્ન કરેલી જીંદગીનો કીમતી નિયમ એટલોજ છે કે "સહન કરો, અને દરગુજર કરો" આ વાત સત્ય છે, કે લગ્ન પણ એક રાજ્યકારભારની માફક મેલ મુકાણ કરવાના ધોરણવાળું હોવું જોઇએ. તેમાં આપ અને, જતું કરવું અને મન મારવું, સહન કરવું અને ધીરજ રાખી લેવી, એવા ગુણો અવશ્ય હોવાની જરૂર છે?

સહુથી વધારે ડાહ્યું, અને સહુથી વધારે સુખી જોડું જોઈ શકે છે. કે દરરોજ એવા બનાવો બને જાય છે, કે જેની અંદર કંઈ કંઈ તેમણે સહન કરી લેવું જોઇએ; અને કંઇ કંઇને માટે ક્ષમા આપવી જોઇએ.

વિચારવાળી પત્નિની નજર બહાર આ વાત રહેવી નહિ જોઇએ, કે ધણીએ જાહેરમાં (જગતમાં) યુદ્ધ કરવાનું છે. પોતાનાં પ્યારાંઓને માટે રોટી અને છાંયો મેળવવાને સારૂ પ્રયત્ન કરવામાં તેને ઘણી જાતની વ્યાધીઓ વેઠવી પડે છે. અને તે વ્યાધીઓનો પુરો આભાસ તેણીને આવી શકતો નથી. ધણીને ઘણી ચીન્તાઓ એવા પ્રકારની હોય છે, કે જેની સ્ત્રિને બરાબર સમજણ પણ પડી શકતી નથી. તેને એવી ઘણી વ્યાધીઓ હોય છે, કે જેને પરિણામે તે સાંજે ઘેર આવે છે, તે વખતે થાકી ગયેલો અને ચીડાઇ ગયેલો હોય છે. જ્યારે તેના મનની આવી સ્થીતી હોય છે, તેવે વખતે તે પોતાની પ્રત્યે પુરતું ધ્યાન ન આપી શકે તો તે માટે પત્નીએ મનમાં કાંઇ લાગણી કરવી જોઇએ નહિ. ઉલટું તેણીએ પોતાના પતિ આનંદયુક્ત થાય તેવો પ્રયાસ કરવો જોઇએ. પોતાના પતિનું કંઈ ઠંડું ધ્યાન દેખાય, તો તે વાત તેણીએ જતી કરી દેવી. અને પ્રસંગ અનુસાર આંધળાં, બેહરાં અને મુંગાં થઇ જવું જોઇએ; તેમાં ખાસ કરીને મુંગાં થવાની વિશેષ અગત્ય છે. એ પ્રમાણે થવાથી સ્નેહમાં કમી નહિ થતાં વૃદ્ધી થતી જશે.

આવીજ રીતે છોકરાંઓની સંભાળ લેવામાં પણ માતા વિચાર યુક્ત માયા બતાવશે.

એક ખરાબ સ્વભાવની અને એક મૂર્ખ માતાની વચ્ચે ઘણો ફેર હોય છે. ખરેખરી રીતે ખરાબ સ્વભાવની માતા એ કુદરતના ક્રમથી ઉલટો સંજોગ છે, અને તે એટલો બધો જવલેજ હોય

છે, કે આ પાનાંઓમાં તે વિષે અમે કંઇ વર્ણન કરવા માગતા નથી. એક સાચી માતા, ઇશ્વરની ખાસ કૃતિ છે. ઇશ્વરે તે માતામાં પોતાના જેવોજ ધૈર્યતાયુક્ત, હમેશાં ટકી રહે તેવો અને બીજાના ભલાને અર્થે શ્રમ ઉપાડનારો સ્નેહ મુકેલો હોય છે. માત્ર એટલીજ અગત્ય રહે છે; કે તે સ્નેહ, વિચારશીલ માયાની સાથે મીશ્ર થયેલો હોવો જોઇએ.

આ વિષે કાલરીજની નીચેની લીટીઓ ઘણી ડાહપણવાળી છે.

"તું જો છોકરાંઓની ઉપર દ્રઢ અમલ ચલાવવાની અને આનંદી ચેહેરાઓના પ્રકાશમાં રહેવાની ઇચ્છા રાખતી હોય તો સ્નેહ, ધૈર્ય અને સારી આશાઓ તારામાં વાસ કરનારી હોવી જોઇએ."

માતામાં બીજા ઘણા પ્રકાશમય ગુણો રહેલા હોય છે. પરન્તુ યોગ્યાયોગ્યનો વિચાર કરવાનો ગુણ સર્વથી વધારે જરૂરનો છે. એ ગુણ ગૃહતંત્ર સારી રીતે ચલાવવામાં અગ્ર ભાગ લઇ શકે છે.

જે વિચારની પકવતા અને ડાહપણ પુખ્ત વયે આવે છે, તે પકવતા અને ડહાપણની આશા એક ડાહી માતા, પોતાના છોકરાંઓમાં રાખશે નહિ; તે છોકરાંઓને ભૂતકાળનો કંઇ અનુભવ હોતો નથી. ભવિષ્યમાં શું થવું સંભવિત છે, તેની દ્રષ્ટિ પણ તે છોકરાંઓ પહોંચાડી શકતાં નથી. અને તેથી કરીને મ્હોટી વયનાં માણસોની માણસોની માફક તેઓ જીંદગી વિષેનો વિચાર કરી શકે નહિ એ વાત દેખીતી છે. તેવીજ રીતે ડાહી માતા દરેક નાના સરખા દોષથી અથવા દરેક આડાતેડા કામથી તે એક દુર્ગુણજ હોય એવી દેહેશત રાખતી નથી. છોકરીઓ તેમની બાલ્યવસ્થામાં વર્ષોમાં ગર્વીષ્ઠ સુસ્ત અને અસંતોષીત જણાય. છોકરાઓ વિચાર વગરના, તોફાની અને જુસ્સાવાળા લાગે, પરન્તુ તે ખરજવાના દર્દની માફક અસાધ્ય છે, એમ ગણવાનું

નથી. અને છોકરાંઓની મુર્ખાઇ વીગેરેની તપાસ, "માયાળુપણાના નિયમ" થી થવી જરૂરની છે. સ્નેહ, સારી આશા અને ધીરજને તેનું કાર્ય સંપૂર્ણપણે કરવા દેશો, તો ચીન્તા રાખનારી માતાએ જેવાં બીજ રોપ્યાં હશે તેવાં ફળ તે લણશે, પરન્તુ દરમીયાનમાં તેણે જે કાંઇ બીજ વાવવાં તે ડાહપણથી વાવવાં જોઇએ, તેણે છોકરાંઓમાં સ્નેહ, માન, તાબેદારી અને મન કાબુમાં રાખવાનો ગુણ ખીલવવાં જોઇએ તેણે છોકરાંઓને કામની કીમત અને સેવાનો ઉમદા ગુણ શીખવવાં જોઇએ. તે કોઇની ઉપર અન્યાય કરતી નથી. તેમ પક્ષપાત રાખતી નથી. છોકરાંઓના મનની વૃત્તિ અને સ્વભાવની ભિન્નતાને તે માફક થઇ જાય છે. કેમકે એક છોકરાંને માફક આવતું શિક્ષણ બીજાને પણ માફકજ આવે એવું બનતું નથી. તે પોતાનાં છોકરાંઓને પોતામાં વિશ્વાસ રાખવાનું છે—કે જેથી તેઓ પોતાની મુશ્કેલીના વખતમાં માતાની મદદ મેળવી શકે. તેમજ પોતે કંઇ ભૂલ કરી હોય તો તે વાત તેમજ થયેલી ભૂલને માટે પોતે પશ્ચાતાપ કરે છે, તે વાત માતાને જણાવી શકે. જયારે છોકરાંઓને માટે નીશાળના દરવાજા બંધ થાય છે, અને જીંદગીના દરવાજા તેમાં રહેલ ગંભીર અને અગત્યની જવાબદારીઓ સાથે ખુલ્લા થાય છે, તે વખતે તે માતા છોકરાંઓને મહત્વાકાંક્ષી કરવાનું પ્રયત્ન કરે છે, અને છોકરીઓ પોતે સર્વ પ્રકારે "સંપૂર્ણ છે" એવી માન્યતા તેમનામાં થઇ ગઇ હોય છે તો તે માન્યતા સુધારવાનો પ્રયાસ કરે છે. પોતાનાં સાધન સ્થીતી અને શકતી અનુસાર પોતે સારામાં સારૂં શું કરી શકે, તે વાતની છોકરાંઓના મન ઉપર તે અસર કરે છે. તેમને સારાં વાકયો બોલવાનોજ બોધ કરે છે. નહિ પસંદ કરવા જેવી સોબતથી તે માતા પોતાનાં છોકરાંઓને બચાવે

છે, કે જેથી તે સારા વર્તનવાળાં થઈ શકે તથા તેમની પવિત્રતાનું સંરક્ષણ કરે છે.

ડાહી-માતા નોકરો પ્રત્યેના વર્તનમાં પણ વિચારપૂર્વક માર્ગ બતાવે છે.

## નોકરો પ્રત્યેનું વર્તન.

આ વાત ઉપર હું જરા ભાર દઇને કહેવા માગું છું. કેમંકે ઘરની વ્યવસ્થામાં આ વાત ઘણી ઉપયોગની છે.

સેન્ટ નેલીનામાં નેપોલીયન એક વખત એક બાઇની સાથે વાત કરતો હતો, તેવામાં એક પુરૂષ માથા ઉપર બોજો ઉપાડીને સાંકડે રસ્તેથી આવતો હતો. તે બાઇ તો પોતાના દરજ્જાને છાજતી રીતે જે બાજુએ પોતાને ચાલવું જોઇએ તેમજ ચાલવા માંડી. પરંતુ નેપોલીયને તે બાઇને ધીમેથી બાજુએ ખસેડી અને કહ્યું કે "બાઈ સાહેબ બોજાને માન આપો." જે માણસો નોકરોની ઉપર કાબુ થરાવે છે, તેમણે આ વાત ખાસ રીતે લક્ષમાં રાખવા યોગ્ય છે. નોકરો પ્રત્યેનું વર્તન ચલાવવામાં આપણે આ વાત યાદ રાખવી જરૂરની છે, કે તેઓ પણ માણસ જાતી છે. તેમને પણ સુખ અને દુઃખ ચિન્તાઓ અને આશાઓ અને આપણી માફકજ ઇચ્છા હોય છે.

જ્યારે ડયુક ઓફ વેલીંગટન અંતકાળ હતો, તે વખતે છેવટે તેણે થોડો ચાહ પીધો હતો. જ્યારે નોકરે રકાબીમાં ચાહ તેની પાસે રજુ કરીને પુછ્યું, કે આપ લેશો? ત્યારે ડ્યુકે જવાબ આપ્યો કે "તમારી ઇચ્છા છે, તો ખુશીથી લઇશ." એ તેના છેલ્લા શબ્દો હતા. અને તેમાં સમાયલા માયાળુપણાનો વિચાર કરતાં આપણે આનંદ થાય છે.

એક તાબાના માણસ પ્રત્યે અથવા નોકર પ્રત્યે સભ્યતા બતાવવી એ આપણા દરજ્જાને છાજતું નથી, એવું માની લેવું એ એક મ્હોટી ભૂલ છે. અને એ ભૂલ તરત સુધારવાને માટે આપણે પ્રયત્ન કરવો જોઇએ. જે માણસો નીમકહલાલીથી આપણી સેવા કરે છે. તેના આપણે ઘણા આભારી છીએ. એવું આપણા ખ્યાલમાં રહેવું જોઇએ. કારણકે આપણે શેઠ અને તેઓ નોકર થયા. તે માત્ર એક અકસ્માતનુંજ કારણ છે.

પાછલા જમાનામાં નોકરોની ઉપર જે સીતમ ગુજારવામાં આવતો હતો, તે વાત હવે ભૂતકાળની ગણવી જોઇએ. હવે જમાનો બદલાયો છે. મહાત્મા ક્રાઇસ્ટે પણ કહ્યું છે કે "તમારામાં જે સર્વથી મ્હોટો હશે, તે તમારી સેવા કરશે." તે ઉપરાંત જેવી રીતે નોકરો આપણી ઉપર આધાર રાખનારા હોય છે, તેમ આપણે પણ નોકરોની ઉપર આધાર રાખનારાં છીએ. અને તેથી અસભ્ય, અસંતોષી અને કામને માટે પુરા કુશળ નહિ એવા નોકરોની સાથે ગૃહમાતાએ રોજનો રોજ વિગ્રહ કરવા નહિ! કાં તો તેમની સાથે દીલસોજી અને મમતાથી વર્તવું જોઇએ. તથા પોતાનું મન પણ કાબુમાં રાખવું જોઇએ.

આ વાત ઘણી દુઃખદાયક છે, કે આપણી નોકર સ્ત્રીઓ હોય છે; અને જે આપણું કામકાજ કરે છે, અને જેઓ આપણા ઘરમાંજ ઘણોખરો વખત રહે છે. એ સ્ત્રીઓનાં જીવન, દીલગીરીઓ, પ્યારો અને આશાઓનાં આપણે એટલાં બધાં અજાણાં રહીએ છીએ કે જાણે તેઓ આ જગતમાં નહિ. પરન્તુ કોઇ બીજાજ જગતનાં હોય.

"ઝોવ હેલીફાક્ષ, જેંટલમેન" નામના પુસ્તકનો લેખક કહે છે, કે "એક ગરીબ બીચારો નોકર." જે માણસની ઉપર ઘરનાં

દરેક માણસે ઘરનાં સુખ, વ્યવસ્થા, મીલકત, માન, શાન્તી અને તનદુરસ્તીને માટે ઓછો વધતો વિશ્વાસ રાખવાની જરૂર પડે છે; જે માણસ બીમારી અને આફતના સમયમાં પોતાનાં નજીકમાં નજીકનાં ઓલખીતાંઓના કરતાં છુપી વાત વધારે જાણે છે; જેના ઉપર શેઠ શેઠાણી છોકરાંઓ અને મીત્રનું ઘણા પ્રકારનાં નાનાં નાનાં સુખ સગવડતાઓનો સદાય આધાર રહેલો હોય છે, અને જે વાતની માહીતી ઘણીખરી વખતે તે નોકરો ગયા પછીજ આપણને જણાય છે. તે બિચારો ગરીબ નોકર તેને ગરીબ શા માટે કહેવો જોઈએ! "નોકરના માફક, સાચું અથવા ખોટું કરવાની કીંવા એક આશીર્વાદ અથવા એક શ્રાપ સમાન થવાની કોઈપણ પ્રાણીને, વધારે તક હોતી નથી.....હું એક નોકર પાસેથી શેની આશા રાખું છું! ખરેખર હું મ્હારા પોતાની તરફથી જે આશા રાખી શકું, તેવીજ આશા રાખવાની છે એટલે કે-શબ્દ અને કૃતિની તેવીજ પ્રમાણીકતા; વર્તનની તેવીજ પવિત્રતા અને સભ્યતા સ્વભાવ ઉપર, વાચા ઉપર તેટલોજ કાબુ, અને તેમના દરજ્જાની માફકની કપડાં લતામાં યોગ્યતા. તેટલા માટે કોઈ યાદગ્રસ્ત વિષયમાં, હું વધારે કેળવણી પામેલ, વધારે મ્હોટી વયની હોવાથી મ્હારી ફરજ છે. કે બની શકયા પ્રમાણે મ્હારે તેને સ્થાને મુકાવું જોઈએ. અને તેને માટે હું કાંઈ ઠરાવ ઉપર આવું તે પહેલાં તેની મનની સ્થીતી અને વર્તણુંક સમજવાનો પ્રયત્ન કરવો જોઈએ. જે દોષો મ્હારામાં રહેલા હોય છે, અને તે નોકર-બાઈ પણ જોઈ શકે છે, તેવા દોષોને માટે તેને ઠેખાડવાને બદલે સર્વ બાબતમાં હું એવો દાખલો બેસાડવાનું પ્રયત્ન કરૂં છું, કે જે દાખલો જોઈ તે મુજબ તે વર્તી શકે."

એ પ્રમાણેનું વર્તન રાખવાથી સારા અને વફાદાર નોકરો પ્રાપ્ત થઈ શકે છે.

એક બચ્ચાંના જેવા નીરાપરાધી રોબર્ટ લુઇ સ્ટીવન્સને પોતાનું બનાવેલું "એ ચાઇલ્ડસ ગાર્ડન ઓફ વર્સીસ" નામનું પુસ્તક પોતાની દાઇને અર્પણ કરવા પ્રસંગે કેવું સુંદર રીતે લખ્યું છે કે :—

લાંબી રાત્રીઓ સુધી તમે જાગતાં હતાં, અને આ અયોગ્ય માણસની ચોકી કરતાં હતાં. મ્હારો હાથ પકડીને મને ઉંચી નીચી જગોમાં ચલાવતાં હતાં. મ્હારી પાસે વાર્તાઓની ચોપડીઓ વાંચતાં હતાં, મ્હારાં સઘળાં દુઃખમાં તમે મને દીલાસો આપતાં હતાં. આગલ્યા વખતમાં તમે મ્હારીપર દયા રાખતાં હતાં અને તે સમયના સુખ દુઃખના દીવસોમાં તમે જે કાંઈ મ્હારે માટે સહન કરતાં હતાં તે માટે (આ પુસ્તક તમને અર્પણ કરૂં છું)

ડાહી ગૃહ-માતાના હૃદયમાં બીજો જે ગુણ રહેલો હોય છે તે ભકિતનો છે.

## ભક્તિ.

તે જે કાંઇ કાર્ય કરશે, તે કાર્ય ઇશ્વરની ઉપર ભરોસો રાખીનેજ કરશે.

ધર્મ એ માતૃપણાની સર્વથી મ્હોટી ખુબી છે. અને ઘરનો ઉંચામાં ઉંચો શણગાર છે. જે ઘરમાં ધર્મની અવગણના કરવામાં આવે છે, અને ધર્મની માહીતી હોતી નથી, તે ઘરમાં સુખ રહી શકતું નથી. કૌટુંબીક જીંદગીમાં જે કાંઇ આનંદયુકત હોય છે, તેની ધર્મ વૃદ્ધિ કરે છે, જે કાંઇ સૌંદર્યતાયુકત હોય છે તેને વધારે શોભા આપે છે, કાંઇ દ્રઢ કરે છે, તેને પવીત્રાઇ વધારે દ્રઢ કરે છે, અને જે કાંઇ દુઃખદાયક હોય છે તેની વ્યથા ઓછી કરે છે. ટુંકમાં તે સ્વર્ગીય સુખ આપનાર થાય છે. જે ઘરોને છોડતી વખતે દીલગીરી થતી નથી, અને જે ઘરોને માનની લાગણી વગર યાદ

કરવામાં આવે છે, તે ઘરો એવાં હોય છે કે જ્યાં ઇશ્વરની પ્રાર્થના અને ઇશ્વરની ચર્ચા થતી નથી. જે ઘરમાં આત્માના અંતઃકરણથી ઇશ્વરનું ગાન તથા કથન થયા કરે છે તે ઘરો ઘણાંજ સુખમય છે. એક માતાની પ્રાર્થનાઓથી દયાળુ પરમેશ્વરને સોંપાયલાં બાળકો ગમે તે ભૂમિમાં જાય, અને ગમે તે સમુદ્રોની ઉપર મુસાફરી કરે, તોપણ તેઓ એક બીજાથી વીખુટાં પડતાં નથી. તેઓ મૃત્યુની આજ્ઞાથી આ સંસારને તજી જાય. તોપણ સ્વર્ગમાં તેઓ પાછાં એકઠાં થવાનાં છે, તે વાત નીશ્ચીત છે.

પૂર્વકાળમાં શાસ્ત્રનું એક સૂત્ર ઘરનાં બારણાંની ઉપર આલેખવામાં આવતું હતું, જેની મતલબ એ હતી કે—આ ઘરમાં રહેનારાં મનુષ્યો ઇશ્વરની ઉપર વિશ્વાસ રાખનારાં છે. જો કે પદ્ધતિને હાલ છોડી દેવામાં આવી છે. તોપણ એક આસ્તિક ગ્રહ—માતા પોતાના ઘરનું એક સૂત્ર આવી રીતનું હોય, એવી ઇચ્છા રાખે છે, અને તે એ કે—"હું પોતે અને મ્હારાં ઘરનાં માણસો ઇશ્વરની સેવામાં પરાયણ રહેશે." કવીના નીચેના વિચારની સાથે તે સંમત્ત થશે.

"જે સ્થળે ઇશ્વર નથી, તે સ્થહે હું રહી શકતો નથી. અને જ્યાં ઇશ્વર વ્યાપ્ત છે, ત્યાં સર્વ સુખમયજ છે.

ભક્તિ અને સર્વ સ્થળે જીંદગાનીની ખુબી છે. અદાલતમાં, કારખાનામાં. રાજ્યસત્તામાં અને દેવળમાં તે ભૂષણ છે. પરન્તુ તેનો સર્વથી સંપૂર્ણ અને સર્વથી મધુર પ્રકાશ ઘરને વિષે રહેલો છે. ઘર સંસારના સઘળાં સ્વભાવિક બંધનો ધર્મની સાંકળથી મજબુત થાય છે. તેની વ્યવસ્થાના કાર્યમાં તે મ્હોટો ભાગ બજાવે છે.

જ્યારે ઇશ્વર પ્રત્યેની સંપૂર્ણ ભક્તિથી ગ્રહમાતા વ્યાપ્ત હોય છે, ત્યારે તેનું પરિણામ કેટલું બધું સુખદાયી નીવડે છે! સ્નેહ, આનંદમય, શાન્તિ, મૃદુતા, ભલમનસાઇ, આસ્તા, નમ્રતા, અને મીતાહારપણું એ સર્વ તે ઘરમાં નિવાસ કરીને રહે છે.

## નોકરનું પ્રારબ્ધ.

ગ્રહમાતા ધર્મ પરાયણ હોવાથી મધુર થઇ જશે. સાચો ધર્મ તે સ્વર્ગની રીતભાત છે. અને તે સર્વને જે કાંઇ યોગ્ય હોય છે તે આપે છે. એક ગૃહ-માતા પોતાની રસોઇ કરનારી, નોકરડી, કીંવા દાસીની સાથે કેવો સ્વભાવ, કેવી રીતભાત તથા કેવાં વર્તન રાખે છે, તે જ્યાં સુધી તપાસવામાં આવતાં નથી, ત્યાં સુધી તે ગ્રહ-માતાની વર્તણુક ખરા સ્વરૂપમાં જોઇ શકાતી નથી. કેટલીક વખતે નોકર વર્ગ પ્રત્યેની તેની રીતભાત જોઇને તમને ઘણો અચંબો લાગશે. પરન્તુ ગ્રહ-માતાની સાચી ભક્તિ તેના સ્વભાવને કાબુમાં રાખશે. અને તેને પોતાના નોકરો અને આશ્રીતોની ઉપર અઘટિત વર્તન ચલાવવાની વૃત્તિને અટકાવશે.

એ ભક્તિને લીધે તેણીનામાં તેમના માનુષિક સ્વાભાવ અને તેમની માનુષિક હાજતોને માટે માન પેદા કરશે. તેમના શરીરના સુખને માટે ધ્યાન આપવામાં આવશે. જેમકે તેમને કામ કરવાના ઓરડામાં અથવા ઓફીસમાં હવા અને અજવાળાને માટે યોગ્ય ગોઠવણ કરવામાં આવશે. તેમના કામ અને કામ કરવાના કલાકોને માટે ઘટતી ગોઠવણ કરી દેવામાં આવશે. તથા તેમની શક્તી, કાયમ રહે તેટલા માટે મનના ત્સાઇન લેવામાં આવશે. અને તેમને ખોરાક તથા આરામ માટે પુરતો વખત આપવામાં આવશે. તેમની નીતી અને ધર્મ સંબંધી હાજતો અને વૃત્તિઓ વિષે પણ વિચાર કરવામાં આવશે, જો ઘરમાં પ્રાર્થના કરવાનું સ્થાન હશે,

તો તેમને પણ તે સ્થાને મેળવામાં આવશે. અને જે ઇશ્વરે આપણુ સર્વને પેદા કર્યા છે, અને જેની દ્રષ્ટિમાં સર્વ મનુષ્યો એક સરખાં છે, તે ઇશ્વરની પ્રાર્થના કરવામાં તેમને ભાગ લેવા દેશે. બની શકયા પ્રમાણે ચાકરોને દીવસ કરવાનું કામ ઓછું કરી આપવામાં આવશે. અને એક અઠવાડીયાની ધમાલ પછી તેને શ્વાસોશ્વાસ લેવાને માટે વખત આપવામાં આવશે. અને તેઓને પણ ઇશ્વરની સાથે જાતીય સબંધ રહેલો હોય છે તેથી તેમને જાહેર બંદગીને માટે વાજબી તક આપવામાં આવશે. સંક્ષિપ્તપણે કહેતાં ઉમદી ગૃહ-માતા આ વાત યથાર્થ સમજી શકશે, કે જેવી મનોવૃત્તિઓ અને લાગણીઓ પોતામાં રહેલી હોય છે, તેવીજ મનોવૃત્તિઓ અને લાગણીઓ નોકરોમાં પણ હોય છે.

ગૃહ-માતાની ભક્તિ તેના ધણીની ઉપર પણ સારી અસર કરનારી નીવડશે.

## તેણીના ધણીનું જીવન.

પોતાના ધણીના કરતાં પત્નિની સ્થિતી ધર્મને વધારે અનુકુળતાયુકત હોય છે. જીંદગીની ધમાલથી તેને ધણીના જેવા ધકેલા ખાવા પડતા નથી. તેમ જગતની ચીન્તાઓથી તેનું મન તેના ધણીના જેટલું વ્યથીત થાતું નથી. બહારની લાલચોનું દબાણ તેણીની ઉપર એટલું બધું જોરાવર થતુ નથી. આ જગતનાં કાર્યો માટેની વાંચ્છનાઓ દેવી વાંચ્છનાઓને દાબી દેતી નથી. તેના હૃદયને વધારે વિકાસ મળે છે. તેનો આત્મા, વધારે અનુકુળ હવાનો લાભ લઇ શકે છે તેથી કરીને તે પોતાના ધણીની ઉપર એક દેવદુતના જેવી સારી અસર કરે છે. પોતાના ધણીને તે સારો માર્ગ બતાવે છે. જરૂર પડેથી તે જાણે સ્વર્ગ અને પોતાના ધણીની વચ્ચે સંધી કરાવનારા હોય એમ વર્તે છે.

સ્ત્રીની ભકતી ધણીને ઘણા દુર્ગુણોમાંથી બચાવી લે છે.

તેવીજ રીતે ભક્તિમાન માતાની અસર પોતાના છોકરાંઓ પ્રત્યે પણ ઘણી સારી થાય છે.

## ઘરમાંનાં છોકરાંઓ.

કેટલાંક માણસો છોકરાંઓને ધર્મ સંબંધી સમજણ પાડવાને વિમુખ રહે છે. પરંતુ ડાહી ગૃહ—માતા પોતાનાં છોકરાંઓને ધર્મથી બેનસીબ રાખતી નથી.

માતા જ્યારે છોકરાંઓને માટે ઈશ્વરની પ્રાર્થના કરે છે, તે દેખાવ ઘણો આનંદદાયિ દેખાવ એ છે કે જ્યારે તેણી છોકરાંઓને પ્રાર્થના કરતાં શીખવતી હોય છે. બાલ્યાવસ્થામાં તે સંસ્કાર થવાથી છોકરાંઓને આગળ જતાં તે ઘણા લાભકારી થઇ પડે છે.

છોકરાં ધર્મને માટે લાયક નથી, એવું ડાહી ગૃહ—માતાને કદી પણ લાગશે નહિ. આપણે જન્મ સાથેજ ઇશ્વરી વસ્તુઓ સમજવાની શકિત લાવીએ છીએ. ધર્મ એ બાહ્યોપચાર કેળવણીનું ફળ નથી, પરન્તુ તે આત્મામાંથી નીકળતો નિશ્વાસ છે. અને જે આત્મામાં ઇશ્વર પોતે રહેલો હોય છે.

## છોકરાંઓ અને ધર્મ.

વર્ડ્સવર્થે કેવું સુંદર રીતે કહેલું છે કે "મ્હોટી વયના માણસના કરતાં છોકરું ઇશ્વરની વધારે નજીક રહેલું હોય છે." કારણ કે તે ઇશ્વરની પાસેથી અને નીરંતરતાના સમુદ્રમાંથી તાજુંજ આવેલું હોય છે.

આપણો જન્મ માત્ર એક નીદ્રા છે. અને માત્ર એક ભુલી જવાપણું છે. આપણી જીંદગીનો તારો એટલે આપણો આત્મા જે આપણી સાથે ઉગે છે, તે તારો અન્ય સ્થળે આથમીને આવે છે.

અને છેટેથી આવે છે. પરંતુ તે તદન ભૂલી જઇને અથવા તદન પ્રકાશ રહીત આવતો નથી. પરંતુ આપણે સર્વ ઇશ્વર કે જે આપણું મુળસ્થાન છે, તેના તરફથી આવીએ છીએ.

આપણા બચપણમાં સ્વર્ગ આપણી આસપાસ રહેલું હોય છે. જેમ ઉમર વધતી જાય છે, તેમ તેમ પ્રથમના સ્થાનની વાત ભૂલાતી જાય છે. પરન્તુ તે પ્રકાશને તથા તે પ્રકાશ જ્યાંથી આવે છે, તે સ્થળને જોઇ શકે છે. તે પોતાના આનંદના સમયમાં તે પ્રકાશ દેખે છે. વય વધતી જતાં તે પૂર્વ દીશા તરફથી દુર ને દુર મુસાફરી કરતો જાય છે. તોપણ તે કુદરતનો એક ધર્માધીકારી છે, અને સ્વર્ગિય સ્વપ્ન હમેશાં તેની સાથેજ રહ્યા કરે છે.

આખરે માણસ તે સ્વપ્નને જતું રહેતું અને સાધારણ દીવસના પ્રકાશમાં દ્રષ્ટી બહાર થઇ જતું જુએ છે.

ખરેખરાં વયે વધેલાં માણસો નીરંતરતાના સમુદ્રથી જમીનના માંહેલા ભાગમાં ગયેલા હોય છે પરંતુ છોકરાંઓ તો હજી કીનારા ઉપરજ હોય છે.

ઇશ્વરના શબ્દો અને વિચારો, એ છોકરાંઓને નવાઇની વસ્તુ નથી. જે ઘર તેઓએ તરતમાંજ છોડેલું હોય છે, તે ઘરના માત્ર તે પડઘા છે. ધર્મમાં આસ્તા થવી, એ વાત બાલ્યાવસ્થામાં સહેલી છે. "ઇશ્વરી રાજ્ય આવાંઓનું છે." લગભગ સઘળા ધર્મમાં ઇશ્વરને પિતા કહેલો છે.

આ પ્રમાણે પોતાનાં છોકરાંઓને ધર્મ સંબંધી ખીલવણી આપવાનો માર્ગ માતાની આગળ અગાઉથી તૈયાર થએલો હોય છે. છોકરાંઓમાં ગર્ભીત રીતે તે ગુણ રહેલો હોય છે. માત્ર માતાના સ્પર્શથી વીકાસ પામવાનેજ તે ખોટી થઇ રહેલો હોય છે.



# ભાગ—બીજો.

## સ્ત્રી જાતી સંબંધી ભિન્ન ભિન્ન ગણુના.

જ્યારથી સ્વર્ગે મને મારી માની આંખો દ્વાર જોયો, ત્યારથી તે મને કોમળ મધુર અને વફાદાર લાગ્યું છે, અને હજી પણ મને લાગે છે, કે દુસ્મનોને નિષ્ફળ કરવા, ધિક્કારવા અને ચુપ કરવા માટે તેણીની આસપાસ સ્વર્ગીય પ્રકાશ અને સૌંદર્યતા રહે છે.

* * * *

મારા આત્માથી હું એવું ધારૂં છું, કે પરમેશ્વરે સંસારને સ્ત્રીઓદ્વારા પવિત્રતા અને કુલીનતાનો માર્ગ બતાવવા ઇરાદો રાખ્યો છે, અને મારટીન લ્યુથર સાથે હું વિશ્વાસથી સંમત થાઉં છું, કે પૃથ્વી ઉપર જે ઘણીજ ઉત્તમ ચીજ પરમેશ્વરે બનાવી છે, તે સત્યપરાયણ, કુલીન અને રમણીય છે.

*Henry Ward Beecher.*

આપણે ઇશ્વરનો પાડ માનવો જોઇએ, કે સ્ત્રી હમેશાં આપણી સાથેજ છે. આપણને હયાતીમાં લાવનાર તે છે; તેના હસ્તરૂપી પારણામાં તે આપણને ઉછેરે છે. જે વખતે આપણે આપણા તરફ ધ્યાન ખેંચાય, એવું કંઇ પણ મેળવ્યું નથી હોતું, તે વખતે ઘણી ગાઢી પ્રીતીથી તે આપણને ચાહે છે. અને આપણું સંરક્ષણ કરે છે. આપણે સાદા હોઇએ તોપણ તેઓ આપણામાં તે સૌંદર્યતા જોઇ શકે છે. આપણે ખરાબ સ્વભાવના હોઇએ, તોપણ તેવા સ્વભાવથી તે ચલાવી લે છે. આપણને ઉપયોગી થવાને તે પોતાના આરામનો, નિદ્રાનો, શક્તીનો, અને જીંદગાનીનો પણ ભોગ આપે છે. તે સ્નેહની મૂર્તીરૂપ છે. ઇશ્વર આપણી ઉપર જે પહેલી દ્રષ્ટિ ફેંકે છે, તે તેણીની માયાળુ ચક્ષુદ્વારા છે. ઇશ્વરમાં



રહેલી પ્રેમી;-કરૂણા અને કૃપા કેવાં હોય છે, તેનો આભાસ તે તે આપે છે. 'ઘર' એ મધુર શબ્દમાં રહેલી ખુબી પ્રાપ્ત થાય છે, તે તેણીના નિરંતર અને અથાગ શ્રમને લીધેજ છે. જ્યારે તે મૃત્યુ પામે છે, ત્યારે 'ઘર' શબ્દ તેના અર્થ રહિત થઇ જાય છે, અને આપણે "ઘર" તરીકે સ્વર્ગ તેજ વિચારવા માંડીએ છીએ, તેનું કારણ એ છે કે તે ત્યાં હસ્તીમાં છે.

તે આપણા દોષ મન મારીને ખમી ખાય છે, અને આપણી ગમગીનીને પોતાની સાથે લઇ જાય છે. આપણાથી થએલાં મર્યાદા ઉલંઘનને લીધે તે વ્યથિત થાય છે. તે આપણું સંરક્ષણ કરનાર ફીરસ્તો છે જે જોવામાં આવતો નથી પરંતુ તે આપણી આસપાસ ફરતો અને શ્વાસોશ્વાસ લેતો રહે છે. બચપણ અવસ્થાનાં આપણાં શુદ્ધ કાર્યને આડે રસ્તે જતાં તે અટકાવે છે. આપણી પહેલ વહેલી આકાંક્ષાઓ તેણીના હાસ્યથી સતેજ થાય છે. ઉચ્ચ ગુણો સંપાદન કરવાની આપણી વૃત્તી થાય છે, તેનું કારણ એજ છે, કે તેવા ગુણ આપણામાં હોવા જોઇએ, એવી તે આશા રાખે છે. નીચ કાર્યોથી આપણે દુર રહીએ છીએ. તેનું કારણ એ છે, કે આપણે તેનું મસ્તક શરમીંદગીથી નીચું કરાવીએ નહિ. જો તે આપણને પસંદ કરતી હોય છે, તો પછી આખી દુનીઆં ભલે આપણું હાસ્ય કરે, તોપણ આપણે તેની દરકાર નથી. જો તે આપણા કૃત્યને નાપસંદ કરતી હોય, તો પછી પ્રજાઓ તરફના શાબાશીના અવાજો આત્મ ધિઃકારથી આપણને છોડાવી શકતા નથી. તેણીનો આશિર્વાદ પ્રાતઃકાલને પ્રદર્શીત કરતા સૂર્યનારાયણના જેવો છે. તેણીનો ધિઃકાર દેવદૂતની તલવારના પ્રહાર જેવો છે, જો સદવર્તન છતાં વિપત્તિમાં આવી પડવાથી, આપણે તેનો પ્યાર અને વિશ્વાસ ખોયાં હોય, તો ભાગ્યદેવીએ પોતાના તીરનો

ભાથો આપણી ઉપર ખાલી કરી દીધો, એમજ ગણવું જોઇએ. પછી ભાગ્યદેવી પાસે એક પણ તીર બાકી રહેતુ નથી. જો આપણે તેને સુખી કરી હોય, અને આશ્રય આપ્યો હોય, તો આપણને સર્વ પ્રકારનું સુખ પ્રાપ્ત થાય છે. જો આપણે તેણીને દુભી હોય, અથવા દૂષીત કરી હોય, તો આપણું નર્ક પહેલાંથીજ નકી થયેલું સમજવું. એક માતા, એક બેન, એક પત્ની, એક પુત્રી, એ સઘળાં મૃદુ નામોમાં કેટલું બધું વ્હાલ રહેલું છે ? એ નામો ઉપર છેકો મારતાં કહો કે આ જગત આપણે માટે હૃદયભેદક જંગલ સમાન થઇ જાય, અને જીંદગાની કટુતાવાલી ઝાંખી થઇ જાય, કે જે ફેંકી નાંખવાને આપણે ઘણાજ ખુશી થઇએ.

તેણી વિકારની ઉન્માદની ફરતી સત્તાને નિયમમાં રાખે છે, અને વિલાપ કરનારનાં દુઃખમય અશ્રુઓ લુછી નાંખે છે. જ્યારે આશા જતી રહે છે, ત્યારે દિલાસો આપે છે, અને બિછાનામાં પડેલા રોગીને દેવદૂતના જેવા મૃદુ હાસ્યથી ખુશી કરે છે, અને પૃથ્વીને તેની સૌંદર્યતા આપીને, અને જીંદગીને તેનો ઉલ્લાસ આપીને સુખી કરે છે !

સ્ત્રી જાતની ગણના, જે પ્રમાણે મનુષ્યનાં મન જુદા જુદા પ્રકારનાં છે, તેવી રીતે ભિન્ન ભિન્ન પ્રકારની થયેલી છે. ઉચ્ચ-ગ્રાહીઓ સૌંદર્યતા જુએ છે, અને નીચતા જુએ છે. મનુષ્યો બીજાઓના વર્તનનો જે રીતે ચિતાર આપે છે, તે રીતીથી તેઓ પોતાના વર્તનનું દિગ્દર્શન કરાવે છે, અને આ વાત તેઓ સ્ત્રી જાતી સંબંધી જે અભિપ્રાય ધરાવતા હોય, તે ઉપરથી ખાસ રીતે સત્ય ઠરે છે. જો તેઓએ તેમની સાથે રમકડાં અથવા રમવાની વસ્તુ તરીકે વર્તન ચલાવ્યું હોય છે, તો તેઓ તેમને

ક્ષણીક અને ખાલી ગણે છે. જો તેઓએ તેમની સાથે અવિવેકીય વર્તન ચલાવ્યું હોય છે તો તેઓ તેમને નીચ તરીકે લેખે છે. બીજા હાથ ઉપર જો, દરેક સાચા પુરૂષે કરવું જોઇએ, તે પ્રમાણે તેઓએ તેમને માન આપ્યું હોય, અથવા તો તેમની નબળાઇનું સંરક્ષણ કરીને અને તેમની પવીત્રતા ઉપર માનની દ્રષ્ટી રાખીને તેમના પ્રત્યે સદ્વર્તન ચલાવ્યું હોય, તો તેઓ સઘળા સુક્ષ્મ માનુષીક સદ્ગુણોમાં પોતાના કરતાં તેમને વધારે ચડતાં—દેવી અને ઇશ્વરી અંશની વધારે નજીકનાં ગણાશે. રીચર કહે છે, કે "જે માણસની માતાએ બીજી માતાઓની સુખ્યાતીમાં વૃધ્ધી કરેલી નથી હોતી, તે માણસને માટે આપણને દયા ઉત્પન્ન થાય છે."

ચીનના લોકોમાં કદાચ સ્ત્રી જાતને માટે ઘણીજ હલકી કહેણી લખાયલી છે. "સારી સ્ત્રીઓ બે છે. એક મરી ગયેલી, બીજી જનમ્યા વગરની.' આનેજ મળતું એક માણસનું મનમોજી લખાણ છે, જેમાં તે લખે છે કે—

"પુરૂષોમાં ઘણા દોષો છે, સ્ત્રીઓમાં ફક્ત બે છે; તેઓ જે હમેશાં કહે છે, તેમાં કંઇ ડહાપણ નથી હોતુ; તેઓ જે કરે છે, તેમાં કાંઇ સારૂં નથી હોતું."

એ પ્રકારે પુરૂષ પ્રકૃત્તિ સંબંધી શાસ્ત્ર કથે છે, કે—

**मनस्वी हृदयं धत्ते रोषेणैव प्रसन्नता ॥**
**भस्मना ज्वलदुगारः प्रसादं लभते तराम् ॥**

"મનસ્વી પુરૂષોનું હૃદય રોષથીજ પ્રસન્નતા પામે છે; ઘણું કરીને દર્પણ છે, તે ભસ્મથીજ નિર્મળ થાય છે." અને એ વિષે સ્ત્રી સંબંધી કહેલું છે કે—

**अबला यत्र प्रबला** જ્યાં સ્ત્રીઓનું ચલણ છે, તે પણ હાનિકારક છે।

"સ્ત્રીઓ સંબંધી એકજ વાત હું માનું છું; અને તે એ છે, કે તેણી હૃદયથી મૃત્યુ પામ્યા પછી પાછી જીવતી થતી નથી; બીજી દરેક બાબતમાં તે જ્યાં સુધી મરણ પામેલી ન હોય, ત્યાં સુધી હું તેનો વિશ્વાસ કરી શકતો નથી"—એવું જ્યારે એનોફોનીસ લખી ગયો છે, ત્યારે ઘણી સ્ત્રીઓ એમ ગણશે, કે તે સત્ય ધર્મથી બમણો વિમુખ હતો. જોર્જ મેરીડીય પણ એવું લખીને આપણને ઘણું આશ્ચર્ય પેદા કરે છે કે 'પુરૂષ વર્ગથી સુધારો મેળવી શકે, તેવી છેલામાં છેલી વસ્તુ તે સ્ત્રી જાતી છે." વળી લોર્ડ ચેસ્ટરફીલ્ડે પણ ઘણા કટાક્ષથી કહેલું છે, કે "સ્ત્રીઓ પુરૂષની સાથે મળતી થાય છે, તેના કરતાં સ્ત્રી વર્ગની અંદર પરસ્પર વિશેષ મળતી આવે છે. ખરૂં કહીએ તો તેનામાં એજ જુસ્સા રહેલા છે, તે એ કે પોતાનો મિથ્યા ગર્વ અને પ્યાર જગતમાં સામાન્ય રીતે તેમના આ વળણમાં જોવામાં આવે છે, અને જે માણસ તેમની બહુ ખુશામત કરે છે, તે માણસ તેમને બહુ ખુશી કરી શકે છે." અને આપણે પ્લેટોને સંબંધે શું કહીશું, કે જેણે બીજા જન્મમાં મનુષ્ય જાતી ક્રમે ક્રમે પતિત થવાના વિચારનો પશારો કરતી વખતે એવું કહ્યું છે કે "ઉપરથી ખોટી ટાપટીપ કરનાર પુરૂષો તેમના મૃત્યુ પછી સ્ત્રી કોટીમાં જન્મ લે છે; અને જે જન્મમાં પોતાનો ઉદ્ધાર થવાનો કંઈ પ્રયત્ન કરતા નથી, તો તેઓ પક્ષીનો અવતાર લે છે."

તો પણ સ્ત્રી જાતીએ, પોતાના સંબંધી પુરૂષોએ જે અઘટીત વાતો ઉચ્ચારી છે, તે ઉપરથી નાઉમેદ થઈ જવાનું નથી કારણ કે આ વાત નક્કી છે, કે એમના સંબંધી જે સારી વાતો કહેવામાં આવે છે, તે આ ખોટી વાતો કરતાં સંખ્યામાં ઘણી વધારે છે. વળી વધારામાં આપણે જોઇ શકયા છીએ, કે એક માણસ જેમ

જેમ ઉંચ ગુણોમાં આગળ વધતો જાય છે, તેમ તેમ, સ્ત્રી જાતી ગણનામાં પણ વધારો થતો જાય છે, અને આ વાત પણ સત્યજ છે, કે ઘણાજ ડહાપણવાળા અને ઉંચ ગુણયુક્ત પુરૂષોએ સ્ત્રી જાતી સંબંધી ઘણા ઉંચ વિચારો દાખવ્યા છે.

## સ્ત્રી જાતી સંબંધી ઉંડા વિચારો.

હવે આપણે સ્ત્રીની ઉચ્ચ શ્રેણીમાં, તેમના અધિક યોગ્યતાવાળા ગુણોની ગણનાનો ઇશારો કરીએ છીએ, જે ગણના સત્યતા અને પવિત્રતા સાથે વધારે બંદબેસતી થાય છે. દ્રષ્ટાંત તરીકે ચાર્લ્સ લેમેસલેએ કહ્યું છે, કે "સ્ત્રી જાતીમાંના ઘણા ખરા દોષોનું કારણ આપણે એટલે પુરૂષો છીએ, અને આપણામાં વધારે સારા જે કંઈ ગુણો છે, તેને માટે આપણે સ્ત્રી જાતીના આભારી છીએ." એફ. ડબલ્યુ રોબર્ટસનના પવિત્ર આત્મામાંથી એવી પ્રશંસા નીકળે છે, કે "નાનામાં નાની વસ્તુને પોતાના સ્વાર્થને ખાતર નહિ, પરંતુ અન્યને અર્થે પવિત્ર કરવી, એ સ્ત્રી જાતીનો દરજ્જો અને કીર્તિ છે." વળી માલહુર્બ એવું લખે છે કે–"પરમેશ્વરે પુરૂષ વર્ગને પેદા કરવા માટે કદાચ પોતે પશ્ચાતાપ કર્યો હોય, પરંતુ સ્ત્રી જાતી ઉત્પન્ન કર્યા માટે પશ્ચાતાપ કરવાનું તેને કાંઇ કારણ નથી." મહાત્મા મનુ કહી ગયા છે કે–"જ્યારે સ્ત્રીઓને માન આપવામાં આવે છે, ત્યારે દેવતાઓ પ્રસન્ન થાય છે પરંતુ જ્યારે તેમને માન આપવામાં આવતું નથી, ત્યારે ભકતીનાં સદકૃત્યો અફળીભુત થઇ જાય છે." માયાળુ અને ઉંડા વિચારનો જીનપોલ રીચર લખે છે કે–"અરે, જો એક સારી સ્ત્રીનું ચાહનારૂં તે, અને બંધ થયેલું હૃદય એક પુરૂષની પાસે ખુલે, તો તે હૃદયની અંદર, અંકુશમાં રાખેલું કેટલું બધું માયાળુપણું છુપા રાખેલા કેટલા બધા આત્મભોગો અને મુંગા સદગુણો તેની અંદર

વાસ કરીને રહેતા માલમ પડી આવે." એદ્દ. વારશ્રેહ કહે છે કે "જેવી રીતે આકાશની ખુબી તારાઓ છે, તેવી રીતે સ્ત્રી જાતી એ જગતની ખુબી છે. તેઓ સ્વચ્છ, પ્રકાશ આપનાર, સમતુલ્યતા રાખનારા પ્રથ્વીના ગ્રહો છે, જેઓ મનુષ્ય જાતીનાં ભાગ્ય ઉપર પોતાનો અમલ ચલાવે છે." માયાળુ અને ઉંચા ખવાસનો જેમ્સ-ઓટીસ લખે છે કે—"સ્ત્રીઓ દરેક પુરૂષની મહત્વાકાંક્ષાને પ્રકાશ દેનારી રોશની છે. પુરૂષની વાંચ્છનાઓ, શકિતઓ અને હિમત એ સર્વ સ્ત્રીના પ્યારની પવિત્ર અસરથી બહાર આવે છે. મહાન જોન રસ્કીન સ્ત્રી જાતી વિષે જે અંતઃકરણનું માન ધરાવતો હતો, તે વાતથી વાંચનારાઓ પરિચીત છે. અને જ્યારે તે કહે છે કે—"મેં મ્હારે હાથે નાઇટના બખ્તરની કડી મ્હારી સ્ત્રીના હાથથી બંધાવી તે મનના ધાંટાને લીધેજ હતું, એવું વિચારવાનું નથી" ત્યારે તે સ્ત્રી જાતી પ્રત્યે સુંદર માનની લાગણી પ્રદર્શીત કરે છે. આ વાત નિરંતર સત્ય લેખેજ ગણવી જોઇએ, કે આત્માના બખ્તરને જ્યાં સુધી સ્ત્રી જાતીના હાથથી શોભાવવામાં આવતું નથી, ત્યાં સુધી તે બખ્તર અંતઃકરણમાં બંધબેસતુ થઇ શકતું નથી; અને જ્યારે તે બખ્તર લાગુ કર્યા વગરજ ગોઠવે છે, ત્યારેજ તે પુરૂષ વર્ગની આબરૂ ખંડીત થાય છે. "વૉલ્ટર સ્કોટ, ચાર્લ્સ ડીકન્સ, વીલીયમ મેકપીસ, થાકરે, આર. ડી. બ્લેકપોટ, રોબર્ટ લુઈ, સ્ટીવન્સ અને બીજા સેંકડો લેખકોનાં લખાણમાંથી સ્ત્રી જાતીનાં સદવર્તનની પ્રસંસાના ઉમદા ફકરાઓ લેવાથી વિશેષ લંબાણ થઇ જાય. તેથી તે અત્રે લેવામાં આવ્યા નથી. મનુષ્ય જાતીના આ મહાન ચિત્ર આપનારાઓનાં લખાણ આપણા મનને આકર્ષે છે તથા બાંધી લે છે તે તેમાંના પુરૂષ પાત્રો કરતાં સ્ત્રીઓ વિશેષ છે, અને આપણે સ્ત્રીજાતીની શોભા, સ્ત્રીજાતીની નીમકહલાલી અને સ્ત્રીજાતીની પવિત્રતાને તે માન સાથે શરણ થવાની ફરજ પડે છે.



## કવિઓ અને સ્ત્રીઓ.

તોપણ આગળ ચાલતા, મોટા હીતના સવાલોમાં આપણે સારામાં સારી શહાદતોનો આધાર લઇએ છીએ, તો પછી મીસીસ જ્યાનીંગ કવિઓને "ઇશ્વરના મહાન સત્યવકતા।" એ નામથી ઓળખાવે છે. તેઓએ સ્ત્રીના સંબંધમાં કંઇ યોગ્ય વિચારો બતાવેલા હોય, તે તરફ આપણું લક્ષ ખેંચીએ. કવિઓમાં સામાન્ય મનુષ્યો કરતાં વધારે બારીક અવલોકન શકતી અને વધારે ઉંડી દૃષ્ટી રહેલી હોય છે, તેથી તેઓએ બીજા કોઇ પ્રકારના લેખકો કરતાં સ્ત્રી જાતના સત્ ચારીત્રના સંબંધમાં વધારે સંપૂર્ણતાથી પ્રવેશ કર્યો છે. અને તેથી નારીજાતી સંબંધમાં તેમની શું સાક્ષી છે, તે સાંભળવું એ જરૂરનું છે.

જયારથી વખતની લેખીત નોંધ થવા માંડી છે તે સમયના ઝાંખા અર્ધ પ્રકાશીત સમયમાં પછાડી દૃષ્ટી કરતાં વધારે પ્રાચીન કાળના ગ્રીક ગ્રંથોની અંદર. સ્ત્રી જાતની શ્રેષ્ટતાની છબીઓ આપણને મળી આવે છે. એ છબી કરતાં વધારે ચડીઆતી છબી, નબળાનું સબળા એ સંરક્ષણ કરવાનો જમાનો ચાલતો હતો, તે તે જમાનામાં અથવા તો હાલના અર્વાચીન સુધારાના જમાનામાં મળી શકતી નથી. કવિતાનાં જે ગ્રીક શીક્ષકોએ આપણને ઇતીહાસિક અને કરૂણાજનક બનાવોનાં વર્ણન આપ્યાં છે, તેઓએ ખરેખરી શ્રેષ્ટ સ્ત્રી કેવી હોવી જોઇએ, તેના ચિતાર આપ્યા છે, કે જે ચિતાર દુનિઆની વિદ્યામાં સર્વથી સંપૂર્ણ છે. હેકટર પ્રત્યેની એન્ડોમેથીની ભકતી, પેનીલોકની વફાદારી, કે જે પેનીલોક પોતાના ધણી યુલીસીસના પાછા આવવા માટે ચલકતા સમુદ્ર ઉપર લાંબા વખત સુધી નજર તાકીને બેસી રહી હતી, ને એલ્સેસ્ટીસે પોતાના ધણીની જીંદગી બચાવવામાં આવે તેટલા માટે પોતાના પવિત્ર

રાજીપાથી મરણનું શરણું સ્વીકાર્યું હતું, તે એલ્સેસ્ટીસનો યશંસનીય પ્યાર, એન્ટીગોનીની માતૃભાવના, ઇફીજીનીયાએ બતાવેલી માહત્માને છાજતી વકતા, નોસીકા, જે ઓડીસીનાં ગ્રંથમાં એક સુર્યના કીરણું તરીકે ફરતી દેખાય છે, તે નોસીકાની મૃદુતા, નરમાશ અને લાવણ્યતા—આ સઘળું મીઠા અને વફાદાર સ્ત્રીપણાંની એવી પ્રતિમાઓ છે, કે જેની ખુબી કોઇ કાળે નાશ પામવાની નથી.

ગ્રીસમાંથી ઇટાલીમાં આવતાં, અને તે દેશના મહાન કવી ડેન્ટીની સમક્ષ ઉભા રહેતાં, આપણે જોઇ શકીએ છીએ, કેવી રીતે એક સ્ત્રીએ તેની બુદ્ધીને પ્રેરીત તથા રક્ષીત કરી હતી, અને તેણીની હાજરીથી તેને માટે માત્ર પૃથ્વીને પવિત્ર કરી હતી, એટલુંજ નહિ, પણ તેને છાપાવાળા પાતાળમાં એટલે કે ગુપ્ત હેડીસમાં પણ દોરી ગઇ હતી; અને ત્યાંથી ઠેઠ સ્વર્ગમાં લઇ ગઇ હતી કે જે સ્વર્ગની ચલકતી કાન્તિમાં દેવદૂતો ખુશી થતા તખતની આસપાસ ટોળું વળીને ઉભા રહે છે.

ચોસરે "સારી સ્ત્રીઓની વાર્તા" લખી છે, પરંતુ સારા પુરૂષોની કંઇ વાર્તા લખી નથી, સ્પેન્સર, સ્વર્ગીય 'ઉના'માં પવિત્ર પ્યારનું એક દર્શન આપે છે કે જે દર્શન જગતના અંતઃકરણને જીતી લીધું છે, અને પવિત્ર તથા ઉંડા સ્ત્રીપણાં વિષે શેકસપિયરની પવિત્ર છબીઓ વિષે આપણે શું કહેવું! જહોન રસ્કીન કથે છે કે—

"ખુલાસેથી કહીએ, તો શેકસપિઅરે પુરૂષોનું ખાસ વર્ણન કરેલું નથી; તેણે તો ચમત્કાર યુકત સ્ત્રીઓનુંજ વર્ણન કરેલું છે......તેણે સ્ત્રીઓને અડગ, વફાદાર અને શાણી સલાહકાર તરીકે તથા દોષજ ન મુકી શકાય, તેવા ન્યાયી અને પવિત્ર દૃષ્ટાંત તરીકે, અને જ્યારે તેઓ બચાવ કરી શકી નથી ત્યારે પણ પવિત્ર કરવાને

દઢ સાધન તરીકે, તેણે નીરૂપણ કરેલી છે." જર્મનીના શેક્સપિઅર ગેઅથી તેના "ફેઅર સેન" (સૌંદર્યતા યુકત મહામા સ્ત્રી) નાં પુસ્તકમાં, જ્યાં તે સ્ત્રીએ પોતાની વાત જાહેર કરી છે તેમાં તેણે સ્ત્રીપણાંનાં શ્રેષ્ટ દૃષ્ટાંતને નીરૂપણ કરેલું છે, કે જેવું સ્ત્રીને છાજતું સદ્વર્તન જગતમાં જવલેજ જોવામાં આવે. બ્રાઉનીંગે જે સ્ત્રીઓનાં વર્ણન લખેલાં છે, તેમાંની કેટલીએક તો શબ્દોથી વર્ણન ન કરી શકાય. તેવી માયાળુ હતી; દાખલા તરીકે પોમ્પીલીયા, "તે બરફના જેવા કાન્તિવાળા આત્માની સ્ત્રી કે જેની સાથે ક્રુરતાથી વર્તતાં દેવદૂતો પણ ભય પામે, અને પીપા કે જે તેના વસંત ઋતુના આનંદમાં ગાતી હતી કે—

"ઇશ્વર સ્વર્ગમાં રહે છે" (ત્યાં સુધી) "જગતમાં સઘળું યથાર્થ ચાલે છે."

ટેનીસને "ડ્રીમ ઓફ ફેઅર વીમેન" (સુંદર સ્ત્રીઓનું સ્વપ્ન) એ પુસ્તકમાં ઇનીડ અને એલેનીની મોહકશકતીથી તે પોતાંની શાહજાદીની ઉંડી દઢતા સંબંધી વર્ણન કરેલું છે. જે શાહજાદી સમગ્ર જગતને કહેછે કે "તેમના ગુણવાળું ન થવું તેના કરતાં પેદાજ ન થવું એ વધારે સારૂં છે." અને જેણે પોતાની કાલેજની સ્ત્રીઓને ઉંડું જ્ઞાન મેળવવાનો બોધ કર્યો છે, કે "ગુલામની ટેવો, છાલકાંપણું, ખોટી વાતો કરવી, ઇર્ષા અને નિંદા, એ દોષો તેમનામાંથી સદંતર નીકળી જવા જોઇએ.

સારામાં સારી શાહાદતો પ્રમાણે અનુકરણીય સ્ત્રી આવી હોય છે. તે કંઇ જળ ઉપર તરતી વસ્તુ કિંવા રમકડું નથી. જેની દ્વારા છોકરાં જન્મે છે, અથવા ઘર સ્વચ્છ અને આરાસ્ત રાખવામાં આવે છે, એવી તે ઉતરતી વસ્તુ નથી. ગંભીર વિચારો અને ઉંચી નેમોથી રહિત રહેવાને સરજીત થયેલ પ્રાણી તે નથી.

પરંતુ જુવાનીની શિક્ષક અને સારો રસ્તો બતાવનાર, આપણી ખુશીઓના સ્વર્ગની "ઇવ" અને જ્યારે આપણા સુખના દરવાજા આપણી સાથે બંધ થઈ ગયા હોય, અને જ્યારે આપણે અરણ્યમાં આવી પડેલા હોઇએ, ત્યારે તે આપણને દિલાસો આપનાર છે.

પુરૂષે તેણીને માન આપવું જોઇએ, અને તે માન વાજબી રીતે અપાયું છે, એમ તેણી બતાવી શકશે. પુરૂષે તેના પ્રત્યે ઉમદી રીતે વર્તવું જોઇએ, અને તેણી પુરૂષના ઉમદાપણાંનો સેંકડો રીતિથી બદલો વાળી આપશે. પુરૂષે તેની સાથે પવિત્રતાથી વર્તવું જોઇએ, અને તેણી એવી પવિત્રતાથી વર્તશે, કે પુરૂષનું પવિત્રપણું તેના પ્રમાણમાં દૂષિત અને નિર્જીવ દેખાશે; પુરૂષે તેણીને સુખી કરવા માટે થોડે દરજ્જે પોતાનો સ્વાર્થ ત્યાગ કરવો જોઇએ, અને તે પોતે ઘણી ઉમદી રીતે પુરૂષના પગ આગળ આધીન થશે, અને તેને મનમાં એટલોજ ખેદ રહેશે, કે તે તન-મન સિવાય વધારે આપી શકી નથી.

મનુષ્ય જીવનનો આરંભ માતાના સ્તનમાંથીજ ઉદ્ભવે છે. તમારા પહેલાં ટુંકા ટુંકા શબ્દો તેણીના હોઠ દ્વારા તમે શીખ્યા છો; તમારાં પહેલાં અશ્રુઓ તેણીએ લુછ્યાં છે; અને જ્યારે છેવટને વખતે તમારી સારવાર કરવાને પુરૂષ પાછો હઠી જાય છે, ત્યારે તે પ્રસંગે તમારા છેલ્લા નિશ્વાસ પણ સ્ત્રીની સાનીધ્યત ઘણે ખરે વખતે બહાર પડે છે.

## પુરૂષ પ્રત્યે સ્ત્રીનો ધર્મ.

સ્ત્રીની મોહિની અને શકતીના વિષયનો વધારે વિચાર કરતાં પહેલાં, કોઇ સંતોષકારક રીતે તેણીનો પુરૂષ પ્રત્યેનો સંબંધ નક્કી કરવાની અગત્ય છે. કેટલાકો સ્ત્રીનાં કાર્ય તથા વર્ક વિષે એવું જણાવે છે, કે તેણી પુરૂષથી ભિન્ન રહેવાને અને તેનાથી સ્વતંત્ર

રહેવાને સરજાયલી છે; જ્યારે બીજાઓ એટલી બધી મજબુતીથી પુરૂષનું ઉપરીપણું જણાવે છે, કે તેમના વિચાર પ્રમાણે સ્ત્રી, પુરૂષના કરતાં ઉતરતી છે, અને પુરૂષની વધારે મજબુત મરજી ને નબળી અને તાબેદારી ભરેલી સેવા કરવા માટેજ પેદા કરવામાં આવી છે. ખરૂં જોઇએ, તો તે બન્ને વિચાર ખોટા અને ભૂલ ખવરાવનારા છે. પુરૂષ અને સ્ત્રી વચ્ચેનો ખરો સંબંધ, એ બન્ને વચ્ચેના તફાવતનાં સરખાપણાંનો છે. જો વાજીંત્રના અવાજો એક બીજા સાથે મળતા આવતા નથી, તોપણ તે અન્યોઅન્ય સબંધ રાખનારા હોય છે, તેમજ આપણું પણ સમજવાનું છે.

બન્નેમાંથી એકે બાજુ તરફ સ્વતંત્રતા એવી કાંઈ વસ્તુ છેજ નહિ. માત્ર એક ઉપર આધાર રાખવાપણુંજ છે. પુરૂષ અને સ્ત્રી એ દરેક જાતીને પોતપોતાની નીરાળી જગ્યા છે, અને પ્રત્યેકને માટે મુકરર થયેલી કામગીરી છે. સ્ત્રી પુરૂષની સામે પ્રતીસ્પર્ધી થવા માટે અથવા તેની ગુલામ થવા માટે સરજાયલી નથી, પરંતુ પુરૂષમાં રહેલી અપૂર્ણતા પૂર્ણ કરવા માટે પેદા થયેલી છે. ઇશ્વરે સૃષ્ટી પેદા કરી, તેની પ્રાથમીક નોંધ એ છે, કે "પુરૂષ અને સ્ત્રીને ઇશ્વરે પેદા કર્યાં" પ્રત્યેકમાં તેમની જાતીને અનુસરતી ભીન્નતા ઉભયને એક બીજાની સાથે સંબંધ ધરાવનારી અને એક બીજા પર આધાર રાખનારી છે. મનુષ્ય જાતીનાં જાણે કે તે બન્ને અરધીયાં હોય તેવાં છે. પુરૂષ પોતાથી અથવા સ્ત્રી પોતાથી સંપૂર્ણ નથી. પૂર્ણ બિમ્બવાલું અને સંપૂર્ણ માનુષીક જીવન પુરૂં કરવા માટે એ જરૂરનું છે કે "બે અંતર અહવાળું હૃદય એકજ ધબકારાથીજ ચાલવું જોઇએ.

બેન્જામીન ફ્રાંકલીકે યથાર્થ કહેલું છે, કે એક કાતરના જે રીતે બે ભાગ હોય છે, તેવી રીતે પુરૂષ અને સ્ત્રી એક બીજાંના

પૂર્ણ કરનારા ભાગો છે. પોપે કહ્યું છે કે "સ્ત્રી એ વધારે કોમલ પુરૂષ છે." એમ કહેવામાં તેણે ભૂલ કરી છે. પરંતુ તેથી ઉલટું જેવી રીતે શરીરમાં પુરૂષ અને સ્ત્રી જાતી વચ્ચે તફાવત છે, તેવીજ રીતે તે ઉભયના આત્મામાં પણ તફાવત છે, અને તે કારણથી પુરૂષ અને સ્ત્રી વચ્ચે અગત્યનો ભેદ રહેલો છે. પ્લેટોએ પણ એવું કહેવામાં ચુક કરી છે કે—

સ્ત્રી જાતી બુદ્ધી શકતીમાં પુરૂષ જેવીજ છે. માત્ર બુદ્ધી શકતીના પ્રમાણમાં સ્ત્રી કમતી છે. ટેનીસને જ્યારે નીચેની કવિતા લખી, ત્યારે આ વાતમાં વધારે સચ્ચાઇથી વર્ણન કરેલું છે.

કારણ કે સ્ત્રી સંપૂર્ણ સંસ્કાર પામી નથી એવો પુરૂષ નથી. પરન્તુ તે પુરૂષ વ્યક્તી કરતાં ભિન્ન છે. જો આપણે તેને પુરૂષના જેવી બનાવી શકીએ તો મધુર સ્નેહ નાશ પામે છે. જેની સર્વથી પ્રિયકર સંકલના એ છે, કે તે પુરૂષને મળતી આવે, તેમાં ખુબી નથી. પરંતુ પુરૂષથી જુદી પડે, તેમાં ખુબી છે. પરંતુ વખતના વહેવા સાથે તે પુરૂષને વિશેષ મળતી થશે. પુરૂષ વધતે દરજ્જે સ્ત્રીના જેવો થતો જશે, અને સ્ત્રી વધતે દરજ્જે પુરૂષના જેવી થતી જશે (તેથી) પુરૂષ પોતાનું બાહુબળ નિભાવી રાખવાની સાથે માધુર્યતામાં અને ઉચ્ચ નીતિમાં ફાયદો મેળવશે; અને સ્ત્રી પોતાની સંતતી સબંધીની સંભાળીમાં કશી પણ ન્યુનતા બતાવ્યા સિવાય માનસીક વિકાસ સંપાદન કરી શકશે. અને તેમ થવાથી તે ઉભય, એ પ્રકારના સ્વભાવના કવિ જેવાં થશે. અને તેમ થવાથી તેના સંપૂર્ણ ગાયનમાંથી ઉમદા શબ્દો નીકળે છે, તે પરસ્પર બંદબેસ્તાં થઈ જશે.

કેટલાકો દલીલ કરે છે, તે મુજબ પુરૂષ અને સ્ત્રી વચ્ચેનો તફાવત, માત્ર કેળવણી અથવા શીક્ષણને લીધે નથી, પરંતુ બન્ને

જાતીનાં શારીરિક અને માનસીક બંધારણમાંજ તે ભેદ રહેલો છે. શરીરની અંદર રહેલા જે ગુણો માતૃપણમાં પરીણામ પામે છે, તે ગુણો સ્વભાવ અને જ્ઞાનેંદ્રીઓ ઉપર, સ્વભાવીક રીતે એવી અસર કરે છે કે તેથી સ્ત્રી અને પુરૂષ વચ્ચેનો તફાવત ખુલ્લી રીતે દેખાઇ આવે છે. એ ગુણો નીતિ અને બુદ્ધી સંબંધી વધારે ઉંચા સ્વભાવને અસર કરતા નથી. પરંતુ મનના વેગના સ્વભાવને અસર કરે છે, અને ઉભય જાતી વચ્ચેની તે ભિન્નતા મુકરર કરે છે, કે જે ભિન્નતા ઉભયને પરસ્પર આકર્ષણીય અને એક બીજા સાથે મળી જઇને એક સ્વરૂપ થઇ જવાને યોગ્ય કરે છે. એ એક બીજાનો જરૂરનો અર્ધાંગ છે. પુરૂષ એ સ્ત્રીની પૂર્ણતા અને મજબુતી છે. સ્ત્રી એ વધારે ઉંડી દ્રષ્ટી અને શોભા છે. પુરૂષ, શકતી, હીમત અમુક કાર્ય કરવાની ભાવના અને મેહેનતનો ભાવ બજાવે છે. સ્ત્રી, નાજુકાઇ, સૌંદર્યતા, મૃદુતા અને વિશ્વાસનો ભાગ બજાવે છે. જનસમુદાયમાં પુરૂષ એ ગદ્ય છે, જ્યારે સ્ત્રી એ પદ્ય (કવિતા) છે. પુરૂષ આકાંક્ષાને લઇને કાર્યમાં પ્રેરાય છે, સ્ત્રી પ્યારથી પ્રેરાય છે સ્ત્રી તેની ખાસ હીમત તેના હ્રદયમાં ધરાવે છે, પુરૂષ પોતાના મગજમાં ધરાવે છે આપણે વિચાર કરીએ છીએ, તેના કરતાં જ્યારે પ્રીતિ કરીએ છીએ, ત્યારે વધારે મહત્તા પ્રાપ્ત થાય છે. કારણ ઇશ્વર એ પ્રીતિ છે, અને પુરૂષ કરતાં સ્ત્રી વિશેષ પ્રીતિયુકત હોય છે. તેથી સ્ત્રી પુરૂષ ઇશ્વરની વિશેષ સમીપ છે. સ્ત્રી સોનેરી સીડીના ઉપર ચડી જાય છે, ત્યારે પુરૂષ તે સીડીની નીચે ગોથાં ખાતો હોય છે. પુરૂષને બહારની વસ્તુઓનું જ્ઞાન હોય છે. અને સ્ત્રી માટે તે સઘળું જ્ઞાન એકઠું કરી શકે છે. સ્ત્રી ઇશ્વરમાં ભરૂંસો રાખે છે. અને પુરૂષ માટે ઇશ્વરની કરૂણાની યાચના કરે છે. એ પ્રમાણેની પુરૂષ અને સ્ત્રી ઉભય વચ્ચેની સમતુલના સૌંદર્યતા યુકત હોય છે, અને તે ઇશ્વરી ડહાપણ અને ઇશ્વરી ઉદારતા

દર્શાવી આપે છે. સર આર્થર મેલ્પ્સ કહે છે, કે "ઇશ્વરની આપણા પ્રત્યેની ભલાઇની સાબીતી આપવાનું મને એકાએક પુછવામાં આવે, તો મને લાગે છે, કે હું એમ કહી શકું, કે પુરૂષ અને સ્ત્રીના આત્મા વચ્ચે જે ઘણોજ ખુલ્લી રીતે દેખાય તેવો અને બારીક તફાવત રાખેલો છે. તે ભેદ એ છે, કે જેથી કરીને મનુષ્યનું મન કલ્પના કરી શકે, તેવી ઘણી સુખદાયક અને મનને ખેંચાણ કરનારી મીત્રતાની સંભવતા થઇ શકે છે."

ઘણી વખતે એવું માની લેવામાં આવે છે કે—સ્ત્રીનું જીવન માત્ર પુરૂષને અર્થેજ છે, અને તેણીનું એકસરખું પ્રારબ્ધ પુરૂષને ખુશી કરવાનું અને તેની સેવા કરવાનુંજ છે. આ વાત ખરી છે, કે સ્ત્રી એ પુરૂષના કાર્યમાં મદદ કરવાને નીર્માણ થયેલી છે, પરન્તુ તે ઉપરથી એવો અર્થ નીકળી શકતો નથી, કે સ્ત્રીએ હમેશાં તેની નોકરીજ કર્યે જવી અથવા તો તે મુખ્યત્વે કરી પુરૂષને અર્થેજ જીવન ધરાવે છે. નહિ, તે મુખ્યત્વે પોતાને અર્થેજ હસ્તી ધરાવે છે.

પોતાનું જે કંઇ છે, તે રાખવું, કિંવા આપી દેવું, તેનો નિર્ણય સ્ત્રીને પોતાનેજ કરવા દો! એટલે કે ખાસ કરીને સ્ત્રીત્વને હાની ન થાય તેવી રીતે જીવન ગાળવાને અને તેવી રીતે શીક્ષણ મેળવવાને તેને છુટ આપો.

એવું કહેવામાં આવ્યું છે કે સ્ત્રીની સહુથી અગત્યની ફરજ પુરૂષને સંપૂર્ણ કરવાની છે. આ વાત ખરી નથી. પૂર્વ કાળનો તે એક વહેમ છે. જે વહેમ જે સમયમાં પશુબળ ચાલતું હતું, તે તે સમયથી ચાલ્યો આવ્યો છે, કે જે વખતે સ્ત્રીને એક પુરૂષની મિલ્કત તરીકે અથવા તો તેના ગુલામ તરીકે ગણવામાં આવતી હતી. બીજાં સર્વ મનુષ્યોની પેઠે, સ્ત્રીની સહુથી અગત્યની ફરજ

એ છે કે ઇશ્વરની સંતતિ તરીકે પોતાનો સ્વભાવ સંપૂર્ણ કરવો કે જેથી જગતમાં પોતાનાં જાતીય ભાગ્યનો હેતુ બર લાવી શકે. સ્ત્રીનો ઈશ્વર તે ઇશ્વરજ છે, પરંતુ પુરૂષ નથી. તેની ઉત્પત્તી અને શકિત પુરૂષમાંથી આવે છે, એમ નથી. પરંતુ તે ઉચ્ચતર અને વિશેષ દેવતાઇ મૂળ કે જયાંથી પ્રત્યેક આત્મા ઉત્પન્ન થાય છે, તેને જવાબ દેવાનો છે; અને જેના એકની પ્રત્યેજ તેમાંથી આવે છે. સહુથી પહેલે તે ઇશ્વર માટે, ત્યાર પછી પોતાને માટે, અને છેવટે પોતાના ધણી અને છોકરાં માટે તે ઉત્પન્ન થયેલી છે. તે પત્ની તથા માતા થઇ શકે. અને એ સંબંધને લઇને આ દુનીયાંમાંનું ઉંચામાં ઉંચું સુખ મેળવી શકે. પરંતુ એ સંબંધજ તેણીના હકો અને જવાબદારીની પરિસીમા છે, એમ કહી શકાય નહિ. તેને કદાચ, ચાહનારો ધણી કે સંતતી ન હોય, તોપણ તેનાથી તેનું જાતીય ભાગ્ય સંપાદન કરી શકાય. તે ઇશ્વર સાથે જોડી શકે. અને તેની ઇચ્છા પ્રમાણે વર્તી શકે. અને તે પ્રમાણે કરીને તે આત્મ સંપૂર્ણતા મેળવી શકે, કે જેનું તે પછીની દૈવી ભૂમિમાં સંપાદન કરે. જે ભૂમિમાં 'લગ્ન અથવા લગ્નદાન' એ કંઈ હોતું નથી. પરંતુ સઘળાં ઈશ્વરનાં દેવદુત તરીકે રહેલાં હોય છે. ત્યાં પોતાનાં સુખ દુઃખનો ભાગીયો થવાને કોઇ તેણીને પોતાની બાજુમાં બોલાવતું નથી, ત્યાં નાનાં બચ્ચાંઓ પ્યાર અથવા લાડને સારૂ તેની ગોઠવણુની આસપાસ એકઠાં થતાં નથી, પરન્તુ જીંદગાનીના એકાંત સમુદ્ર મધ્યે તે એક સુંદર અવાજ સાંભળે છે.

## પુરૂષ અને સ્ત્રી જાતીની બુદ્ધિ.

હંમેશાં એમ માની લેવામાં આવે છે, કે બુદ્ધિની બાબતમાં સ્ત્રી જાતી પુરૂષ જાતી કરતાં, મુદ્દાની બાબતમાં ઘણે દરજ્જે ઉતરતી છે. તોપણ જો આ વિષયનો અભ્યાસ ધ્યાનથી કરવામાં

આવે, તો આપણે એવા નિર્ણય ઉપર આવી શકીએ, કે પુરૂષથી ઉતરતી હોવાના કરતાં ભિન્ન જુદી જાતની છે. શારીરીક બંધારણમાં જેવી રીતે પુરૂષ અને સ્ત્રીનો ભેદ રહેલો છે. પુરૂષ સ્ત્રીની બુદ્ધિની શકતીનો મુકાબલો કરવામાં ધારક શકતી ઉત્પાદક શકતીનો તેમજ નાજુકતા અને જરૂરના કૌવતનો યથાર્થ ભેદ કરવો જોઇએ. જોન રસ્કીન ડહાપણથી કહે છે કે "ઉભય જાતોનો જાણે કે સરખી બાબતોમાં મુકાબલો થઇ શકે એમ માનીને, એક જાતી બીજી કરતાં ચડીયાતી છે, એમ કહેવામાં આપણે મુર્ખાઈ કરીએ છીએ, જે મુર્ખાઇનો કંઇ બચાવ થઇ શકતો નથી. બીજા પાસે નથી હોતુ, તેવું પ્રત્યેકની પાસે હોય છે. અને બીજાથી તેની પૂર્ણતા થાય છે. કોઇ પણ બાબતમાં તેઓ એક સરખાં નથી. અને બન્નેના સુખ અને સંપૂર્ણતાનો આધાર, પરસ્પર આપી શકે છે,

જો એક યંત્રની ખુબી તે યંત્ર જે કાર્ય કરી શકે, તેની બારિકી અને ઘટ રચના ઉપરથી પારખી શકતી હોય, તો પુરૂષના કરતાં સ્ત્રીનું મન અને તેની જ્ઞાનેંદ્રીયની રચના વિશેષ બારીકી બતાવી આવે છે. પરંતુ કૌવતની બાબતમાં તે, પુરૂષના કરતાં ઓછી છે. તેમ આ બાબતમાં પણ છે. હુન્નરની સૃષ્ટિમાં કોઇ સ્ત્રી શીક્ષક મળી આવતા નથી. એટલે કે હેન્ડેલ, બીથોવન, રાફેઅલ, અથવા મીચાએલ એન્જેલોની સાથે સરખાવી શકાય, તેવા દેખાતાં નથી. વિદ્યા સંબંધમાં પણ. જુસ્સાને સંબંધે તેજ વાત દષ્ટિગોચર થાય છે. જોર્જ સન્ડના કરતાં બાલ્ઝાક અને મેડમ ડી સ્ટાયલ્ન કરતાં વીકર હ્યુગો વધારે મોટા છે. જોર્જ ઇલીયટ સ્કોટ. થેકરી, અથવા ડીકન્સની બરાબરી કરી શકતો નથી. સેપહો હોમર સાથે અથવા ઇ. બી. બ્રાઉનીંગ: વડઝ્ર્સ્વર્થ અથવા શેલી

સાથે સ્પર્ધા કરી શકતા નથી. તત્વ જ્ઞાનમાં આપણે હેરીયેટ માર્ટીનોને બીશીપ બર્કેલી અથવા સર વીલીયમ હેમીલ્ટન સાથે સરખાવી શકતા નથી. જ્યારે ગણીત શાસ્ત્રમાં મેરી સોમરવીલેને આપણે સર આઈઝેક ન્યુટન અથવા સર વીલીયમ ટોમસનની હારમાં મુકી શકતા નથી. સ્ત્રીઓ બુદ્ધીશાળી હોય છે. પરંતુ ઘણી ખરી વખતે તેઓ નવી વાતને ઉત્પન્ન કરનારી હોતી નથી.

તોપણ આ વાત યાદ રાખવાની જરૂર છે, કે—માનસીક વિષયમાં સ્ત્રીને ઘણી મુસ્કેલીઓની સામે લડત ચલાવવી પડે છે. તેને પુરૂષ કરતાં અર્ધી જોગવાઈ પણ મળતી નથી. બુદ્ધીના શ્રમના પ્રત્યેક ક્ષેત્રમાંથી તેને બહાર રાખવામાં આવી છે. મેઝીની એવું જણાવે છે કે "જાંના વખતના વહેમ, ઉતરતી કેળવણી અને હમેશથી ચાલતી આવતી ન્યાયી અસમાનતા અને અન્યાય ઉપરથી દેખાતી બુદ્ધી સંબંધી ઉતરતી સ્થિતી પેદા કરી છે, જે ઉતરતી સ્થિતીને સ્થાયી જુલમની દલીલ તરીકે બદલી નાખવામાં આવે છે." તેવીજ રીતે ટેનીસનના "પ્રીન્સેસ" પુસ્તકમાં લેડી સાઈકે કહે છે કે—

વળી, ભેજું પણ હાથના જેવું છે અને જેમ તેનો વધારે ઉપયોગ કરાવામાં આવે છે, તેમ તે વૃદ્ધી પામે છે અને જો પુરૂષમાં ભેજું વધારે હોય, તો તે કારણ સત્ય સમજવાનું છે. પુરૂષે રણસંગ્રામમાં અગ્ર આવવામાં પોતાની શકતીનો લાભ લીધો, અને પછી કેટલાક જમાના વહી ગયા.

જ્યાં સુધી કેટલાએક જમાના સુધી સ્ત્રીઓને કેળવણીના દરેક લાભમાં ભાગ આપવામાં આવશે, અને પુરૂષ વર્ગની સાથે સામાન્ય રીતે દરેક તક આપવામાં આવશે નહિ, ત્યાં સુધી તેમની માનસીક શકતીનું માપ કરવું અશકય છે.

આ જવાબમાં એમ કહેવામાં આવે છે, કે સ્ત્રીનું ભેજું પુરૂષના ભેજા કરતાં નાનું હોય છે; તે વાત આપણે છીએ. પરંતુ એ વાત પણ યાદ રાખવી જોઇએ કે ભેજામાં બે ચીજ રહેલી છે. 'જથ્થો અને જાત' વ્હેલ માછલીનું ભેજું માણસના ભેજા કરતાં વજનમાં બમણું હોય છે, તોપણ બુદ્ધીની બાબતમાં તે માણસના કરતાં વધે છે, એમ સ્થાપિત કરવામાં આવતું નથી.

સ્ત્રીની ચંચળ, અને પ્રેક્ષક પ્રવેશક બુદ્ધી છતાં, જો એમ કબુલ કરવામાં આવતું હોય, કે બુદ્ધીની બાબતમાં સ્ત્રી, પુરૂષ કરતાં ઉતરતી છે–ઉતરતી એટલે મનની મજબુતીમાં અને માનસીક નીગ્રહ કરવાની શકતીમાં–તોપણ આ વાત તો સત્યજ છે, કે પ્રેક્ષક–શકતીમાં સ્ત્રી, પુરૂષ કરતાં ચડીયાતી છે. તેને પુરૂષના જેટલી તક મળતી નથી, છતાં પણ હમેશાં તે ત્વરીત સમજી જવાની શકતી, તથા વસ્તુ ભેદ સમજવાની શકતી ધરાવે છે, જેથી પુરૂષ આશ્ચર્ય પામે છે. જે આશ્ચર્ય ઘણી ખરી વખતે તેણીના રૂવાબથી અમિશ્રીત્ત હોતું નથી.

ટયુટોનીક લોકો, જેઓ પૂર્વકાળમાં સ્ત્રી જાતીને માન આપતા હતા, તેમના સંબંધમાં લખતાં ટેસીટસ કહે છે કે–" જર્મન લોકો માને છે, કે તેમની સ્ત્રીઓમાં કાંઇ દેવતાઇ અને પેગંબરને છાજતો ગુણ રહેલો છે. અને તેથી તેઓ સ્ત્રીની સુચનાઓની અવગણના નહિ કરવાની અને તેમના ઉત્તરની બેદરકારી નહિ રાખવાની સંભાળ રાખે છે." પુર્વકાળમાં આવી સ્થિતી હતી. અને આજના સમયમાં પણ પોતાની સ્ત્રીની માન્યતાથી બીજી રીતે વર્તવામાં સઘળા ડાહ્યા અને વિચારશીલ પુરૂષો કાળજી રાખે છે.

જે સવાલોનો ફડચો કરવાને બારીક તર્કથી પુરૂષો નિષ્ફળ થાય છે, તે સવાલનો ફડચો સ્ત્રી, અંદરથી પ્રેરણા થતા વિચારના

એક ચમકારાથી કરી આપે છે. તર્ક શાસ્ત્રને અનુસરતી બુદ્ધીના સમતુલીન નીર્ણય કરતાં તેણીના મનની પ્રેરણાથી થતા ઠરાવ ઘણી ખરી વખતે વિશેષ ભરસો રાખવા જેવા થઇ પડે છે. અને જે વાત જોઇ શકવાને કલાકો ગાળવા પડયા હોય છે, તે વાત એકજ દ્રષ્ટીથી સ્ત્રી જોઈ શકે છે. એક રમુજી ફ્રેંચ લેખક કહે છે, તે મુજબ જ્યારે પુરૂષ પગથીએ પગથીએ ચડીને એક સીડીને મથાળે પ્હોંચે છે. ત્યારે તેને મથાળા ઉપર એક સ્ત્રી માલમ પડી આવે છે; જોકે તે સ્ત્રી ત્યાં શી રીતે પહોંચી, તે કહી શકવાને અશકય હોય છે."

તે ત્યાં શી રીતે પ્હોંચી, તે વાત બહુ અગત્યની નથી; તેણીને માટે એટલીજ વાત પુરતી છે કે-સૃષ્ટીનાં બીજાં ઘણું પ્રાણીઓની પેઠે, તેનામાં આત્મ રક્ષણ કરનારી પ્રેરણા બુદ્ધી રહેલી હોય છે. જે બુદ્ધી તેના શત્રુઓ કોણ છે. તે દેખાડી દઇને તેમનાથી તેણીનું સંરક્ષણ કરે છે. મનના અંદરના ભાવથી તે જાણી શકે છે, કે અમુક માણસનો વિશ્વાસ કરવો, અને અમુકની દેહશત રાખવી. અને તેની આસપાસમાંથી જેઓ અન્યના વર્તન સંબંધે તેમના અંતર પ્રેરીત નીર્ણયનો તીરસ્કાર કરે છે, તેઓને પોતાની મુર્ખાઇ અને તેણીનું ડહાપણ પરીણામ ઉપરથી દેખાયા વિના રહેતું નથી. આ વાતને લીધેજ એવી કહેવત ચાલે છે, કે "જે સ્ત્રી વિચાર કરવાની ઘડમથલમાં પડે છે, તે હેરાન થાય છે." તેણીનો ત્વરીત થતો પહેલો નીર્ણય, કોઇ માની શકે, કે ઇશ્વરે તેના હૃદયમાં સ્થાપેલો, તેના પછીના વિચાર કરતાં હમેશાં વધારે ખરો હોય છે.

## સ્ત્રી જાતિના જુદા જુદા પ્રકારો.

સ્ત્રીઓમાં પોતાનું સ્થાપીત વર્તનજ નથી. એવું કેટલાએકોએ ગેરવાજબી રીતે જણાવ્યું છે, તે વાત પણ ખરી નથી.

ડબલ્યુ. આર. એલ્ગર કહે છે, કે "પોપના (નીચે લખેલા) જે ઉદગાર વખતો વખત અગાઉ મુકવામાં આવે છે, તે ઉદગાર વિષે વિચાર કરતાં તે સત્યતાથી રહિત છે.

એક વખતે તમે જણાવ્યું હતું, તે પ્રમાણે આ વાત સાચી છે, કે "ઘણી ખરી સ્ત્રીઓમાં સદચારીત્ર બિલકુલ હોતું નથી!"

સ્ત્રી જાતીનાં ભિન્ન ભિન્ન વર્તનના ઘણા પ્રકારના વિધવિધ દાખલાઓ મળી આવે છે, જેવા કે મારીયમ તેનું વાજીંત્ર વગાડતી હતી. અને કલીઓપેત્રા એક જાતના ઝેરી સાપને લાગુ કરતી હતી. કોર્નેલીયા પોતાનાં રોમન ઝવેરાત બતાવતી હતી. અને મેડમ ગુયોન ઇશ્વરમાં તલ્લીન થઇ ગઇ હતી. લ્યુક્રેઝીયા બોર્જીયા પ્યાલો અને છરો હાથમાં લઇ જોર શોર મચાવતી હતી. અને ફ્લોરેન્સ નાઇટીંગેલ ક્રીમીઆની લડાઇમાં મધુરતા દર્શાવતી હતી. પોતાની ઉમદા રીતની વર્તણુક. અને વર્તન તથા ભાગ્યની ભિન્ન ભિન્ન વિચીત્રતામાં જે સ્ત્રીઓનાં નામ અમે અત્રે આપીએ છીએ, તેની સાથે બરાબર કરી શકે, એવા કેટલાક પુરૂષોના સમુદાય એકઠો થઇ શકે તેવું છે; જેમકે ઇડનના બગીચામાં 'ઇવ' ક્રોસ (ખ્રીસ્તી ધર્મનું ચીન્હ) ના પાદ આગળ 'મેરી' સુઇ ગયેલી સીસરા ઉપર મૃત્યુને બેઠેલી 'જેઅલ' સામળા રંગના સેમસનને ફસાવી દેનારી 'ડેલીલા,' કુવા ઉપર ઉભેલી 'રીબેકા,' પોતાના તખ્ત ઉપર બીરાજેલી 'સેમીરેમીસ,' પોતાના રથમાં બેઠેલી 'બોએડીશીયા' ભિન્ન સમુદાયમાં 'રૂથ,' જેઝરીલના મેહેલમાં 'જેઝીબેલ' જયાફતમાં લાઇસ, તેણીના ચળકતા બખ્તરમાં 'જોન ઓફ આર્ક,' પોતાના હાથમાં સાઇરસનું માથું લઇને રણક્ષેત્રમાં ચાલતી 'ટોમીરીસ,' નાટકશાળામાં સીંહોની મજાક કરતી 'પર્પેચ્યુઆ,' ઘણી નોકરીથી દબાઇ ગયેલી 'માર્થા,' જંગલના છાંયા

નીચે 'પોર્ટ હોન્ટાસ,' મઠમાં રહેલી 'સૈંટથેરેસા,' દેહાંત કરવાના માંચડા ઉપર 'રોલાન્ડ' પોર્ટ રોયલમાં 'મધર એગ્નીસ,' લાચાર સ્થીતીનાં લોકોને માટે પોતાની જીંદગી અર્પણ કરતી 'સીએના,' સમુદ્રના કટાક્ષને સામે થતી 'ગ્રેસ ડાર્લીંગ,' દેશનિકાલ થયલી અને રાજ્યદંડ તરીકે પોતાની લેખણનો ઉપયોગ કરતી 'મેડમ ડી સ્ટેઅલ,' ઇંગ્લંડની શાહાજાદી 'એલીસ' જે એક ચુંબન કરીને મૃત્યુ પામી હતી, વીટસને લોહીથી ટપકતો છરો આપતી 'એરીઆ' અને 'મીસીસ ફ્રાય' જેણે બહિષ્કૃત લોકો ઉપર પોતાની જીંદગી કુરબાન કરી હતી.

એ પ્રમાણે જોતાં સઘળી સ્ત્રીઓ એક સરખી હોય એમ ગણી લેવાનું નથી. કારણ કે જેમ પુરૂષમાં જુદી જુદી જાતની વ્યકતીઓ રહેલી હોય છે, તેમ સ્ત્રીઓમાં પણ જુદી જુદી વ્યકતીઓ હોય છે.

## સ્ત્રીઓ અને પુરૂષમાં રહેલા દોષ ભાવ!

હાલના કેટલાએક સોશીયોલોજીસ્ટો—એવું કહે છે, કે અપરાધ કરવાના ક્ષેત્રમાં સ્ત્રીઓ પુરૂષની બરાબરી કરે છે. વાસ્તવીક રીતે તે પ્રમાણે નથી, એવું સંભાળથી એકઠા કરેલા આંકડાઓ ઉપરથી સાબીત કરી શકાય એવું છે. પરંતુ ઉલટી રીતે આ વાત તો બીન તકરાર રીતે સ્થાપીત થઈ શકે છે કે—સમગ્ર યુરોપ ખંડનો વિચાર કરતાં, પુરૂષ કરતાં સ્ત્રીઓ ઓછા અપરાધ કરનારી હોય છે.

દાખલા તરીકે, ફ્રાન્સ દેશમાં સને ૧૮૮૦ ની સાલમાં, ગુન્હો કરનાર એકસો પુરૂષ વર્ગને મુકાબલે ગુનાહ કરનાર માત્ર ચઉદ સ્ત્રી હતી. તેજ વર્ષમાં ઇટાલી દેશમાં જ્યારે એકસો પુરૂષ ઉપર ગુન્હો સાબીત થયા હતા, ત્યારે માત્ર નવ સ્ત્રીઓ ઉપર ગુન્હા સ્થાપીત થયેલ હતા. સને ૧૮૭૧ ના વર્ષમાં ડાકતર નીકલસનને

માલમ પડયું હતું, કે ઇંગ્લાંડ દેશની તુરંગોની અંદર જ્યારે આઠ હજાર કરતાં વધારે પુરૂષો હતા, ત્યારે સ્ત્રીઓની સંખ્યા તેરસો કરતાં પણ ઓછી હતી

જંગલી પ્રજાઓ જ્યાં લોકોની રીતભાત ઢોરઢાંખર રાખી એકથી બીજે સ્થળે ભટકયા કરવાની હતી, ત્યાં સ્વાભાવીક રીતે સ્ત્રીને પુરૂષના કરતાં ઉતરતી ગણવામાં આવતી હતી; કેમકે પુરૂષના જેટલા કૌવતથી તે ધનુષ ખેંચી શકતી નહિ હતી. અથવા હાથથી પ્રહાર કરી શકતી નહિ હતી. બાહુના બળથી અમલ ચલાવવાની શકતી મલતી હતી. અને સ્ત્રી જાતીએ “ઓખરા વ્હાણ” ની માફક તાબે થવાની ફરજ પડતી હતી. તેણીની હાલત ઘણીજ ઉતરતી રાખવામાં આવતી હતી. અને તેની જીંદગી હમેશાં ઉતરતી અને જેનો બદલો મળે નહિ તેવી મહેનતની કરવી પડતી, કંટાળા ભરેલી નોંધ હતી. જ્યારે શિકાર કરનાર પુરૂષ વર્ગની સાથે તેને લઇ જવામાં આવતી હતી, ત્યારે શિકાર ઉપાડીને ઘેર લઇ આવવાનું કામ સ્ત્રીનું હતું. અને જ્યારે ઘેર આવી પહોચે, ત્યારે પુરૂષ માટે તેનું ખાણું તૈયાર કરવાનું, અને જ્યારે તે ભોજન લેતો હોય, ત્યારે તેની પછવાડે ઉભા રહેવાનું કામ પણ તેણીનું હતું. અને તેણીને ખાણામાંથી ખરાબ ટુકડાઓ ફેકવામાં આવતા હતા. અને તે પણ જાણે કેમ તે કુતરૂં હોય નહિ તેમ પોતાના ખભા ઉપરથી ઘણી ખરી વખત ફેંકવામાં આવતા હતા. પોતાના મનોવેગને કાબુમાં રાખવાનું કામ સ્ત્રીઓનેજ હીસ્સે હતું. જ્યારે પુરૂષ તો માત્ર બીજાની સ્ત્રી સાથે ગમત કરવાની મનાઇને લીધેજજ અંકુશમાં રહેતો હતો.

## પૂર્વ તરફના દેશોમાં સ્ત્રી.

પૃથ્વીના પૂર્વ તરફના ભાગમાં, જ્યાં એક કરતાં વધારે સ્ત્રી કરવાની રૂઢી ચાલતી હતી, અને જ્યાં લગ્નને માત્ર વિષય વાસ-

નાની દૃષ્ટીથીજ જોવામાં આવતું હતું, ત્યાં સ્ત્રીને આત્મા વગરના પ્રાણી તરીકે ગણવામાં આવતી હતી. અને તેને રમવાના એક રમકડાં તરીકે અથવા તો ધિઃકાર બતાવવાના એક પાત્ર તરીકે લેખવામાં આવતી હતી. પૂર્વ તરફના જુલમીઓ તેણીની ખુબસુરતી માટે પ્રશંસા કદાચ કરે, તોપણ તેનામાં વિચાર કરવાની શકતી નથી, તથા સદગુણથી તે એટલી ક્ષણીક છે, કે તેને પર પુરૂષની દૃષ્ટીએ પડવા દેવામાં આવતી નહિ હતી, કે રખેને તે આડે રસ્તે દોરાઇ જાય, એવી માન્યતા રાખવામાં આવતી હતી. મહમદ પેગંબરે સ્થાપેલા નીયમથી પણ સ્ત્રી જાતીની હાલતમાં કાંઇ સુધારો થયો નહિ હતો. મહમદ પેગંબરે, કુરાનના ફરમાનને આધારે એમ જણાવ્યું, કે એક મુસલમાન વધુમાં વધુ ચાર સ્ત્રી કરી શકે. જોકે તેને પોતાને નવ ઓરત હતી. અને તે માટે તે એમ જણાવતા હતા, કે તેના પોતાના મુકરર કરેલા કાયદાનું ઉલ્લંઘન કરવા માટે પોતાને ઇશ્વર તરફથી છુટ મળી હતી. પોતાની ઓરતોને માર મારવાથી તેણે પોતાના અનુયાયીઓને પરવાનગી આપી હતી. અને તેથી આપણે કુરાન શરીફમાં વાંચીએ છીએ કે—"જે ઓરતોની હઠીલાઇને માટે તમને બીક લાગતી હોય, તે ઓરતોને ઠપકો આપો, અને જુદા જુદા ઓરડામાં તેને લઇ જાઓ, અને તેને સજા કરો." બીજા એક ફકરામાં તે એવું કહે છે કે "પુરૂષો સ્ત્રીઓની ઉપર કાબુ ચલાવી શકશે. કારણ કે સ્ત્રીના કરતાં પુરૂષમાં વધારે શકતી—સાધન ઇશ્વરે રાખેલાં છે.

મહમદ પેગંબરે ઓરત જાતીને આ હાલત આપી છે. અને તેજ હાલતના મુસલમાનોમાં આજ સુધી ચાલતી આવે છે. મીસીસ હોઇસે, મોરોકોની મુસાફરીની એક નોંધમાં લખ્યું છે કે—"મુર લોકો કહે છે, કે ઓરતોમાં આત્માજ નથી. તેઓ સાચું

કહે છે. મોરોકોમાં—તેમને આત્મા નથી. ટેન્જીયરના આગલ્યા શેરીફનાં લગ્ન પ્રસંગી ધામધુમોમાં હું હાજર હતી. (તે શેરીફનાં ઘણીવાર લગ્ન થયાં હતાં) ત્યારે દેખાવડા અને સુંદર કપડાં પહેરેલા પુરૂષોને તે સુંદર અખાતના લાંબા કીનારાના ભાગ ઉપર દેકડા મારતા અને આનંદ ભોગવતા જોયા. વળી તેઓ પોતાની બંદુક આમ તેમ હલાવતા હતા. અને મુર લોકોની રીતિ અનુસાર ખુશીના અવાજો કરતા હતા; અને તે વખતે, જે સ્ત્રીઓ આ પુરૂષોને આ દુનીયામાં લાવી હતી. તેમને ચંદ્ર જેવાં સફેદ કપડાંથી ઢંકાયલી આસમાની અને ભુરા રંગનાં શીખરો ઉપર, મધુપુડા ઉપર જેમ મધમાખીઓ ખીચોખીચ રહે છે, તેવી રીતે, ટોળું મળીને બેઠેલી જોઈ,—તેઓ કુતરાના જેવી અને તે પણ સાંકળથી બાંધી લીધેલા કુતરાના જેવી સ્થિતિમાં હતી. એવું જ્યારે મેં જોયું, ત્યારે સ્ત્રી જાતીને તાબે રાખવાનું વર્તન કેટલી હદ સુધી પહોંચી જાય છે, તેનો ખ્યાલ આવી શકયો. અને અમુક વખત પછી જયારે હું રાજાનું જનાનખાનું જોવા ગઈ, અને તે સ્ત્રીઓના પશુના જેવા બેહેરે મારી ગયેલા ચહેરાઓ કે જે ચહેરા અમારા ત્યાં જવાથી કાંઈપણ જાગ્રતીમાં આવેલા દેખાતા નહિ હતા, તે ચેહેરાઓ જોયા, ત્યારે હું સર્વ વાતથી માહીત થઈ. સ્ત્રી જાતીને આત્માજ નથી. એવું મોરોકોમાં માનવામાં આવે છે. તેમના શરીરમાંના આત્માને શરીરમાંથી ક્રમે ક્રમે કહાડી નાખવામાં આવ્યો છે. કેમકે જેવી રીતે આપણે તેમનામાં આત્માનો વાસ કરાવીએ શકીએ, તેવીજ રીતે આપણે તેમનામાંથી આત્મા બહાર પણ કઢાવીએ શકીએ છીએ.

## હિન્દુસ્થાનમાંની સ્ત્રીઓ.

આ વાતનો પુરાવો શોધવો પડે તેમ નથી, કે ઝોરોએસ્ટ્રીયન લોકો જેઓ ત્રણ હજાર કરતાં વધારે વર્ષ પહેલાં હીન્દુસ્થાનના

પૂર્વ તરફના પ્રદેશોમાં રહેતા હતા, તેઓ ઓરત જાતીને માટે ઉંચો વિચાર ધરાવતા હતા. પુરાતન કાળની ઇરાનના લોકોની સમાજમાં, સ્ત્રીનો દરજ્જો તેના ધણીના દરજ્જાથી કોઈ રીતે ઉતરતો નહિ હતો. અને માતા તેમજ પુત્રીને પણ માનની પુજ્ય વૃત્તીથી જોવામાં આવતાં હતાં. ઝોરોએસ્ટરના અનુયાયીઓની પવિત્ર ધર્મપોથી અવસ્તામાં કોઇ ઘણ સ્થળે એવી વાત આવતી નથી. કે એક પુત્રીનો જન્મ થવાથી કંઇ ના ઉમેદી બતાવવામાં આવી હોય, પણ તેથી ઉલટું દીકરી પ્રત્યે ખાસ માયા રાખવામાં આવે છે. અને **પારસી લોકો** એકજ ઇશ્વરને માનનારા છે, તેવીજ ઉચ્ચ ભાવનાને અનુસરી ને પુત્રીને પણ પવિત્ર વિચાર, પવિત્ર ભાવ અને પવિત્ર કાર્યની કીંમત અને જરૂરીઆત શીખવવામાં આવતી હતી.

આલ્જીરીયા અને બેવેરીયા, જર્મની અને રશીઆના મુલકમાંથી પણ આપણને એવોજ પુરાવો મળી આવે છે. જે બતાવી આપે છે, કે વાસ્તવીક ગુન્હાઓની જ્યારે સરખામણી કરવામાં આવે છે, ત્યારે પુરૂષ અને સ્ત્રી જાતીની વચ્ચે ઘણો તફાવત દેખાઇ આવે છે.

જીંદગાનીના અમારા પ્રવાસ દરમીયાન અમને કેટલીક વખતે એવા પુરૂષ વર્ગ મળી આવ્યા છે, કે જેઓ સદંતર રીતે અને આશા રહીતપણે ભ્રષ્ટ જણાતા હતા. પરંતુ અમે એક પણ સ્ત્રી એવી જોઇ નથી, કે જેના સ્વભાવમાંથી દૈવીઅંશ તદન કચરાઇ ગયો હોય, અથવા નીકળી ગયો હોય. લોંગ ફેલોનાં વાક્ય-વિવેચન પરથી માલમ પડે છે, કે—

"અમે માનીએ છીએ કે-સ્ત્રી જાતી તેની સર્વથી ધાટી અધમતામાં પણ કંઇક પવિત્ર—અદુષિત વસ્તુ અને પોતાના ઉચ્ચતર

સ્વભાવની કંઇક છાપ અને નિશાની સંભાળી રાખી શકે છે. અને અંધારામાં રહેલા હીરાની માફક સ્વર્ગીય પ્રકાશનું અદ્રષ્ય થાય નહિ, તેવું કંઇ તેજ તેનામાં રહે છે."

આબરૂ, પવીત્રતા, નમ્રતા, વફાદારી—એ દૈવી અને સૌંદર્યતાયુક્ત સદ્દગુણો સ્ત્રીઓને અંગે સ્વાભાવિકજ છે. ખરૂં જોતાં એમજ દેખાઇ આવે છે, કે—પુરૂષ વર્ગનો બિગાડો કરનારી અસરચીજ, સ્ત્રી જાતી નીચતામાં ધસડાઇ જાય છે. પ્રજાના પાછળ ઇતિહાસ જોતાં દેખાઈ આવે છે, કે—સ્ત્રી ભાગ્યેજ ગુન્હાની ઉત્પત્તી કરનારી હોય છે.—માત્ર પુરૂષની કૃતીને અનુસરવાથીજ તે ભ્રષ્ટ અને દુષિત થાય છે.

વખતો વખત એવું કહેવામાં આવે છે, કે સ્ત્રી જાતીમાં ન્યાય વૃત્તી હોતી નથી. પરંતુ એવું કહેવું એ તદન અસત્ય છે. સ્ત્રીઓમાં ન્યાય વૃત્તી સારામાં સારા પુરૂષની ન્યાય વૃત્તી જેટલીજ તીક્ષણ હોય છે, પરંતુ તે પોતાની પ્રત્યેનાં અન્યાયી કૃત્યો મુંગે મ્હોડે સહન કરી લે છે, તેનું કારણ એટલુંજ છે, કે સામો પ્રત્યાઘાત કરવાને માટે તે નારાજ હોય છે. વળી અન્યને આશ્રયે રહેવાની તેની સ્થિતી, બીજાઓ પ્રત્યે થતાં અન્યાયી કૃત્યો વખતે તેણીની મુંગે મ્હોડે બેસવાની ફરજ પાડે છે. પરંતુ જો તે સ્વતંત્ર હોત, તો તેવાં કૃત્યો એક ક્ષણુ પણ પસંદ કરત નહિ. દરગુજર કરત નહિ.

જે પુરૂષો, પોતાને જન્મ આપનારી માતાઓનેધિ:ક્કારે છે, અથવા ભૂલી ગયા હોય છે, તેવા પુરૂષો ભલે સ્ત્રીને માથે નીચતાનો આક્ષેપ ચડાવે, પરંતુ અમે પોતે તો મીસીસ બ્રાઉનીંગે બતાવેલા વિચારને મળતા થઇએ છીએ. એ મીસીસ બ્રાઉનીંગ પોતાના "ઓરોરા લૈ" નામના પુસ્તકમાં કહે છે કે—મ્હારી બેન,

રાત્રી ગમે તેવી અંધકારમય હો, તો પણ આકાશમાં કોઇક સ્થળે પણ ચંદ્રમા છે, એ વાતની ખાત્રીજ છે, અને તેવીજ રીતે ખાત્રી રાખજો, કે સઘળી અંધકરમય હકીકતમાં તમારી ઉજવલતા બ્હાર આવ્યા વગર રહેશે નહિ.

## સ્ત્રી જાતિની તવારીખ.

"આપણે જે કંઇ કૃપાયુકત અથવા ઇશ્વરી વસ્તુનું સ્વપ્ન દર્શન કરીએ છીએ, તેની છાપ સ્ત્રી જાતિમાં રહેલી હોય છે. દરેક પવીત્ર આત્મા, કવી અથવા ભવિષ્યદૃષ્ટા અથવા પુજ્ય મહાત્મા, સ્ત્રીમાં રહેલા ગુણને મળતા આવે છે. સર્વ હુન્નર અને રીતભાત સ્ત્રી જાતીના શ્રેયસ્કર સંબંધની સાથે જોડાયલા છે; આ જગતમાંનું સારૂં અને સાચું સ્ત્રીની સાથે રહેલું છે. જે ઘરમાં સ્ત્રી છે, તે ઘર માત્ર ઘરજ નથી; પરંતુ એક દેવમંદીર છે. કેટલું બધું શોચનીય છે, કે ઘણી ખરી વખતે તે દેવમંદીરને દુષીત કરવામાં આવે છે. પુરૂષો તેના મધુર આત્માને દમન કરે છે. અને તેણીના નિરપરાધીપણાને શરમીંદગીમાં ફસાવી દે છે. તેની વ્યાધી અને લોહીનો પરસેવો પવનમાં પ્રસરી નીકળે છે, તે દૃષ્ટ થાય છે. અને તેણીની દુ:ખની વરાળ દીવસ રાત્રી પ્રતીકાર મેળવવાને માટે સ્વર્ગમાં આરોહણ કરે છે."

*Martin Swift.*

"સ્ત્રી, પુરૂષની નોકર નથી. તો પછી તેની ગુલામ તો નજ હોય. સ્ત્રી પુરૂષનો સાથી છે. પુરૂષને મદદ આપનારી છે. પુરૂષના હાડકામાનું હાડકું અને પુરૂષની માટીમાંની માટી છે. જેમ જેમ સમુદાયમાં નીતિના વીચારો વિસ્તૃત થતા જાય છે, તેમ તેમ તે યશ અને સ્વતંત્રતામાં આગલ વધે છે. તે સ્વતંત્રતા એવા પ્રકા-

રની છે કે-જે ફરજ અને વ્યવસ્થાથી રહિત હોતી નથી. પરંતુ જે તાબેદારીવાળી જૂંસરીમાંથી મુકત કરનારી હોય છે."

*Lamennais.*

દુનીયાંના ઇતિહાસના જુદા જુદા કાળમાં સ્ત્રી જાતીની હાલત સંબંધી અભ્યાસ, અને તેની સાથે જુદા જુદા દેશોમાં અને જન સમુદાયની ભિન્ન ભિન્ન સ્થીતીઓમાં માન અથવા અપમાનની છેવટની મર્યાદા સુધી તેણીની સાથે જે વર્તન ચલાવવામાં આવેલું છે. તે સંબંધી અભ્યાસ કરતાં બીજા થોડોજ અભ્યાસ વિશેષ મનોરંજક છે. લાંબા કાળ સુધી સ્ત્રીને માત્ર પુરૂષની મિલ્કત તરીકે અને તેણીનામાં આત્મા, સમજ શકતી અથવા તો નીતિ સંબંધી સ્વતંત્રતા કંઇ નહિજ હોય તેવી રીતે, ગણવામાં આવતી હતી. તે વાત ખરેખર અચંબો પમાડનારી છે.

પૂર્વ કાળના મીસર દેશના લોકો અને પ્રાચીન કાળના હીંદુસ્થાનના લોકો જેઓ સ્ત્રી જાતીને ઘણા માનની નજરથી જોતા હતા, અને જેઓ તેમને કેળવણી અને સ્વરાજ્યના હકો આપતા હતા, તેમને જો અલગ રાખીએ, તો પાછલા વખતની સમગ્ર તવારીખ, ચકીત થયેલા વિદ્યાર્થી સમક્ષ એવો દેખાવ રજુ કરે છે, કે જેમાં આપણે સ્ત્રી જાતીને જુલમથી આજીજ થયેલી, કુદરતના કેટલાએક હકોથી બે નસીબ રખાયલી અને પુરૂષ વર્ગની એક મિલ્કત તરીકે લેખાતી, તથા પુરૂષની ધુનને તાબે રખાયલી અને તેના મનોવેગની સેવા કરનારી માલુમ પડી આવે છે.

પૂર્વ કાળમાં ઇરાની લોકોની લગ્નની ગાંઠ તે સ્ત્રીનુ હરણ કરી જવું, અથવા પૈસા વડે ખરીદ કરી લેવી, તેનું પરીણામ નહિ હતું, પરંતુ પરણનાર જોડાંની અન્યોઅન્યની પસંદગીનું પરીણામ હતું. સર્વ લોકો લગ્નને માનની નજરથી જોતા હતાં.

અને લગ્ન પછી જ્યારે પુરૂષને ઘરના ધણી તરીકે ગણવામાં આવતો હતો, ત્યારે સ્ત્રીને ઘરની ધણીયાણી તરીકે લેખવામાં આવતી હતી. સામાન્ય ધર્મ સંબંધી ક્રીયાઓમાં ધણીની સાથે સ્ત્રી પણ હાજર રહેતી, પવીત્ર કાયદાને અનુસરવામાં તે ધણીની સાથે જોડાતી હતી. અને ઇશ્વરની ખાસ બંદગી કરવામાં તથા બીજાં ધાર્મીક કાર્યોમાં તે ધણીના સાથે ભાગ લેતી હતી. કૃષ્ણ યજુર્વેદ સંહિતામાં લખે છે કે—

**पत्यु पानक्ति पत्नि हि सर्वस्यमित्रं मित्रत्वाय यदी पत्नि यज्ञस्य करोति मिथुनं तदथो पत्निया**

**एव यज्ञस्यन्वारंभोऽनवाछित्यै.**

"પત્નિ, પતિ પર પ્રીતિ રાખે છે. સર્વ જનામાં પત્નિ એજ મિત્ર છે. મિત્રતા કરવા માટેજ પત્નિ પરણે છે. પતિ અને પત્નિથી એક પ્રભુની ભકિતનું આખું ફળ ગ્રહણ કરી શકાય છે! દમ્પતિ વિના આરાધનનાં કામ થઈ શકતાં નથી. અને બન્ને હોય, તોજ તે કામ સફળ થયલું ગણી શકાય છે!" કૃષ્ણ યુજુર્વેદ સંહિતા."

એ ઉપરાંત હિન્દુસ્થાનમાં બ્રામ્હણ વર્ગમાં સ્ત્રી જાતીની સામાજીક સ્થિતી શોચનીય છે. હિન્દુ ધર્મ ગુરૂઓમાંનો એક સર્વથી આગેવાન ગણાતો ધર્મ ગુરૂ કહે છે કે "સ્ત્રી જાતીએ પોતાની મરજીમાં આવે, તે પ્રમાણે કોઇ પણ સમયે વિચારવાનું નથી. તે સ્વતંત્રતાને માટે લાયક નથી. અને તેણે સર્વ પ્રકારે પોતાના ધણીની મરજી અનુસારજ વર્તવાનું છે." પંડીતોના લખાણોમાં આપણે વાંચીએ છીએ કે "સ્ત્રી વર્ગને દાગીના તથા સુંદર વસ્તુઓ સારાં કપડાં અને સારાં ખાનપાન માટે અસાધારણ ઇચ્છા હોય છે. તેમના આગળ પડતા દુર્ગુણો એ છે, કે તેમનામાં તીવ્ર ગુસ્સો, તથા ઉંડો આદેશ રહેલાં છે. વળી તેમના હૃદયમાં

છુપાયલા વિચારો કોઈનાથી જાણી શકાતા નથી. બીજા માણસનું સારૂં તે તેમની નજરમાં ખોટું દેખાય છે. અને તેઓ નઠારાં કામો કરે છે."

સ્ત્રી જાતી સંબંધીના આ વિચારોનું દીગદર્શન હીન્દુસ્થાનની જનાના જીંદગાનીમાં દુઃખદાયક રીતે થાય છે, કે જયાં સ્ત્રીની હયાતી એક લાંબા એકાંતવાસ જેવી હોય છે. અને ઘર સંસારી જુલમના દાબ નીચે તેની સારામાં સારી ભાવવાઓ દબાઇ જાય છે. જનાનામાં એક પુત્રીના જન્મને એક મ્હોટામાં મ્હોટી પીડા સમાન ગણવામાં આવે છે, તેનો કયાંએ પણ આદર સત્કાર કરવામાં આવતો નથી. તેણીના જન્મ વખતે "માત્ર એક છોકરીજ" એવા ઉદગાર દુઃખની લાગણી સાથે નીકળે છે. થોડાજ સમય ઉપર મુંબઇમાં છોકરીઓની નિશાળમાં ઇનામમાં અપાયલો એક ફકરો, કાંઇ પણ વધારે વિવેચન કરવાની જરૂર રહ્યા સિવાય હીન્દુસ્થાનમાં સ્ત્રીની જીંદગાની કેવી હોય છે, તેનો ચીતાર આપશે. "જે સ્ત્રી પોતાના ધણીને પસંદ પડે, તેવો જવાબ આપે છે, તે સ્ત્રી ગામડામાંનો રખડતો કુતરો થશે; તેનો શીયાલનો અવતાર થશે. અને ઉજડ જંગલમાં તેને રહેવું પડશે. જે સ્ત્રી પોતાના ધણીને ખવરાવ્યા સિવાય સારી વસ્તુ ખાશે, તેને ઘુવડનો અવતાર થશે. અને એક પોલા ઝાડમાં તેણે રહેવું પડશે. જે સ્ત્રી પોતાના ધણી વગર એકલી ફરે છે, તેનો ભુંડનો અવતાર થશે. તે સ્ત્રી બીજા અવતારમાં મુંગી જનમશે. જે સ્ત્રી પોતાના ધણીના કુટુંબીઓને ધિઃકકારે છે તે સ્ત્રી, હવે પછીના જન્મોમાં છછુંદરનો અવતાર લેશે, અને ગંદા સ્થળમાં રહેનારી થશે."

## ગ્રીસ અને રોમ દેશની સ્ત્રીઓ.

ગ્રીસ અને રોમના પુરાતન સમયમાં સ્ત્રી જાતીને પુરૂષનાં કરતાં ઘણી ઉતરતી પંકતીની ગણવામાં આવતી હતી. અને તેને

માટે લખાણોમાં ઘણું નહિ છાજતું લખાયું છે. પુરી વાઇડીએ જે પ્રકારે સ્ત્રી જાતીનું વર્ણન આપેલું છે, તે ઉપરથી તે સ્ત્રીનો ધિક્કારનાર તરીકે ઓળખાતો હતો. અને એરીસ્ટો ફેનીસનાં લખેલાં શોકજનક નાટકોમાં સ્ત્રી જાતી પ્રત્યે કટાક્ષ ભાવના દર્શાવેલી છે. સામાન્ય રીતે કહેતાં સદ્‌ગુણી ગ્રીક સ્ત્રીની હાલત ઘણી ઉતરતી હતી. તેને નાની વયમાંજ પરણાવી દેવામાં આવતી, તેથી તે હમેશાં તાબેદારી નીચેજ રહેતી હતી; પ્રહેલાં તો માબાપનેજ આધીન રહેવું પડતું, જેઓ પોતાને યોગ્ય લાગે, તે ઠેકાણે તેને પરણાવી દેતાં; પછી તેને પોતાના ધણીને આધીન રહેવું પડતું. અને પોતાના વૈધવ્યના સમયમાં પોતાના પુત્રો અને કુટંબીઓના તાબામાં રહેવું પડતું. સ્ત્રીઓને ચુસ્તપણે તેમના ઓરડામાંજ ગોંધી મુકવામાં આવતી હતી. અને તેમને પોતાના ધણીની એક એવા પ્રકારની મિલ્કત તરીકે લેખવામાં આવતી હતી, કે મૃત્યુને સમયે તેઓ પોતાની ઇચ્છામાં આવે, તેને હવાલે પોતાની સ્ત્રીને સોંપી જઇ શકતા હતા. અને આ બાબતમાં તો તે પ્રજાના તત્વજ્ઞાનીઓ પણ તે દેશના આણુસમજુ વર્ગના જેવાજ હતા. એરીસ્ટોટલે સ્ત્રી જાતીને જે સ્થાન આપ્યું છે, તે છુટા (આઝાદ) માણસ અને ગુલામ એ બેની વચ્ચેનું છે; જ્યારે પ્લેટોએ એવો બોધ કર્યો છે, કે "સ્ત્રીનો સદ્‌ગુણ એ છે કે" તેણે ઘરને વ્યવસ્થામાં રાખવું. ઘરની બહાર જવું નહી, અને પોતાના ધણીનો હુકમ માનવો."

રોમન ઘર સંસારની જીંદગાની પણ કાંઇ વિશેષ સારી નહિ હતી. પ્રજાસત્તાક રાજ્યમાં લોકોને ઉત્પન્ન કરનાર એક સગવડતા તરીકે તેને ગણવામાં આવતી હતી. અને લગ્નને જાહેર ફરજના, એક ખુશીના ભોગ તરીકે લેખવામાં આવતી હતી. ઓગસ્ટસે વેસ્યાગમનને ન્યાયયુકત ઠરાવ્યું હતું. સેનેકાએ પોતાના સમયની

સ્ત્રીઓને સંબંધે ઘણા જોસવાળા તિરસ્કારથી લખાણ કરેલાં છે. અને મેત્રેલસ કહે છે કે—"જો કુદરતે એવી ગોઠવણ કરી હોત, કે પુરૂષ સ્ત્રી વગર રહી શકયો હોત, તો તેને એક કંટાલા ભરેલા સાથીથી છુટકારો મળત" રોમન કુટંબનું બંધારણ એવી જાતનું હતું, કે ઘરના વડાની સ્વતંત્રા સત્તા હતી. પોતાની સ્ત્રી અને છોકરાં ઉપર જીંદગાની અને મોતની સત્તા તે ધરાવતો હતો. અને સ્ત્રીને ગમે ત્યારે બાતલ કરી શકતો હતો.

## સ્ત્રી આ જગતની કાર્યવાહિની દેવી!

બંધનમાંથી મુકત કરેલી સ્ત્રી જાતીની કદર જાણવી, અને નવા બોધની સેવામાં પરાયણ થયેલી સ્ત્રીની પીછાણ કરવી, એ શરૂઆતના ક્રીસ્ચીયન ધર્મનો ઘણો મનોરંજક ભાગ છે. ધર્મ ગુરૂઓ તેમજ સ્ત્રી વર્ગનાં ઉપદેશકોને એક સરખી રીતે માન તથા મરતબો આપવામાં આવતો હતો. રોમન ધર્મના મહાત્મા પોલની બંદગી કરવામાં ધર્મ ગુરૂઓની સાથે ત્રાઇફીના અને ત્રાઇ-ફોસા પણ ભાગ લેતાં હતાં. સેંટ જોન એક યોગ્ય સ્ત્રી પ્રત્યે પત્ર લખી ગયા છે. તે પત્રમાં માન અને વિશ્વાસમાં વચનો ભરેલાં છે. સંચરીયાના દેવાલયની ધર્મ ગુરૂ ફીબી, ઘણા માણસને, અને ખુદ સેંટ પોલને પણ મદદ આપનાર તરીકે વર્ણવવામાં આવી છે. જ્યારે ફીલીપીના દેવાલયમાં ઉમદા કામ કરનાર તરીકે યુઓડીઆસ અને સીનટીચે પ્રત્યે ઘણીજ નરમાશ તથા ભાઇને છાજતી નીમકહલાલીથી સંબોધન કરવામાં આવ્યાં છે.

ઇશ્વરના પ્રથમ મહાત્માઓની જીંદગી સાથે ભકતીમાન સ્ત્રીઓની પ્રકાશિત સંકળાના બંધ થઇ જતી નથી. પરંતુ તેથી ઉલટી રીતે તેમની અસર અન્ય ધર્મના લોકોમાં પણ ફેલાતી અને તે લોકોના

જખમને રૂઝ લાવવામાં અને તેમનાં દુઃખો દુર કરવામાં કામે લાગતી હતી. જુઓ, તે દુઃખી ઘરની અંદર હું એક સ્ત્રીને દીવો ધારણ કરેલી જોઉં છું. જે દીવાના ઝાંખા પ્રકાશમાં એક ઓરડામાંથી બીજા ઓરડામાં જાય છે, અને સુખમય સ્વપ્નમાં બને છે, તેવી રીતે ધીમે ધીમે તે વાચા રહીત સહન કરનારી, પોતાનો પછડાયો દીવાલ ઉપર પડે છે, તે પડછાયાનું ચુંબન લેવાને પાછી ફરે છે.

પડી ભાગતી રોમન સૃષ્ટિના ઘાતકીપણા અને દુર્ગુણોમાં સેવા પરાયણ સ્ત્રી જાતીનું ઇશ્વર કૃપાથી વચ્ચે આવવું થતું હતુ. તેનો ઇશારો કરતાં, યુરોપીઅન નીતિના ઇતીહાસ નામના ગ્રંથમાં લેકી કહે છે કે– ધાર્મીક લાગણીઓમાં પુરૂષના કરતાં સ્ત્રી જાતી અધીકતા ધરાવે છે. તેથી અને જે ધર્મે તેના સ્થાપક પ્રત્યે જાતીયમાન ધરાવવું એ મુખ્ય ફરજ ગણી હતી, તે ધર્મ પ્રત્યેકનું સ્ત્રીઓનું સ્વભાવિક ખેંચાણ હતું તેથી અને જે ધર્મ તેમને અગાઉ નહિ ભોગવેલો મોભો અર્પણ કર્યો હતો, અને તેમના જાતીય સદગુણોની અતીશય ખીલવણી કરી હતી, તેથી રોમન શેહેનશાહાતને ફેરવી નાંખવાના કામમાં તેમને અગ્ર સ્થીતી પ્રાપ્ત થઇ હતી. વિચારની બીજી કોઇ પણ અગત્યની બાબતમાં, સ્ત્રી જાતીની અસર એટલી બધી સત્તાવાર અગર સ્વીકાર થયેલી દેખાતી નહિ હતી. લોકો ઉપર ત્રાસ વર્તાવવામાં આવતો હતો, તે સમયમાં, આત્મ ભોગ આપનારાઓની સફમાં સ્ત્રી વર્ગ ઘણી અગ્ર જગ્યા રોકે છે. અને સ્ત્રી જાતી દેવળ તરફ તતપરતાથી જે વલણ લેતી હતી, તથા પોતાના કુટુંબના પુરૂષો કરતાં વધારે અસર કરતી હતી, તે વાતની ખાત્રી ખ્રીસ્તી ધર્મના અને તે ધર્મથી નીરાળા રહેલા લેખકો સાક્ષી આપે છે. સેન્ટ ઓગસ્ટાઇન, ક્રીઝોસ્ટમ,

સેંટ બેસીલ, સેંટ ગ્રેગરી નઝીયાનઝેન, અને થીઓડોરેટની માતાઓએ પોતાના પુત્રોને નવા ધર્મમાં લાવવાને અગ્રેસર ભાગ ભજવ્યો હતો. કોન્સ્ટ ટાઇટની માતા સેંટ હેલીના, મહાન થીઓડોશીયસની વત્ની ફ્લાસીલા, નાના થીઓડોશીયસની બેહેન સેંટ પુલેચેરીયા, અને ત્રીજા વેલેન્ટાઇટનની માતા એસીનયા, ધર્મનાં સંરક્ષણ કરનારાઓના ઘણા આગેવાન લોકોમાંના હતાં. સાધુપણાની જીંદગી ગુજરવામાં પુરૂષના કરતાં સ્ત્રી કાંઇ કમતી હતી. તો તે બહુજ થોડી કમતી હતી. જ્યારે ઉદારતાનાં કાર્યોમાં તેઓ ઘણી આગળ પડતી હતી એ કાર્યને માટે સ્ત્રી જાતી જેટલી યોગ્ય છે, તેટલી બીજા કોઇ પણ ચંચળતાઇવાળા કાર્યને માટે તે યોગ્ય નથી. અને જોકે આપણે ઘણા પૂર્વ કાળથી ભિન્ન ભિન્ન ધર્મો અને સમયની અંદર દુઃખી માણસોના દુઃખોને શાન્ત કરવાના ઘણા દાખલાઓ જોઇએ છીએ; તોપણ ખ્રીસ્તી ધર્મનો ઉદ્ભવ થયા પહેલાં, તેમની પ્રેરણા બુદ્ધિ અને ઉતારતાની બુદ્ધિ એ કાર્યને માટે સંપુર્ણ વિકાસ પ્રાપ્ત કર્યો નહિ હતો. ફેબીઓલા, પોલા, મેલેનીયા, અને બીજી કેટલીએક ખાનદાન સ્ત્રીઓએ, દયાનાં મહાન કાર્યો યોજવામાં પોતાના વખત અને દ્રવ્યનો ખાસ કરીને ભોગ આપ્યો હતો. અને તેમાંનાં કેટલાંક કાર્યો તો એવી જાતનાં હતાં, કે જે તે વખત પહેલાં જગતમાં જણાયલાં નહિ હતાં, શેહેનશાહ બાનુ ફ્લાસીલા, ઇસ્પીતાલમાં પોતાને સ્વહસ્તે દરદીઓની આરવાર કરતાં હતાં, અને તેવાં કાર્યો કરવાની તત્પરતા એક ખ્રીસ્તી ધર્મની સ્ત્રીની પહેલી ફરજ, લેખવામાં આવતી હતી.”

અને આવી રીતે તે દંપદ (દમ્પત્તિ) સમયના છેડા ઉપર, એક બીજાને પડખે બેસે છે. તથા પોતાની સર્વ શક્તી એકઠી કરી રાખે છે. તથા ભૂતકાળનાં કાર્યોનો ભોગ કરે છે. અને ભવિ-

"અકાળનાં બીજ વાવે છે. દરેક પોતાનું માન જાળવે છે, અને બીજાને માન આપે છે. જોકે ભકતીપણામાં ભિન્ન છે, તો પણુ એક બીજા પ્રત્યે સ્નેહ બતાવનારાં તે એકાત્મયુકત છે.

પછીનાં વર્ષોમાં સ્ત્રીઓનું આગળ વધવું. જ્યારથી સ્ત્રી જાતીને ક્રીશ્ચીઅન ધર્મની સત્તાથી બંધનમાંથી મુક્ત કરવામાં આવી, ત્યારથી સ્ત્રી જાતીનો ઇતીહાસ સ્થાઈ વૃદ્ધીનો જોવામાં આવે છે. આધુનીક વર્ષોમાં સ્ત્રી જાતીએ કરેલા વધારા સંબંધી ઘણું લખી શકાય. કે જે ઉપરથી ઉત્તેજન તથા ચાનક મલ્યા વગર રહે નહિ.

ચાર સૈકા ઉપર માર્ટીન લ્યુથરે પોતાના એક મિત્રની પુત્રી ગુજરી જતાં તે પ્રસંગે લખેલા દીલાસાપત્રની શરૂઆત એવા શબ્દોમાં કરી હતી કે—"ધર્મ સુધારણાનો સીંહ જો આપણી મુલાકાત હાલ ફરી લઇ શકે, તો તે પોતાનો અભીપ્રાય ફેરવે. અને એવા નીર્ણય ઉપર આવે, કે આ દુનીયાં બાળકીઓને માટે ઘણી આનંદદાયક દુનિયાં છે. એવું માને."

સ્ત્રી જાતીને માટે છેલ્લા દાયકામાં વિશાળ અને મુદ્દાના અનેક ફેરફાર થયેલા છે. તેમની જીંદગી અને વર્તનના સમય સ્વરૂપમાં ફેરફાર થઇ ગયો છે. પ્રથમના સમયનો વિચાર એ હતો, કે સ્ત્રી જ્યારે પોતાની શકતી, પુરૂષ વર્ગની શકતી સાથે મેળવી દે, ત્યારે પણ સ્ત્રી, એ સ્ત્રીજ છે. તે અવાજ નથી, પણ અવાજનો પડઘો છે. તે બીજાને આધારે રહેલી છે. અને એકલી ઉભવાને અશકત છે. તે "એક કમ તાકાત વહાણુ" છે. જેનું કામ, સેવા બજાવવી અને સત્તાને આધીન રહેવું એટલુંજ છે. તેનું શરીર શોભાયમાન છે, પણ તેનામાં વિશેષ શારીક કૌવત નથી. તે એક ઝાંખા આત્મા અને બુદ્ધિના છૂટા છવાયા તારાના જેવા

ચળકાટના જેવી છે. જે ચળકાટ મનોવૃત્તીના ધુમસમાં દેખાતો બંધ પડી જાય છે—આવી ગણત્રી સામાન્ય રીતે સ્ત્રી જાતીની થતી હતી.

શરીર અને આત્મા એ બન્નેમાં તે માત્ર પુરૂષ વર્ગના એક પેટા વિભાગ તરીકે હતી. તેની મોટામાં મોટી મોહીની એ ખુબસુરતી હતી અને અવિચારી પ્યારથી તે જીતી તથા તાબામાં લઈ શકાતી હતી. તેનો સર્વથી ચડતો સદ્દગુણ એ ગણાતો હતો, કે તેનો ધણી જે કાંઈ આજ્ઞા કરે, તેને કંઇ પણ આનાકાની વગર તાબે થવું. તેનું યથાર્થ વર્ણન ચોસરે પોતાના "ગ્રીસેલ્ડા" ના પુસ્તકમાં અને ટેનીસને પોતાના "એનીડ" ના પુસ્તકમાં કરેલું છે; સ્ત્રી જાતી, પોતાનું પ્રારબ્ધ કાંઇ પણ ગણગણાટ કર્યા વગર સ્વીકારતી હતી. કેથેરાઇને પોતાના ધણી આઠમા હેનરી રાજાને કહયું હતું, કે "ખરૂં શું છે, તે આપ સારી રીતે સમજી શકો છો, તેમ હું પણ આ વાતથી અજ્ઞાન નથી, કે અમો સ્ત્રી જાતીના ઉપરી તરીકે પુરૂષ વર્ગને ગણી તેના તાબામાં રહેવાને સૃષ્ટીની શરૂવાતમાં, કઇ ખામીઓથી નીર્માણ થયેલાં છીએ; અને જેવી રીતે ઇશ્વરે પુરૂષ વર્ગને પોતાના જેવા આકારનો કર્યો છે, તેવીજ રીતે તેણે પુરૂષમાંથી સ્ત્રીને બનાવી છે, અને પુરૂષના તાબામાં સ્ત્રીએ રહેવું જોઇએ."

ટેનીસનના પુસ્તક "પ્રીન્સેસ" માં "કરડો રાજા" જેની ટીકા થઇ શકે નહિ, અને જે માટે ઉદ્દગાર કહાડી શકાય નહિ, એવી ખાત્રીથી જ્યારે નીચે પ્રમાણે કહે છે, ત્યારે ભૂતકાળ સંબંધી પોતાનો વિચાર વાસ્તવીક રીતે જણાવે છે.

જેવી રીતે જગતના સ્થંભો અને સર્વ વસ્તુનો પાયો સુસ્થાપીત હોય છે તેરી રીતે આ વાત સુસ્થાપીત છે. અટલે કે રણ-

સંગ્રામ માટે પુરૂષ અને સગડી માટે સ્ત્રી સરજાયલી છે. પુરૂષ તલવારને માટે અને સ્ત્રી રસોઇને માટે બનેલી છે. પુરૂષમાં બ્હાદુરી અને સ્ત્રીમાં અંતઃકરણની નરમાશ વાસો કરે છે. પુરૂષ આજ્ઞા આપનાર અને સ્ત્રી તે આજ્ઞા ઉપાડનાર છે. બાકી સઘળો ગુંચવાડો છે.

## સ્ત્રી જાતીનો બળવો.

એ આપખુદ ધોરણની સાથે સ્ત્રી જાતીએ હવે બળવો ઉઠાવ્યો છે. સાંપ્રતકાળના સંસારીક સુધારાનું પ્રત્યેક પગલું પુરૂષ તરફનો જુલમાટ શાન્ત કરનારૂં અને સ્ત્રી જાતીની હાલતને ઉંચ સ્થિતીમાં લાવનારૂં થયેલું સ.—તાત્પર્ય કે સમાન સોબતની નજીક લાવનારૂં નીવડયું છે. શરૂઆતમાં પુરૂષની મરજીનું હથીયાર, પછીથી પુરૂષની ખુશહાલીનું રમકડું, ત્યાર પછી તેના ગર્વનું સાધન, એમ ઉત્તરોત્તર સ્ત્રી જાતીની સ્થિતી થતાં, આખરે તે પુરૂષની જીંદગાનીની સ્વતંત્રી ભાગદાર, અને પુરૂષના મન તથા હૃદયની મિત્ર થવાની છે.

આ પ્રમાણે અગત્યનો અને જરૂરનો ફેરફાર થવાનું મુખ્ય કારણ એ છે, કે પોતાની જાતીય કીમત સ્ત્રીજાતી સમજવા લાગી છે. પોતાના જીવનની કીર્તી, સૌંદર્યતા અને ઉપયોગીપણું તે પોતે જાણી શકી છે. પુરૂષ જાતીની બરોબરીયા તરીકે તેમજ પુરૂષના જરૂરના સાથી તરીકે તે પોતાની યથાર્થ સ્થિત સમજી શકી છે. પોતાનું પ્રારબ્ધ સંપુર્ણ કરવાને માટે હરેક પ્રકારના સુસાધનોનો ઉપયોગ કરવાને માટે તે પોતાના સમાન હકનો દાવો કરે છે. તે પોતાના આત્માનો કબજો ધરાવનાર છે, એવી સ્થિતીએ ચડતી જાય છે.

કેળવણીની સુધરેલી પદ્ધતીએ પણ સ્ત્રી જાતીની સામાજીક અને માનસિક ખીલવણી કરવામાં ઘણો ભાગ બજાવ્યો છે. પચાસ વર્ષ અગાઉની સ્ત્રીને અપાતી કેળવણી ઉપરછલી, નજીવી અને છોકરાંસાઇ હતી. છોકરીઓને અર્ધી કેળવણી પણ આપવામાં આવતી નહિ હતી. તેમનાં મન તેમની સ્વભાવ, જન્મ, શકતી અને સોંદર્યતાનો અર્ધ હીસ્સો પણ બતાવી શકતાં નહિ હતાં. તેમની પાસેથી છીનવી લેવામાં આવતો હતો. તેમને મળતી કેળવણી પુરૂષને અપાતી કેળવણી માત્ર દરજ્જામાંજ નહિ, પણ પ્રકારમાં પણ જુદી પડતી હતી. અને તે હાલની ભાષાઓનું થોડું ઘણું જ્ઞાન અને થોડા સુંદર હુનરોના જ્ઞાનમાંજ સમાવેશ કરતી હતી. વળી તેમની સ્વભાવિક લાયકાત વિષેનો પણ બરાબર રીતે વિચાર કરવામાં આવતો નહિ હતો. જે બાળાને રાગ રાગણી શું વસ્તુ છે? તેનો કાંઇ ખ્યાલ નહિ હતો. તેવી બાળાઓને દરરોજ એક કલાક સુધી પીયાનો વગાડવાનું કામ કરવું પડતું હતું. એ પ્રમાણે થવાથી તે એક વેઠની પેઠે બજાવવામાં આવતું હતું. વળી કેટલીક બાળાઓ જેમને આકૃતી કિંવા રંગનું કાંઇ જ્ઞાન નહિ હતું. તેમને ચીત્ર તથા રંગ દેવાનું કામ સોંપવામાં આવતું હતું. તે કામ એના જેવું થતું, કે એક ફુલ જોયા સિવાય ઝાડ પાન વિદ્યા શીખવી, એક પણ તારો જોયા સિવાય ખગોળ વિદ્યા શીખવી, એક માટીનું ઢેફું અથવા પથ્થરને હાથ અડકાડયા સિવાય ભુસ્તર વિદયા શીખવી.—તાત્પર્ય એટલુંજ કે મીત્રાચારી, પ્યાર કિંવા ઘર સંબંધી અર્ધા ડઝન જેટલા નીબંધ લખવા, ઇતીહાસની થોડી તારીખો અને રાજાઓનાં થોડાં નામો ગોખીને ભેજામાં ભરવાં, અને તેલ અથવા પાણીના રંગથી થોડા ઘણાં ચીત્ર કાઢવાં એટલામાં, તેમની કેળવણી સમાઇ જતી હતી. સ્ત્રી જતીની કેળવણી આવા પ્રકારની હતી—એટલે કે તે કંઇ પણ

વસ્તુ આકાંક્ષા, કે કોઇ પણ જાતના અમુક આશયથી રહીત હતી. આવી જાતનું શિક્ષણ, સ્ત્રી જાતીની બુદ્ધી સંબંધી બારીકી અને અને નાજુકાઇ વાળી ખ્યાતી બહાર લાવવાને બદલે, તેને નજીવી વાતમાં વેગમાં આવી જનારી કરતી, અને માત્ર વાર્તા વાંચવા ઉપરાંત બીજા કોઈ પણ પ્રકારની વિદ્યામાં તેની અભીરૂચી થતી નહિ. પરંતુ સુકુમાર યુવતી એક જીવનવાલી પુતળીની જીંદગીના જેવું તેનુ જીવન થઇ પડતું હતું.

ફ્રાન્સીસ પાવર કોબે યુક્તીથી કહે છે કે ગયા દાયકામાં સ્ત્રી જાતીને ઉંચી કેળવણી આપવાના સવાલ સંબંધમાં ઘણા પુરૂષોનું કેવું વર્તન હતું. તેનો સાર આ શબ્દોમાં આપી શકાય. "હે સ્ત્રી જાતી, સાવચેત રહેજો. તમે નાશ પામવાની કિનારી ઉપર છો. આજ સુધી તમે તમારી કમર પાતલી કરવાના કામમાં રોકાયાં હતાં; હવે તમે તમારાં મનને ખીલવવાનો પ્રયત્ન કરો છો. બોલ રમવાના ઓરડાઓની ગીચ હવામાં હાલ સુધી તમે નૃત્ય કરતાં હતાં; હવે તમે તમારો સવારનો સમય અભ્યાસમાં ગાળવાની શરૂઆત કરો છે.

"હાલ સુધી તમે તમારા મનોભાવને નાટક તથા ગાયનથી તેમજ ફ્રેન્ચ નાટકો અને ફ્રેન્ચ વાર્તાઓથી જાગ્રતી આપતાં હતાં; અને હવે તમો ગ્રીક ભાષા શીખવામાં અને યુકલીડનાં સીદ્ધાંતો ગણવામાં તમારી બુધ્ધીને કામે લગાડો છો! ચેતતાં રહેજો, અરે ચેતતાં રહેજો. શાસ્ત્ર એવું કહે છે, કે જે સ્ત્રી **ભણે** છે, તે હાથથી ગઇ, એમ સમજવું!"

કેલીફોર્નીયામાં જ્યારે ચીનના એક અમલદારને એવું કહેવામાં આવ્યું, કે ઇન્ગ્લાંડ અને અમેરીકામાં સર્વ સ્ત્રીને લખતાં વાંચતાં શીખવવામાં આવે છે, ત્યારે તેણે વિચારમાં પડી જઇને પોતાનું

માથું ધુણાવ્યું. અને ખેદ સુચક નીસાસો મુકીને કહ્યું કે " જો તેને લખતાં વાંચતાં આવડતું હશે, તો આગળ જતાં તેઓ પુરૂષનાં જેવાં થઇ જશે.

પરંતુ આ મુર્ખાઇ ભરેલા વાંધાઓની દરકાર રાખ્યા વગર હાલના નજીકના સમયમાં એમ ચોકસ થઇ ગયું છે, કે આપણી કુમારીકાઓને વધારે સંગીત, વહેવારોપયોગી, અને વધારે જરૂરની કેળવણી આપવી.—અને તે એવી કે જેથી વર્તનની મજબુતી, આત્મબળ અને જીંદગાનીની કુશળતા ખીલી શકે. એવી અપેક્ષા રાખવામાં આવે છે, કે તેમને તેમના ભાઇઓનાં જેટલીજ છુટ સાથે કેલવણી મળવી જોઇએ—એટલે કે પોતાની શકતી જાણવી, ખાસ પોતાની ફરજો સમજવી; જીંદગાનીમાં પોતાનો રસ્તો મુકરર કરી લેવો: અને જરૂર પડે તો પોતાની રોજી પોંતે કમાઈ લેવી.

આ સામાજીક ફેરફારનાં પરીણામો ધારણા ઉપરાંત વધારે લાભદાયી નીવડયાં છે. એક અગત્યનું પરીણામ તો એ આવેલું છે, કે મનની ખીલવણીની સાથે શરીર સુધારણા પણ સંપાદન થઇ શકી છે. ડાકતર રીચર્ડસન કહે છે કે " આ ફેરફારને લીધે સ્ત્રી જાતીની તન્દુરસ્તી ઘણું કરીને સુધરતી જાય છે: સ્ત્રીઓમાં લોહીની ખામી ઓછી દેખાય છે. આગલી કથા લખનારાઓ જેને મુર્છા આવવી કહેતા હતા, તે પણ ઓછી દેખાય છે. સુસ્ત, નાની વાતમાં લાગણી થઇ આવવી, હીસ્ટીરીઆ અને છેવટમાં સામાન્ય નબળાઇ એ સઘળું ઓછું થયેલું છે. ટુંકામાં સ્ત્રી જાતી આગલા વખતમાં હતી, અને તેનાં કરતાં વધારે મજબુત થઇ છે. કૌવતનાં આ વધારાની સાથે તન અને અવયવની ખીલવણીમાં પણ વૃદ્ધી પામી છે. તે ખોડખાપણવાળી થોડી જોવામાં આવે છે. કમાન જેવો વાંસો, કબુતરની આકૃતી જેવું પેટ, પ્રમાણમાં નહિ

એવા અવયવ. પાતળું નબળું શરીર, નાનો અને જોઇએ તેવા ઘાટ વગરનો ડોળો, નાની આંખો, કાનનો બ્હાર દેખાતો બદસુરત ભાગ—એ સઘળા ભાગો વધારે સારા અને ઘાટઘુટવાળા થયા છે. સ્નાયુઓ પણ વધારે સપ્રમાણ અને બરાબર ખીલેલાં બન્યા છે. અને આવા સુધારાની સાથે સ્ત્રી જાતીમાં એવા નમુનાઓ થવા માંડયા છે, કે જેઓ યોગ્ય સમયમાં પુરાતન ગ્રીક લોકમાં થઇ ગયેલી સુંદરમાં સુંદર સ્ત્રી સાથે હરીફાઇ કરી શકશે, કે જે ગ્રીકના નમુના તેમની વીદ્યા હુનરની ખીલવણીએ આપણા અધ્યયનને માટે માટે જાળવી રાખ્યા છે."

પોતાની જાતની બીજાના આધાર વગર કાંઇ પણ થઇ શકે નહિ, તેમાં સ્ત્રી જાતીના ગુણ અને સુંદરતા ગણવામાં આવતી, અને પોતે પોતાનાજ આધારથી પોતાનું કામ કરી શકે, તે ગુણ સ્ત્રીને માટે નહિ છાજતો ગણવાનો જે જુનો વિચાર ચાલતો હતો, તે ઉડી ગયો છે—જ્ઞાન, વિચાર શકતી, કૌવત અને કુશળતા, એ પુરૂષમાંજ હોઇ શકે, એવી ગણના હવે જતી રહી છે. તેમ સ્ત્રીમાં તો અર્ધ જ્ઞાન, અવિચારી જુસ્સો, નબળાઇ અને ઉપરછલું કામ કરવાની રીતી હોવાં જોઇએ. તે વાત પણ જતી રહી છે. મનના ફાંટા પ્રમાણે વર્તનારી, ક્ષણીક વૃત્તીની અજ્ઞાન અને ખંતથી કે અવીચ્છીન ધ્યાન રાખીને કંઇ કામ કરી શકે નહિ, 'એવી સ્ત્રીની જગ્યાએ, બુદ્ધીશાળી, ન્યાય પરાયણ, દ્રઢ વિચાર કરનારી તથા એક માતા એક ઘરની માલીક તથા આ જગતના એક શેહેરી તરીકે જે કાંઈ તેણે જાણવું જરૂરનું છે, તે દરેક વિષયમાં કુશળતા ધરાવનારી સ્ત્રીઓ ઉદભવી છે.

સ્ત્રી જાતીએ જુના વખતનું પોતાનું બીકણપણું તજી દીધું છે. અને નવી છુટ મેળવી છે. તેણે બુધ્ધી સંબંધી છુટકારો

મેળવ્યો છે. અને બુધ્ધીશકતીના કાર્યમાં દરેક પ્રકારના પુરૂષના જેટલીજ આગળ પડતી દેખાઇ આવી છે. તેણીને માટે જે કાર્યો ખુલ્લાં છે, તેની શાખાઓ વીસ્તૃત થઇ છે. અને સંખ્યામાં વધી છે. કામકાજ માટેની તેની યોગ્યતા પુરતી રીતે પુરવાર થઇ ચુકી છે. નવી યોજના ઘડી કાઢવામાં અને અમલમાં લાવવાની તેની ચાતુરી જગતની દૃષ્ટી ઉપર દેખાઇ આવી છે. તેની સાથે જે સદગુણોએ સર્વ કાળમાં તેણીને જન સમાજની કર્તા તથા રક્ષણ કરનાર બનાવી છે, તે સદગુણો તે સાચવી શકી છે.

હે સ્ત્રીઓ! જે જુની દંતકથાઓ સ્ત્રી જાતીની બુધ્ધીને હાનીકારક થાય છે. તે દંત કથાઓની સાંકળ બાજુએ ફેંકી દેવાનું કાર્ય હજી તમારે કરવાનું રહે છે. હે પુરૂષો? સ્ત્રીઓને સારી સ્થિતીએ પહોંચવાના કાર્યમાં તમોએ મદદ આપવાની છે. આ શરત આગળ વધેલા તબક્કામાં છે. નાની વયની ઇર્ષાઓ પાછળ છોડી દો એક બીજાં વધારે સાચી અને ઉંચી પ્રીતિ પ્રત્યે લક્ષ રાખો. એવી દેહેશત રાખશો નહિ કે સ્ત્રી જાતીને તેમની માંગણીઓ મળી ગયેથી તે પોતાનો જાતીય-ગુણ એટલે કે મૃદુતા છોડી દેશે, અથવા તો તેઓ સમજણાં થયાં તેથી તમને ઓછાં ચાહશે. પરંતુ ઉભા થાઓ, અને કહો કે—"હવે પછી અમો એક બીજાને સાહયતા આપીને સંપૂર્ણતા મેળવવાનો પ્રયત્ન કરીશું.

## નવિન સ્ત્રી વર્ગ.

તોપણ જ્યારે અમે ભૂતકાળમાં જે બંધનો સ્ત્રી જાતીની ઉન્નતીમાં આવરણ રૂપ થતાં હતાં, તે બંધનમાંથી તેણીના થયેલા છુટકારાને સંપૂર્ણ રીતે પસંદ કરીએ છીએ, અને જે લોકો સ્ત્રી જાતીની "મોહક લાચારી" (કંઇ પણ કાર્ય કરી શકવાની અશકતી,) અને તેની "ખેંચાણ કરનારી ઉપર ટપકે કામ કરવાની

રીતી," ની તારીફ કરનાઓ છે. તેમની સાથે અમે સંમત્ત થતા નથી. તો પણ હાલમાં "સ્ત્રી જાતીની સમાનતા" વિષે જે બુમ ચાલી રહી છે, તેની સાથે અમારો મજબુત વાંધો છે. કેમકે તે કાર્ય પુરૂષ વર્ગની સાથે સ્ત્રી જાતીને નહિ માફક આવનારી સ્પર્ધામાં મુકનારૂં છે.

સ્ત્રી જાતી માટે કેળવણી ગમે તેટલું કરી શકે, તો પણ જે ગુણોમાં સ્ત્રી જાતીની ખુબી રહેલી છે, અને જે ગુણો તેણીને સર્વથી અગત્યની શકતી આપનાર છે, તે ગુણોથી તે કદી પણ વીહીન થવી ન જોઇએ. કેળવણી આપવી, એનો અર્થ એવો થતો નથી, કે ફેરફાર કરી નાંખવો. પરન્તુ તેનો ખરો અર્થ એવો છે, કે બહાર દોરી લાવવું. સ્ત્રી જાતીમાં જે ખાસ ખાશીયત રહેલી જરૂરની છે, તેમાં કેળવણી આવરણ રૂપ થવી ન જોઇએ; પરંતુ તે ખાશીયતોને બની શકયા પ્રમાણે ઉમદા રીતે વીકાસ આપનારી થવી જોઇએ. "સ્ત્રી જાતીની ઉન્નતી" નામની કાબેલીયતથી લખેલી ચોપડીમાં મીસીસ ડેવેરોએ લખેલા શબ્દો વાસ્તવીક રીતે ખરા પડે તો ઘણીજ દુઃખદાયક સ્થિતી થઇ પડે. તે કહે છે કે સ્ત્રી જાતી બુદ્ધીશાળી થઇ છે, પરંતુ તે આનંદ આપનારી હતી, તે બંધ પડી છે. અને તેણીની બુદ્ધીની જે કંઇ ખીલવણી થઇ છે, તે શરીરની દરેક સૌંદર્યતા અને રીતભાતની ખુબીને ભોગે થયેલી છે."

પોતાના સોનેરી વાળ સાથેની મધુર કુમારીકા ગ્રેજયુએટો, જો પોતાની જાતીને છાજતા વર્તનથી વિખુટી થાય, અને પુરૂષ-સ્ત્રીની ઉતરતી કોટી નીવડે, તો તેઓ એક આર્શીવાદ કરતાં એક શ્રાપના જેવાં થશે. સ્ત્રી અને પુરૂષ જાતની સમાનતા એ વાત કુદરતના ક્રમને બંધબેસ્તીજ નથી. પુરૂષ અને સ્ત્રીને એક બીજાને

માટે, બનાવેલાં છે, અને એક બીજાના જેવાં બનાવ્યાં નથી. સ્ત્રી જાતી પુરૂષની પ્રતીસ્પર્ધી થવાને સરજાયલી નથી. પરંતુ પુરૂષ અંગને પૂર્ણ કરનાર એક ભાગ છે. જે અવિચારી મુર્ખાઇ, સુધારાના નામ નીચે, પુરૂષ અને સ્ત્રી જાતી વચેના સંબંધનો ફેરફાર કરવાને, હાલ સુધી જે સ્ત્રી જાતીની મર્યાદા ગણાતી આવે છે, તેમાંથી તેણીને છુટી કરવાને, અને તેણીને પુરૂષની મદદ કરનારી કરતાં તેની સાથે સ્પર્ધામાં ઉભનારી કરવાને કોશીસ કરે છે, તેમની સાથે અમે સંમત નથી.

સ્પર્ધા અને સમાનતાના દાવા માટે, આ જેનું શીક્ષણ હાલના જમાનાની "આગળ વધતી સ્ત્રી જાતી" અમને અરૂચીકર કરે છે. આવી જાતની થોડીક સ્ત્રીઓ, ખરેખર આપણને ડર આપવાને ઉભી થયેલી છે. પરંતુ તેમની સંખ્યા બહુજ ઓછી છે. જે "નવી" અથવા "સુધરેલી સ્ત્રી" ની આપણા વચેની હાજરી અમે વખોડીએ છીએ. તે એવી સ્ત્રી છે, કે જેણે પોતાની શરમાળ મૃદુતા અને સામાન્ય સ્ત્રીત્વને, નાપસંદ પડે તેવી છેલ્લી સલામ ભરી છે. તે પુરૂષના કરતાં ચઢીયાતી નહિ, તોપણ હરેક પ્રકારે સમાનતાને દરજ્જે ઉભે છે. તે એવો બોધ કરે છે, કે (ધણીને) 'તાબે થવું' એ શબ્દ લગ્નની ક્રીયામાંથી કાઢી નાખવો જોઇએ. પોતે ક્યાં જાય છે, અને ક્યાંથી આવે છે, તે ઇશ્વરની માફક પોતાના ધણીએ જાણવુંજ જોઇએ. તે વિષે તેણી વાંધો લે છે. અને પોતાની મરજી પ્રમાણે જવા આવવાનો પોતાના હકનો દાવો કરે છે. ઘર સંબંધી સઘળાં કામકાજને તે એક ગુલામગીરી સમાન ગણે છે. અને છોકરાંઓની સંભાળ લેવાનું કામ તેણીને એટલું બધું કંટાલો આપનારૂં થાય છે કે—જેમ કપડાં ધોવા આપીએ, તેવી રીતે તેમને બહાર મોકલી શકાય, અને તે સ્વચ્છ

થઈ આવે, ત્યારે પાછાં સંભાળી લેવાય. તે પોતાના ધણીના મીત્રો સાથે એટલો બધો પરીચય રાખે છે, કે જાણે તેઓ પોતાના પીતરાઇ ભાઇ થતા હોય–તેમનાં ક્રીશ્ચીયન (ટુંકા) નામથી તેમને બોલાવે છે, અને ભોજન પછી તેઓ બીડી પીતા હોય, ત્યાં પણ તેઓ સાથે બેસે છે.

હવે આ જાતની "નવી સ્ત્રી" અમને બીલકુલ પસંદ પડતી નથી. તે ધણી આપ–ખુદ હોય છે. તે આપણને ખુશી કરતી નથી; મદદ કરતી નથી, કિંવા આપણામાં ઉચ્ચ ભાવના પેદા કરતી નથી. કોર્ડેલીયા, જુલીયટ અને ડેસડીમોના જેવી સ્ત્રીઓથી આપણને સંતોષ છે, જે જાતની સ્ત્રી, આપણી માતા હતી, તેવી સ્ત્રીથી આપણને સંતોષ છે. સ્ત્રી જાતી, જગતમાં એક શકતીરૂપ થાય, તેટલા માટે તેણે સ્ત્રીત્વના ખાસ ગુણો તજી દેવા ન જોઇએ. જયારે સ્ત્રીને છાજતા ગુણો તે વિશય ધરાવનારી હોય છે, ત્યારે તે સહુથી વધારે સત્તાવાળી થઇ શકે છે. પોતાની આગળ પડતી આપખુદીથી તે આપણા ઉપર કાબુ ધરાવી શકતી નથી. પરંતુ પોતાની મૃદુતાની શકતીવાન તાકાતથી તે કાબુ ધરાવી શકે છે. તે આપણા ઉપર પોતાનો કાબુ બેસાડી શકે છે. તે પ્યાર, દીલસોજી અને નાજુક ભાગીયણપણાને લીધે છે.

એવું કહેવામાં આવે છે કે–જયારે મહારાણીનાં લગ્ન પ્રીન્સ આલબર્ટની સાથે થયાં, તે વખતે આર્કબીશપ ઓફ કેન્ટરબરીએ જયારે મહારાણીને પુછયું, કે "તમે રાજ્યકર્તા છો, તે કારણથી સર્વ લગ્નની ક્રીયામાં "તાબે રહેજો" એવો શબ્દ આવે છે, તે મ્હારે છોડી દેવો, કે શી રીતે? ત્યારે તેણે નરમાશથી જવાબ આપ્યો કે "નહિ, હું એક રાણી તરીકે પરણવા ઇચ્છતી નથી,

પરંતુ એક સ્ત્રી તરીકે પરણવા ઈચ્છું છું." આ શબ્દો તેણે કહયા, તે વખતે તે રાણીની સ્થીતીમાંજ હતાં.

ડાકતર પરસફોર્ડ પુરી સત્યતાથી કહે છે, કે "જ્યારે સ્ત્રીપણાને નહિ છાજની સ્ત્રીઓ જોરસોરવાળી અને અણઘડ રીતીથી પોતાના દરજ્જાથી વધારે હકનો દાવો રાખે છે, ત્યારે તેઓએ ઇશ્વરી છુપા ભેદનું જ્ઞાન ખોઇ દીધું. તે વાતની સાબીતી આપે છે. તેમનો સાથી અગત્યનો કાબુ તેઓએ છોડી દીધેલોજ ગણાય. તેમના પ્રત્યે ભકતી ભાવ રાખવાને બદલે આપણે તેમને દુર રાખવાને શરૂ કરીએ છીએ. સ્ત્રીની પવિત્રતા અને મૃદુતા. સ્ત્રીની ભલમનસાઇ અને ડહાપણ તેના આત્માના એકાંતપણામાં જેમ વધારે આચ્છાદાન થયેલાં અને અંદર રહેલાં હોય છે, તેમ ઇશ્વર તે વાતનો વધારે સ્વીકાર કરે છે. અને પુરૂપ વર્ગ તેમની કીમત પીછાણે છે; જ્યારે સ્ત્રી જાતી પોતાની મર્યાદાના સદગુણોથી, પોતાની હાજરીના સુવાસથી, અને પોતાની સર્વ શ્રેષ્ટ મૃદુતાથી અલંકૃત હોય છે, ત્યારે તે સઘળા પુરૂષોની ઉપર વીજય મેળવે છે. તે એક દેવી સમાન છે. તે જગતની એક શકતી, રાજ્ય સત્તા અને દોરનારી છે."

## સ્ત્રી જાતીનું ખરૂં કર્તવ્ય.

આ વાત હમેશાં યાદ રાખવી જોઇએ કે-શરીર અને મનમાં, લાગણી અને સદવર્તનમાં સ્ત્રી અને પુરૂપ સમાન છે, તોપણ સ્ત્રી જાતી, પુરૂપ કરતાં નીરાળો ભાગ ભજવવાને યોજાયલી છે. સુધારાનું વલણ સ્ત્રી જાતીની ઉન્નતી કરવા તરફ છે. પરંતુ ઉન્નતી થવી તે વાત, પુરૂપના જેવું થઇ જવું એ વાતથી, તદન જુદી છે. એકજ રીતભાત, એકજ આકાંક્ષા, એકજ શ્રમ અને એક સરખા જાહેર જીવનને બદલે જ્યારે પુરૂપ અને સ્ત્રીઓ, જીંદગાનીની

સખ્તાઇવાળી શરતમાં હરીફ અને પ્રતિસ્પર્ધી તરીકે બહાર પડે છે, ત્યારે સ્ત્રીપણું કે જેને અમે ઇશ્વરીપણાની વસ્તુમાં દેવદુત કરતાં થોડુંજ ઉતરતું ગણીએ છીએ, તે જતું રહે છે, અને તેમ થવ.થી આ જગતમાંનું મોહકપણું જતું રહે છે.

સમગ્ર રીતે જોતાં સ્ત્રીની તાકાત તેની બુદ્ધીમાં રહેલી નથી, પરંતુ તેના પ્યારમાં રહેલી છે. તેનું ઉંચામાં ઉંચું સ્થાન તે બજાર અથવા રાજ્ય નથી, પરંતુ કુટુંબ છે. કુટુંબને સત્ય, સંસ્કાર યુકત, સ્નેહશીલ અને વફાદાર તથા પવીત્ર રાખવું, એ કાર્ય રાજ્યતંત્ર ચલાવવાના કરતાં વધારે મહાન છે. અને તેમાં સ્ત્રીની સર્વ શકતી અને આખા જીવનની અગત્ય પડે છે. ઓલીવર ગોલ્ડસ્મીથ ઘણા ડહાપણવાળા અને અર્થયુકત શબ્દોમાં કહે છે કે—

"અંગબળ, રાજકાર્યને લગતી કુશળતા અને વિદ્યાને માટે પ્રખ્યાત થયેલી સ્ત્રીઓ, પોતાની ખાસ ફરજોને છોડી દે છે. અને પુરૂષોના હક ઉપર પેશકદમી કરે છે. જેમ સ્ત્રીને ઘટતું કાર્ય પુરૂષ કરે, તે ઇચ્છવા જેવું નથી, તેમ સ્ત્રી હરકયુલીસની ગદાનો ઉપયોગ કરવાનો પ્રયત્ન કરે, તે પણ ઇચ્છવા જેવું નથી. મૃદુતા-વાળી કુમારીકા, ડહાપણવાળી સ્ત્રી, અને કાળજીવાળી માતાએ, સ્ત્રી વર્ગનાં ફીલસુફ, અથવા બહાદુર માણસ અથવા અમલ ચલા-વનારી રાણીના કરતાં વધારે ઉપયોગી છે. જે સ્ત્રી પોતાના ધણી અને છોકરાંઓને સુખી કરે છે, જે ધણીને આડે રસ્તે જતો અટકાવે છે, તથા છોકરાંઓને સદગુણ શીખવે છે. તે વાર્તાઓમાં વર્ણવેલી સ્ત્રીઓ, જેનું સમગ્ર કાર્ય પોતાની ચક્ષુના ભાથામાંના બાણથી પુરૂષ જાતનું મોત લાવવાનું હતું, તેવી સ્ત્રીઓના કરતાં વધારે ચારીત્રયુકત છે."

એક વધારે આધુનીક લખનાર કહે છે, કે "જે યુવાન પ્રાણીઓ ( સ્ત્રીઓ ) પોતાનાં સંપાદન કરેલાં વીદ્યાબળને યોગે બીજાઓને લલચાવવા અથવા પોતાની બુદ્ધિથી આંજી દેવાનો યત્ન કરે છે, તેથી કોઈ પુરૂષ કદી તેનાં વખાણ કરે, તોપણ એવો કોઈ પુરૂષ નથી, કે તે એવા ગુણોને માટે કોઇપણ સ્ત્રીને ચાહે. પુરૂષ સ્ત્રીને ચાહે છે, તે જુદાજ ગુણોને માટે છે. એટલે કે સ્ત્રીને છાજતા સ્વભાવ અને સ્ત્રીને છાજતાં કુડ કપટ રહીત સરળ અને સ્વચ્છ સ્વભાવને માટે છે. અને તેથીજ કરીને આપણે ઘણી વખતે એક બુદ્ધિશાળી પુરૂષને, ડીસ્ટેઇન્સ અને કોરીનીસ ડોળડમાકવાળી સ્ત્રીઓ ઘણે ભાગે રહે છે. તે ભાગોને પડતા મુકી બાજુ ઉપરના કોઇ ફુલને પોતાની છાતીમાં લે છે. જે ફુલ ઉપર વર્ણવેલી સ્ત્રીઓ કરતાં જુદીજ એટલે વાસ્તવીક સ્ત્રી રૂપ હોય છે.

દરમીયાનમાં જે નવા ફેરફારો, સ્ત્રી જાતનો ભૂતકાળના બંધનમાંથી છુટકારો તથા જન સમુદાયમાં તેની વૃદ્ધિ બતાવે છે, તેમના પ્રત્યે પુરૂષ વર્ગે મ્હોટું દીલ રાખીને ધૈર્યતા રાખવી જોઇએ. તેણીની આગળ વૃદ્ધિના આ શરૂઆતના તબકામાં ભૂલો થવાનો સંભવ છે. કારણ કે હજી તે પોતાની ભૂમિને માટે ખાત્રી બંધ નથી. તેણીનો વાસ્તવીક છુટકારો થશે, તે પહેલાં વધારે આત્મ–નીગ્રહની જરૂર પડશે. પરંતુ તેણી જેમ આગળ વધી જશે નહિ, તેમ પોતાની અસલ ખુબી રહીત થઇ શકશે નહિ. તે સંબંધી શરૂઆતમાં ઇશ્વરે તેનું કાર્ય યથાર્થ રીતે કરેલું છે. તેણીના વાસ્તવીક વધારાના નીયમો, જેવા આકાશના ગ્રહો તથા સમુદ્રમાં થતી ભરતીના નીયમો જેવાજ દૃઢ છે. તેણીને માટે મુકરર થયેલો રસ્તો હજી પણ તે કાયમ રાખશે. તેનામાં જે સર્વથી પ્રાધાન્ય ખેંચાણ રહેલું છે, તેને તે હમેશને માટે તાબે રહેશે.

ઇશ્વરે આપેલી પ્રેરણા બુદ્ધિ પ્રમાણે તેને ઉચ્ચ સ્થીતી મેળવવા દો, અને તેણીએ મેળવેલી નવી ટોચ ઉપર આપણે સ્ત્રીપણાવાળી તેને જોઇશું. નહિ કે સ્ત્રીજાતીપણાના ગુણથી રહીત–એટલે કે તેનામાં મધુરતા, નમ્રતા, અને વિશ્વાસ જે તેનાથી છુટો ન પડે, એવો દાયજો છે, તે રહીત તથા પુરૂષની ભાગીયણ અને સલાહકાર થવાને માટે વિશેષ લાયક થયેલી જોઇશું.

ભવીષ્ય સંબંધે વર્ડઝવર્થે તે ચળકતો ખ્યાલ નીચેની લીટીમાં લીધો છે.

"તેણીની તરફ વધારે સમીપ દૃષ્ટી કરતાં મેં તેને જોઇ, તો તે એક સ્ત્રી હતી. ઘર સંબંધી તેની વાંચ્છનાઓ બોજા રહીત અને સ્વતંત્ર હતી. અને કુમારીકામાં જે છુટ રહે છે, તે છુટવાળાં તેનાં પગલાં હતાં. તેની મુખમુદ્રા સુંદર વસ્તુના સંમ રૂપ હતી. તથા તેનાં વચનો પણ તેટલાંજ મધુર હતાં. ક્ષણીક દિલગીરીઓ, આવી ખટપટો, પ્રશંસા, ઠપકા, પ્યાર, ચુંબનો, અશ્રુઓ અને હાસ્યો વીગેરે મનુષ્ય સ્વભાવના રોજીંદા ખોરાકને માટે તે એક એવું પ્રાણી હતું, કે જેનાથી વિશેષ તેજોમય અથવા વિશેષ સારૂં પ્રાણી બીજું ભાગ્યેજ હોઇ શકે.

અને હવે હું શાન્ત દૃષ્ટીથી તે સાંચાકામની નાડી જોઇ શકું છું, તો તે વિચારયુક્ત શ્વાસોશ્વાસ લેનારૂં પ્રાણી છે. જીવન અને મૃત્યુ વચ્ચેનો તે એક પ્રવાસી છે. તે દૃઢ વિચાર શક્તીવાળી મિતાહારી ઇચ્છા, સહનશીળતા, દુરંદેશી, શક્તી અને ચાતુરીનું તે સ્થાન છે.

## સ્ત્રીઓનો જાતી સ્વભાવ!

" ખરે ! સ્ત્રી, માયાળુ સ્ત્રી ? કુદરતે તને મનુષ્યને સુધારવા માટે મોકલી છે. અમે ત્હારા વગર પશુ તુલ્ય હતા. દેવ દુતોનાં

ચીત્રો પણ તમારાં જેવાં દેખાય, તેટલા માટે તેને સુંદર રીતે આલેખવામાં આવે છે. આપણે જે કંઇ સ્વર્ગીય ગણીએ તે સઘળું તારામાં રહેલું છે. એટલે કે આશ્ચર્ય ઉત્પન્ન કરતો પ્રકાશ, પવીત્રતા અને સત્ય–નીરંતર રહેતો આનંદ અને ચીરસ્થાયી સ્નેહ એ સર્વ ત્હારામાં છે."

Ot woy.

પુરૂષ, સ્ત્રી જાતી કરતાં ચડીયાતો છે. એવો દરેક વિચાર તારા મનમાંથી કહાડી નાખ, તું તેનાથી કોઇ રીતે ચડીઆતો નથી.

Mazzini.

સ્ત્રી જાતીની ખાસ ખુબી પુરૂષથી ન્યારી છે. તેના વર્તનની ખાત્રી એટલા ઉપરથીજ થાય છે, કે પુરૂષના બાંધા કરતાં સ્ત્રીનો બાંધો નાજુક કરવામાં આવેલો છે. પુરૂષને મુકાબલે તે વિશેષ આકર્ષણીય રીતે થએલી હોય છે. એટલે કે બહારના દેખાવ ઉપરથીજ વધારે મૃદુ અને નાજુક હોય છે. તેની ચામડી પુરૂષની ચામડી કરતાં વિશેષ કોમળ હોય છે, ચ્હેરો પણ નરમાશ વાળો હોય છે. તેનો અવાજ વધારે શાંત અને ગાયનના જેવો મીષ્ટ હોય છે. તેની ચાલવાની ગતી વધારે ચપળતાયુકત અને નરમ હોય છે. અને તેની જ્ઞાનેંદ્રીય વધારે લાગણીવાળી હોય છે. અને સ્ત્રી જાતીના આ શારીરીક ગુણો જે માનસીક અને ધાર્મીક વૃત્તિઓમાં તે પુરૂષથી જુદી પડે છે, તેનાં બહારથી દેખાતાં ચિન્હો છે.

પુરૂષ પોતાના ઉપર આધાર રાખનારા, અને ઘણે ખરે વખતે કઠોર અને વધારે ચીવટ હોય છે. ત્યારે સ્ત્રીઓના યોગ્ય ગુણ તેની નરમાશ, મૃદુતા અને સૌજન્યતા છે. પુરૂષો બીજાઓને માટે જે ભોગ આપે છે, તે અથવા તેવા ભોગ આપવામાં પોતાને જે કાંઇ મેહેનત પડે છે, તે ભાગ્યેજ સંતાડે છે. પરંતુ સ્ત્રી જાતીમાં

તે વાત છાની રાખવાનો ખાસ ગુણ હોય છે. અને તેનામાં એટલી ધર્મ સંબંધી દ્રઢત્તા હોય છે, કે જેની બરોબરી પુરૂષથી થઇ શકતી નથી, વસંત રૂતુ, જુવાની અને પ્રાતઃકાળ એ સ્ત્રીનાં સ્વાભાવીક સહગામી જણાય છે. તેણી એક વખતે જ્યારે તે બોલે છે, ત્યારે એમ લાગે છે, કે એક પંખી ગાયન કરે છે. અને પોતાની સૌંદર્યતા યોગ્ય રીતે પ્રદર્શિત કરે છે. તેનું ખરા દીલનું મળવું, એક આશીર્વાદ સમાન છે.

"દીવસ સારો પસાર થાય" એવું સવારમાં જ્યારે તે કહે છે, ત્યારે તે પ્રત્યેક દીવસને સારો કરી શકે છે.

આપણને વારંવાર લાગી આવે છે, કે જીંદગાનીને માટે જે કિંમત આપણે આપવી પડે છે, તે કિંમતના પ્રમાણમાં જીંદગી સુખદાયક નથી. આપણને ઘણી વખતે આશ્ચર્ય થાય છે કે—તે મહાન પીતાએ આપણને આ જીંદગાનીમાં મોકલ્યા, તે પહેલાં આપણી સલાહ લીધી નહિં. ગમે તેમ પણ આપણું જીવન ચલાવી લેવાય, તેમ કરવાને માટે આપણને સ્ત્રીની હાજરી અને મદદની જરૂર છે. તેના પ્યાર અને તેની નરમાશથી જુદા પડેલા આપણે એક જંગલમાં જેવી રીતે અચકાતે પગે ચાલીએ, તેમ ચાલવું પડે છે. પરંતું જ્યારે તે આપણી બાજુમાં હોય છે, અને તેનો પ્યાર આપણે મેલવી શકીએ, છીએ ત્યાં સુધી. આ જગત અને દરેક સામાન્ય દેખાવ આપણને દૈવી પ્રકાશયુક્ત દેખાય છે. અને એક સ્વપ્નની કાંતિ અને તાજગી સમાન છે.

સ્ત્રીની ખાસ અને આકર્ષણીય ખાસીયત તરફ પાછા આવતાં આપણે તેની દીલસોજીને અગ્રસ્થાન આવવું જોઇએ.

દીલસોજી એ એક સુંદર ગુણ છે. જેની મારફત આપણે બીજાઓના કાર્યમાં પ્રવેશ કરીએ છીએ. અને તેઓ જે કાર્ય

કરે છે, અથવા જે કાંઇ સહન કરે છે, તેમાં હીત લઇએ છીએ. બર્કે કહ્યું છે, તે પ્રમાણે દીલસોજી એ એક એવી વસ્તુ છે. કે જેને આપણે બીજાઓને સ્થાને આવીએ છીએ અને તેમને જેવી અસર થઇ હોય છે. તેવી અસર આપણે ભોગવીએ છીએ. અને જીંદગીની આ સુંદર ખુબી પુરૂષના કરતાં સ્ત્રીમાં વધારે મજબુત હોય છે. કેમકે તેનામાં વધારે તીક્ષણ લાગણી હોય છે. તેનો લાગણી યુકત સ્વભાવ, જેવી રીતે આકાશના ફેરફારને અથવા— સૂર્યના પ્રકાશને જેમ આધીન છે, તેવી રીતે (અન્ય બનાવો) આધીન છે. બીજાઓનું દુઃખ અથવા ખુશી તેના ઉપર તરત અસર કરે છે. સ્ત્રી જાતી પુરૂષના કરતાં વધારે લાગણીવાળી અને તીક્ષ્ણ હોય છે. અને આત્માની ભાષા વાંચવાની (સમજવાની), તે વધારે સારી યોગ્યતા ધરાવે છે. અવાજ, ચાળા, વર્તન એક હાસ્ય, એક નીસાસો, ચ્હેરા ઉપરની એક છાઇ—એ સર્વ રસ્તાઓ છે, કે જેની મારફતે જે હૃદયમાં કાંઇ ખાસ ખુશાલી ચલકી રહી હોય છે, અથવા કાંઇ સીહા દીલગીરી પોતાનાં આંસુઓમાં પાસ કરી રહી હોય છે, તેના ઉંડામાં ઉંડા મર્મ સ્થલમાં પ્રવેશ કરે છે. તે તમારાં નેત્ર સામી નજર કરશે. અને તમે વિચારમાં ગરકાવ થએલા છો, એમ સમજી શકશે. તે તમારો અવાજ સાંભળશે. અને તમને જે લાગણી થતી હોય, તે સમજી શકશે.

**"જે જગત સાથેના સમાગમમાં તમે તેણીને માટે શ્રમ કર્યો હોય છે, અને યત્ન કર્યો હોય છે, તે જગતની સાથેના સમાગમ પછી જ્યારે તમે ઘેર પાછા આવો છો, ત્યારે તે એકજ દ્રષ્ટીથી જોઈ શકશે, કે તમે અનુકુલ સ્થિતીમાં છો, કે પ્રતિકુળ સ્થિતીમાં છો? તમે ખુશહાલ છો, કે ચીડાયલા છો? તમે નિષ્ફલ થયા છો, કે ફતેહમંદ થયા છો!"**

લાગણીની શરમાળ અને ચપલ સૃષ્ટીમાં તે સર્વથા કુશલ હોય છે.

આપણા બચપણના સમયથી આપણામાં એક જાતની પ્રેરણા બુદ્ધીજ હોય છે, કે આશ્રયને માટે આપણે સ્ત્રીના હૃદયની મદદ લઇએ છીએ. અને તે પ્રેરણા બુદ્ધી આપણામાંથી કોઇ વખતે બંધ પડતી નથી. ખડતલ લડવૈયો જ્યારે પોતાના કાર્યમાં નાસીપાસ થાય છે, અથવા લડાઇમાં હાર ખાય છે, ત્યારે જે જુસ્સાથી તપી ગયેલો હોય છે. તે દીલાસા માટે અને તે આશ્રમાંથી કરાર મેળવવા માટે તેની સાનીધ્ય દોડી જાય છે. અને સફેદ વાળવાળો રાજદ્વારી પુરૂષ જ્યારે પોતાની મકસદમાં પાછો પડે છે, અથવા વાદવિવાદમાં શીકસ્ત ખાય છે, ત્યારે પોતાની ઉપરના બોજામાં તેણીની કોટીથી તથા તેણીના હાસ્યભાવથી આ સાથી મેળવી શકે છે.

દીલસોજીની આ સૌંદર્યતાયુકત બક્ષીસને લીધેજ સ્ત્રી જાતી, જે ઓરડામાં માંદગી ફુરતી હોય છે, અને દુઃખ પામતી હોય છે, ત્યાં એટલી બધી કીમતી થઇ પડે છે. સ્ત્રીની મધુર હાજરીની સાથે સરખાવતાં એક હકીમનું કાર્ય એક સાધારણ અને દુરની રીતી છે. સ્ત્રી ઉપરનું તેનું પગલું એજ આરામ દેનારી ચીજ થઇ પડે છે. અને જ્યારે તે અંધારા ઓરડામાં પ્રવેશ કરે છે, ત્યારે તેની શાન્ત હીલચાલ, તેનો મૃદુતાવાળો સ્પર્શ અને કોમળતા તથા દયાયુકત તેના શબ્દો સુકાઇ ગયેલા અને થાકી ગયેલા જીવ ઉપર ઝાકળના જેવી શાન્ત અસર કરે છે.

સ્ત્રી જાતીની ખુશી અને વાંચ્છનાઓના મનોરંજક અને વીદ્વત્તા ભરેલા "પ્રીન્સેસ" નામના લેખમાં ટેનીસન એક પ્રસંગમાં કહે છે કે—

" અંહી તંહી તે નાજુક પ્રસંશમય મસ્તક—આરામ કરનારૂં તેજ—બીછાના ઉપર નજર કરતું હતું. અથવા તો રેશમી પડદા-

માંથી એક નાજુક ચેહરો દ્રષ્ટી કરતો હતો, અને જખમી થયેલા માણસને, લાંબી થતી કલાકોને ટુંકી કરી નાંખવાને અને વ્યથામાંથી તેનો ડંખ ઓછો કરી નાંખવાને એક ઔષધ તુલ્ય કામે લાગતો હતો.

## સ્ત્રીમાં માયાળુપણું.

"પ્યાર એ સ્ત્રીના જીવનમાં ઘણો જાગ્રત જુસ્સો છે, તે વાતમાં કાંઇ શંકા નથી. અને પ્યારમાંથી નરમાશ અને માયાળુપણું બહાર આવે છે."

તેણીની માયાળુ મદદ વગર, આપણી બાલ્યાવસ્થા મદદ વગરની, આપણી તરૂણાવસ્થા આનંદ વગરની અને આપણી વૃદ્ધાવસ્થા દીલાસા વગરની થઇ પડે. મુંગા પ્રાણીઓ પ્રત્યે સ્નેહ, છોકરાંઓ પ્રત્યે પ્યાર, નબળાં અને લાચાર માણસો પ્રત્યે દયા, વૃધ્ધ અને બીમાર માણસોને માટે લાગણી, જેના ઉપર જુલમ ગુજર્યો હોય તેમના પ્રત્યે કરૂણા—આ સઘળા ગુણો સ્ત્રી જાતીમાં સ્વાભાવીક છે. તે ગુણો સુધરેલા દેશની સ્ત્રીઓની અંદર પણ પ્રદર્શીત થાય છે. મંગોપાર્ક જણાવે છે, કે 'એક વખતે જ્યારે તે એકલો, મિત્ર વગરનો અને ભૂખ્યો હતો, ત્યારે આફ્રીકાના એક ગામડાના માણસોએ તેને ગામમાંથી હાંકી કાઢયો હતો, તે વખતે તે એક ઝાડ નીચે રાત્રી ગુજારવાની તૈયારી કરતો હતો. જે વખતે વરસાદ આવતો હતો. અને તે ભાગમાં ઘણાં જંગલી પ્રાણીઓ વસતાં હતાં, તેનાથી ભયમાં હતો. તેવામાં એક હબશણ ઓરત જે ખેતરમાં કામ કરીને સાંજે ઘર તરફ પાછી ફરતી હતી, તેણે મંગોપાર્ક ઉપર દયા લાવીને કેવી રીતે તે બાઇ તેને પોતાના ઝુંપડામાં લઇ ગઇ. અને ત્યાં તેને ખોરાક મદદ તથા આશ્રય આપ્યાં હતાં. તે લખે છે કે "પોતાના ઝુંપડામાં મને લઇ જઇને

તેણીએ એક દીવો કર્યો. જમીન ઉપર ખેર ચટાઇ બીછાવી આપી. અને મને કહ્યું, કે રાત્રી આ ચટાઇ ઉપર ગાળવી. હું બહુ ભૂખ્યો છું; એમ તેણીના જાણવામાં આવતાં તેણે કહયું કે તમારે માટે કંઇ ખાવાનું હું લઇ આવું છું, પછી તે બહાર ગઇ અને થોડા વખતમાં એક સુંદર માછલી લઇને પાછી આવી. જે થોડા અંગારા ઉપર અર્ધી ઉકાળીને મને વાળુ કરવા માટે આપી દુ:ખી સ્થિતીમાં આવી પડેલા એક અજાણ્યા માણસ પ્રત્યે પરોણા ચાકરીના હક બજાવીને, મ્હારી માયાળુ ભલું કરનારીએ સાદરી બતાવીને મને કહ્યું, કે કાંઇ પણ દેહેશત વગર આની ઉપર સુઇ જજો.— આટલું કર્યા પછી તેણે પોતાના કુટંબનો સ્ત્રી વર્ગ કે જે અત્યાર સુધી મ્હારા તરફ આશ્ચર્યતાથી જોતા ઉભાં હતાં. તેમને રૂ કાંતવાના કામ માટે બોલાવ્યાં. અને તે કામમાં રાત્રીનો ઘણો ભાગ તેમણે ગાળ્યો. તેઓ પોતાની મેહેનતને ગીત ગાઇને આસાન કરતાં હતાં. જેમાંનું એક તેજ વખતે તેમણે જોડી કાઢયું હતું. કારણ કે તે ગીતનો વિષય હુંજ હતો. તેમાંની એક તરૂણ સ્ત્રી તે ગાતી હતી, જયારે બીજી સ્ત્રીઓ તેમાં સાદ પુરતી હતી. હવા મધુર અને આનંદયુકત હતી. અને તે ગીતનો શબ્દશઃ અર્થ કરતાં તે નીચે પ્રમાણે હતું. “પવન ફુંકતો હતો અને વરસાદ વરસતો હતો. આ ગરીબ ગોરો માણસ થાકથી આજીજ થઇને આપણા ઝાડ નીચે આવીને બેઠો.—તેને દુધ લાવી આપવાને મા નથી. તેમ તેનું અનાજ દળી આપવાને પત્ની નથી. ત્યારે સમગ્ર સ્ત્રી મંડલ ગાતું કે—આપણે તે ગોરા આદમી પ્રત્યે દયા લાવવી જોઇએ.—દુધ લાવવાને માટે તેને મા નથી ઇત્યાદિ.” આ વાત વાંચક વર્ગને ગમે એવી નજીવી લાગે, તોપણ મ્હારા જેવી સ્થીતીમાં આવી પડેલા માણસને તો મુંઝાઇજ ગયો, અને નીદ્રા મ્હારી આંખમાંથી ઉડી ગઇ.” જંગલી પ્રદેશોમાં પણ સ્ત્રીનું આવું માયાળુ-

પણું હોય છે. વ્હીટીયર સુંદર કવીતામાં લખી ગયો છે, તે પ્રમાણે વીદ્વાન ઉદગાર સ્ત્રીના મુખમાંથી નીકળે છે.

" તું જ્યાં જ્યાં હાજતમંદ હોઇશ, ત્યાં ત્યાં, હું કૃપાળુ તથા માયાળું, ઇશ્વરપરાયણ કહું છું કે, ત્હારી રાહ જોઇને હું બેઠી છું.

" સ્ત્રીની ખાસ ખુબીમાં તેની "સ્વાર્પણતા અને આત્મભોગ" પણ ગણવાં જોઇએ.

## સ્વાપર્ણતા અને આત્મભોગ.

પુરૂષોને પોતાની હીમત તથા શુરવીરતાનાં બણગાં ફુંકવાની ટેવ વન ગયેલી છે. કારણ કે ગોસ્તીઓનો વરસાદ વરસતો હોય છે, તે વખતે તેઓ કીલ્લાઓ સર કરે છે. અને વીક્રાલ થઇ ગયેલા વાઘની સાથે અથવા જોર સોરમાં આવી ગયેલા સમુદ્રની સાથે તે યુદ્ધ કરે છે. પણ આ વાત તેઓ વીસરી જતા લાગે છે, કે શુરવીરતાનાં મ્હોટામાં મ્હોટાં કાર્યો ચાર દીવાલની અંદર થાય છે. શુરવીરતા એ વાસ્તવીક રીતે જોતાં હ્રદયની વસ્તુ છે. અને તે ઇતીહાસના ઘણા પ્રખ્યાત રણક્ષેત્રના કરતાં ગ્રહ સંસારમાં વધારે સારી રીતે પ્રદર્શીત થાય છે. શુરવીરતા એ એક આત્મભોગ છે. અને તે કૃતીમાં આવે છે. અને તે પ્રસંગે પ્રસંગે એવી જગોએ માલુમ પડી આવે છે, કે જ્યાં રણશીંગડાંના અવાજ થતા નથી. અને જ્યાં તેમના વીજયની વાર્તા કરવાને કોઇ પાસે હોતું નથી. સાધારણ જગ્યાઓમાં વગર અવાજે કામ કરનારા, સીદ્ધાંત ઉપર કાર્ય કરનારાં જે માત્ર ઇશ્વરનેજ જણાયલાં હોય છે; કંઇ પણ ફરીયાદ નહિ કરનારાં, ઘર ખટલાનું વૈંતરૂં કરનારાં જેઓ પોતાના ધણી ભાઇઓ અને છોકરાઓને માટે ભોગ આપે છે. અને જેઓ તે કાર્ય એક વખાણ કરનાર

મંડળની સમક્ષ કરતાં નથી. એક સમુદાયની સાબાશી મેળવવા માટે કરતાં નથી, એક વાર્તામાં તેનું આખ્યાન થાય તે માટે કરતાં નથી, પરંતુ પોતાની ફરજ ગણીને સાદાઇથી અને કંઇ પણ દેખાડો કર્યા વગર કર્યે જાય છે. આ શુરવીર સ્ત્રીઓનું મંડળ છે. અને તે પરાક્રમ બતાવનારા શુરવીરો જેઓ આંખનું મટકું પણ હલાવ્યા વગર તોપોની સામા ઉભા રહે છે, અથવા તો ફતેહમંદીને લીધે ઉત્પન્ન થયેલ ઉદ્ધતાઇથી શત્રુનાં રથનાં પૈડાંની પાછળ ઘસડાઈ જાય છે, તેમનાં કરતાં વધારે મહાન છે.

એક પ્રખ્યાત વૈદ્યની સંભાળ નીચે એક સ્ત્રી હતી, તે સંબંધી એક ગ્રહસ્થે તે વૈદ્યને કહયું, કે તેવા અડીકડીના વખતમાં તે કેટલી બધી મ્હોટા દીલવાળી હતી. તે વૈદ્યે જવાબ આપ્યો, કે અડીકડીને વખતે સઘળી સ્ત્રીઓ મ્હોટા દીલવાળી હોય છે, તે વાત શું તમારા જાણવામાં નથી !

લોર્ડ બીચરના આ શબ્દો ખરેખરા સત્યતા વાળા છે. "પ્યાર અને ઘર સંસારી વફાદારીના શુરવીરોથી જન મંડળ ભરપુર છે. તેમાંના હજારો માણસો આ જગતમાં જણાયલાં નથી હોતાં. તેઓ છાકટા પુરૂષોની સ્ત્રીઓ તરીકે સંખ્યાબંધ હોય છે. તેથી અમે તેમને ઘણાં કહીએ છીએ. આવા સંજોગમાં જેઓ કોઈ મનુષ્ય વર્તનની સામાન્ય હદથી આગળ વધે છે. તે સર્વ શુરવીર કહેવાય છે. અને ઇશ્વર પણ તેવાંઓની રાહ જુએ છે. અને સ્વર્ગ પણ તેમને દાખલ કરવાને ઉત્સુક હોય છે. ખરે સ્વર્ગમાં તેઓ કેવાં ચળકી નીકળશે ! પ્રારબ્ધ યોગે, જયારે તમે તેમને રસ્તે ચાલતાં નરમ અને શાન્ત, તેમના દીવસે દીવસે વધારે મેલા થતા પોષાક સાથે જુઓછો, ત્યારે તમને દયાયુકત હાસ્ય આવે છે, અને તમારાથી બોલાઇ જવાય છે કે "તેઓ બીચારા દારૂડીયાનાં સ્ત્રી છે.

એક વખતે તેઓ સારી આશાઓ યુકત હતાં. પરંતુ તેઓ ક્રમે ક્રમે અધોગતીને પામતાં જાય છે. અને હવે તો તેમનું કાંઇ ઠેકાણુંજ રહયું નથી.''–હું મારી માગીને કહું છું, કે તેઓ અધોગતીએ જતાં નથી પરંતુ તેઓ ઉર્ધ્વ ગતી મેળવતાં જાય છે, અને જ્યારે તમારી સઘળી દોલત, વિદયા અને બુદ્ધિ સાથે તમારૂં ઉત્થાન થશે, અને બીજી રીતે તમને કાંઇ અડચણ નહિ થતાં તમે સ્વર્ગમાં જઇને ઉભશો, ત્યારે તમે નીચા ઉભશો; અને આ લોકો આજની રાત્રીએ તારા આકાશમાં જેટલે ઉંચે સ્થાને છે, તેટલે ઉંચે સ્થાને ઉભશે. કારણ કે છેલ્લા હશે, તે પહેલાં થઇ જશે. અને જે સૌથી નીચે સ્થાને હશે, તે સૌથી ઉચ્ચ સ્થાને જશે.

જે પુરૂષ, સ્ત્રી જાતીને નબળી અને મગરૂર ગણે છે, અને પોતાની ચઢીયાતી શકતીનો ફાંકો રાખે છે, તે પુરૂષના ઘણાંજ અંધકારમય પ્રારબ્ધને સમયે પણ તે સ્ત્રી ખુશીથી તેને વળગી રહે છે. અને પોતાના સ્વામીની અઘટીત વર્તણુક છતાં વફાદાર રહે છે, અને તેના દોષ છતાં સાથી રહે છે. અને આનું નામ શું નબળાઇ આપી શકાય ? શું તે ઇશ્વરી શકતી નથી, કે જે શકતી ઇશ્વરનું માન રાખવામાં ન આવે ! અથવા દોષયુકત ગુનાહો કરીને અથવા ઘણી ચિન્તાઓમાં ઇશ્વરને ભૂલી જવામાં આવે, તોપણ ઘણા કમનસીબીને સમયે પણ તેની સાહયતામાં ઉભી રહે છે.

સ્ત્રી જાતી, ઘણા નાલાયક માણસની પ્રત્યે પણ પોતાનો ભકતી ભાવ છોડતી નથી. જ્યાં બીજાં માણસની દ્રષ્ટીએ બદસુરતપણું તથા શરમ દેખાય છે, ત્યાં તે સૌંદર્યતા અને યોગ્યતા જુએ છે. અને પોતે જે હદયને વ્હાલી હોય છે, તેની પાસે રહી શકતી હોય, તો દુઃખ અને દીલગીરીના દેખાવોમાં કંઇ પણ અણગમો બતાવ્યા વગર તે ભટકવાને તૈયાર થશે. એક કવીએ

નીચેની કવીતામાં જે કાંઇ કહયું છે, તે પુરૂષના કાંટાબાજ સ્વભાવ કરતાં સ્ત્રીની અભંગ ભકતી વીષેની પોતાની ખાસ માહીતીને લીધે કહયું છે. તે ઉદગાર એક સ્ત્રીને મુખેથી નીકળે છે.

"પુરૂષના જીવનમાં સ્નેહ આમેજ રહેતોજ નથી. પરંતુ સ્ત્રીનું સર્વ જીવન સ્નેહમયજ હોય છે. પુરૂષ દરબાર, છાવણી, મંદીર, વહાણુ, બજાર, તલવાર અને ઝભામાં અથડાયા કરે, અને તેના બદલામાં કીર્તી સંપાદન કરે. ગર્વ, કીર્ત, આકાંક્ષા, તેના હૃદયને રોકી રાખે છે. અને એ વસ્તુઓ એવી છે, કે એવા થોડાજ પુરૂષો હશે, કે જેની ઉપર તે અસર કર્યા વગર રહે. પુરૂષોને આ બધા અવલંબનો હોય છે, જ્યારે અમારે એકજ અવલંબન હોય છે, અને તે એ કે ફરીવાર ચ્હાવુ, અને ફરીવાર પરેશાન થવું."

ઇયાન મેકલેરન કહે છે, કે "ઇશ્વરે સ્ત્રીના હૃદયમાં જે મોટા મનનો, સંતોષી, ક્ષમાશીલ, અને દ્રઢ પ્યાર મુકેલો છે, તે પ્યાર કેવી જાતનો છે? તે પ્યારનું જેણે માપ કરેલું હોય, અને જે તે પ્યારને લાયક થયેલ હોય, તેવો કોઇપણ પુરૂષ હાલ હયાત છે? તે પ્યારનો બદલો આપવાને કોણ શકતીવાન થઇ શકે?.....યુદ્ધમાં પોતાનો ધણી શીકસ્ત ખાઇને આવ્યો હોય, અથવા જખમી થઇને આવ્યો હોય, તો તે પ્રસંગે તેની ધણીયાણી માનની ઓછી નજરથી જોશે? ઇશ્વરે તેને એવીજ, બનાવેલી છે કે–સમગ્ર જગતની આગળ તે પોતાના ધણી માટે સ્પૃહા રાખશે; અને તેનામાંજ પોતે કીર્તી માની લેશે. એમ શા માટે? એક સ્ત્રીના કારણ માટે: અને તે એ કે, તે પુરૂષ જોરાવર અને ફતેહમંદ થયો નથી. તે નીષ્ફળ થયો છે, અને તેનેજ લઇને તેને દીલસોઝી, સુખ અને વિશ્વાસની જરૂર રહેલી છે.

સ્ત્રીમાંનો આ વફાદારીનો ગુણ, કેવો સૌંદર્યતાયુકત, આકર્ષક, એટલુંજ નહિ પણ ઇશ્વરી છે? આત્મભોગનો ઉમદો સદગુણ

ઉંચામાં ઉંચે દરજ્જે બતાવી દેવાનું ઈશ્વરે તેણીને માટેજ ખાસ મુકરર કરેલું છે. પોતાને ગૌણ ભાગમાં નાંખી દેવાની અને બીજાને માટે જીવન ગાળવાની તેની શકતી એક એવી ચીજ છે, કે જે પુરૂષને શરમાવી નાંખે છે. પોતાપણું છોડી દેવું, એ પોતાનું ભાગ્યજ છે, એમ તે સમજી રહે છે. પોતાનું ઘરબાર, પોતાના મિત્રો, પોતાનો સ્વદેશ છોડી દેવાનું તેને કહેવામાં આવતાં તે બીજાને શરણ થાય છે. જેના પગ આગળ તે પોતાના હૃદયની પેટી તોડી નાંખે છે. અને કાંઈ પણ મનના સંકોચ વગર પોતાની પ્યારની સંમૃદ્ધિ બહાર કાઢે છે. સ્ત્રીમાં આ દૈવી ગુણ છે. જે તેને મહાન છુટકારો કરાવનાર દેવની નજીક લઈ જનારો છે, કે જે દેવે પોતે આપણા ઉપરનાં સંકષ્ટો દુર કર્યાં છે.

સ્ત્રીના આ સુંદર ગુણ સંબંધમાં થેકરે ઉંડી લાગણી સાથે કહે છે કે—"ઘણે પ્રસંગે એક જાતનાં પક્ષીની માતા પોતાનાં બચ્ચાંઓની સ્વાર્થી ચાંચથી પોતાની ખુવારી થવા દે છે. આ વાત તો ચોકસ છે, કે સ્ત્રીઓ પોતાની સંતતી માટે તેમજ કરે છે. પોતે ભોગ આપવાના દુઃખની સાથે કંઈક આનંદ રહેલો હોય છે, જે પુરૂષ વર્ગ સમજી શકતો નથી." આપણુ પુરૂષ વર્ગને તે પ્રેરણા બુદ્ધિની લાગણી થઇ શકતી નથી, તે કારણથી આપણે સ્ત્રીઓની એ પ્રેરણા બુદ્ધિને ધિઃકારવી ન જોઇએ.....એક બીન કાળજીવાળા ધણી, એક સ્વચ્છંદી પુત્ર અથવા ફસાઈ પડેલા પ્રીય-ભાઇને માટે તેવો પ્રસંગ હોય, તોપણ એ પોતાના પ્રીયને સારૂ તેમનાં હૃદય, તેમાંના કીમતી ખજાનાઓને બહાર કાઢવાને કેટલાં બધાં તૈયાર હોય છે? અને એ કોમળ પ્રાણીઓ પ્રત્યે આપણે તેના બદલામાં કેટલું કરી શકવાને શકતીવાન છીએ? જે જે પુરૂષ વર્ગ આ વાંચે છે, તેમાંનો કોઇ પણ એવો ભાગ્યેજ હશે,

કે જે પોતાની સ્ત્રી જાતીને આવી રીતે દુઃખ ભોગવવામાં આનંદ આપ્યા વગરનો રહયો હોય. અથવા તો પોતાને મારી આપવાનું સુખ તેણીને ભોગવવા દીધું નહિ હોય.”

બાલ્ઝીક કહે છે કે “લાગણી થવી, ચાહવું, સહન કરવું, જાતી પરાયણ રહેવું, એ હમેશાં સ્ત્રીના જીવનનું સીદ્ધાંત રહેશે.” બીજો એક લેખક કહે છે કે “સ્ત્રી જાતી, આત્મભોગ આપવાના તેના ઉમદા ગુણમાં, ઇશ્વરના હૃદયનું દિગ્દર્શન કરાવે છે. પ્યારના અગ્નીકુંડમાં આત્મભોગ આપનારૂં તેનું સઘળું જીવન છે. લગ્ન કરવાના દીવસની સહવારમાં, એક અશ્રુયુકત વધુ તરીકે (પરણનારી સ્ત્રી તરીકે) તે શરૂઆત કરે છે. કારણ કે તે જ્યારે આનંદની જીંદગીમાં પ્રવેશ કરે છે, ત્યારે જે સઘળી ગ્રંથીઓ જેથી તે પોતાનાં જુનાં ઘર અને જુના પ્યાર સાથે બંધાયલી હોય છે, તે ગ્રંથીઓનો ઉચ્છેદ કરી નાંખે છે; જે દીવસે તેણીનું જીવન પોતાના ધણીના જીવનની સાથે મીશ્ર થાય છે, તે દીવસથી તે પોતાનું નામ પણ મુકી દે છે. માતૃત્વ તેણીને નવો આનંદ આપે છે; પરંતુ તે આનંદ એક નવા આત્મભોગ આપવાને અર્થે છે. એક નવી જીંદગીને જન્મ આપવામાં તે પોતાની જીંદગીને જોખમમાં મુકે છે. જન સમાગમ, મીત્રો, વીદયા, હુનર, ગાયન એ વગેરે સઘળું જે પોતાની અને તેણીને હવાલે સોંપવામાં આવેલી ખીલતી જીવન શકિતની સર્વથી ઉત્કૃષ્ટ અને સંપૂર્ણ સંભાલની વચમાં આવરણ રૂપ થતું હોય, તે સઘળું તે જતું કરે છે. જ્યારે તેનો પુત્ર તેણીએ કરેલા ઉપકારના બદલામાં પોતે તેની સેવા કરી શકે તેટલી ઉમરનો થાય છે, ત્યારે તે માતા તે પુત્રને અશ્રુઓ, તથા ઈશ્વર પ્રાર્થના અને ચુંબન સાથે નિશાળ કોલેજ કે કામ ધંધા ઉપર વિદાય કરે છે. અને જે પુત્ર—સેવા, તેણીએ આટલી બધી

સાદી રીતે અને વગર દેખાડો કર્યે કરેલી હોય છે, અને તે સેવા કેટલી બધી કીમતી હતી, અને તે બદલ માતાને કેટલો બધો શ્રમ પડયો હોય છે, તે વાતનો તે પુત્ર અજાણ્યોજ હોય છે, ને તે સેવાના બદલામાં એક પ્યારનો પત્ર, આભારનો એક શબ્દ, એક નીસ્વાર્થ સેવા, એક સુસ્નેહ ચુંબન અથવા ચક્ષુની એક માયાળુ નજર પણ પ્રાપ્ત થશે કે કેમ ? તે પણ તે બીચારી જાણતી નથી. એટલુંજ નહિ, પણ તે પુછવાને ભાગ્યેજ ઉભી રહે છે... એક પવીત્ર અને ઉમદા સ્ત્રીત્વને માટે તેમજ તે સ્ત્રીત્વની સઘળી પવીત્રતા, તેની દીલસોજી, તેની માયા તેની લાંબા વખની સહનશીળતા, અને તેનો આનંદસહ આત્મભોગ એ સર્વને માટે ઇશ્વરનો પાડ માનવો ઘટે છે. પરંતુ જે જીવનનો બીજાની સાથે મુકાબલો થઇ શકે નહિ, અને જે જીવનની સમજણ પણ પડી શકે નહિ, તેવા જીવનનું લાગણીવાળું દિગ્દર્શન તે કરાવે છે, તે માટે તો ઇશ્વરનો ઘણોજ પાડ માનવો જોઇએ.

લડવૈઆઓ અને રાજદ્વારી પુરૂષોને તેમની પ્રશંસાનો હીસ્સો મળે છે. અને તેઓ જે કંઇ કરે છે, અથવા સહન કરે છે, તેની પુરૂષો નોંધ લે છે. પરન્તુ સ્ત્રીના દીવસોનો લાંબો આત્મભોગ કંઇ પણ વિચાર કે કંઇ પણ શબ્દ વગર પસાર થાય છે. અને દૃઢપણે તથા વફાદારીથી બજાવવામાં આવતી ફરજમાં ઘણા તરફડીયાં મારવા પડે છે. કે જેને માટે ચિન્તાતુર મનવાળાએ જાગૃત તથા હુશીયારીમાં રહેવું પડે છે. અને હૃદયની મજબુત મનોવૃતીઓનો નીરોધ કરવો પડે છે-તેમ છતાં તેવી સ્ત્રી ઉન્હાળાના પવનની માફક કોઇની ગણત્રીમાં આવ્યા વગર ચાલી જાય છે, અને પોતાની પાછળ પોતાની કંઇ યાદદાસ્ત કે કંઈ ચીન્હ છોડી જતી નથી, પરન્તુ યુધ્ધને લઇ તપી ગયેલા અથવા ઉંચા વીવાદમાં

આનંદીત થઈ ગયેલા પુરૂષની હીમતના કરતાં તે સ્ત્રીનાં હૃદયમાં રહેલી નરમ હીમત જે પ્રતીકુળ હાલતમાં ટકાવ કરીને ઉભી રહે છે, તે વધારે પવીત્ર છે, એમ કહેવું જોઇએ.

## સ્ત્રીમાં શુરવીરતા.

પરંતુ સ્ત્રી જાતી સહન કરવાની શકતી માટેજ વિખ્યાત થઇ નથી. જે વ્યકતીને તેઓ ચાહતાં હોય છે, તેમની સલામતી માટે તેઓ પ્યાર અને ચીન્તાથી પ્રેરાયલાં હોય છે, ત્યારે તેઓએ એવાં કાર્યો કરી બતાવેલાં છે, કે જે કાર્યો પુરૂષને પણ પોતાની શુરવીરતાને માટે નીચું જોવરાવે. કાવત્રાબાજનું જે ટોળું સ્કોટલાન્ડના રાજા બીજા જેમ્સની જીંદગી માટે પ્રયાસ કરતું હતું, તે ટોળું ધર્થ શેહેરમાં એ રાજાના રહેઠાણમાં પેઠું હતું, ત્યારે રાજા જે ઓરડામાં હતો, તે ઓરડાની બાજુની ઓરડીમાં જે સ્ત્રીઓ હતી, તેમને રાજાએ કહ્યું, કે દરવાજાનું રક્ષણ તેમનાથી થઇ શકયા મુજબ કરવું, અને તેમ કરીને રાજાને ત્યાંથી છટકી જવાનો સમય આપવો. એવું માલમ પડ્યું કે જે ઓરડામાં સ્ત્રીઓ હતી. તે ઓરડાના બારણાના ભાગળ ખસેડી લેવામાં આવી હતી. પરંતુ બહાદુર કેથેરાઇન ડગલાસે પોતાના વડીલોના વખતથી ચાલતી આવતી શુરવીરતા બતાવીને હીમતથી ભાગળના ઠેકાણે બારણાની આરપાર પોતાનો હાથ નાંખી દીધો. અને તે હાથ તોડી નાંખીને રાજાના શત્રુઓ ઓરડામાં દાખલ થયા, ત્યાં સુધી તે હાથ તે સ્થીતીમાં રાખી મુકયો.

ચાર્લોટી ડીલા ટ્રમોઈલે જેની નસોમાં કોલીનીનું રૂધીર વહેતું હતું, તેણે 'લેથેમ હાઉસ' નો બચાવ કર્યો હતો. તે આ જાતીની શુરવીરતાયુકત બહાદુરીનો અદભૂત દાખલો પુરો પાડે છે. પાર્લામેન્ટે યોજેલા લશકરે જ્યારે તેણીને શરણ થવા જણાવ્યું, ત્યારે

તેણીએ ઉત્તર આપ્યો, કે એ ઘરનું સંરક્ષણ કરવાની મને મ્હારા ધણીએ આજ્ઞા કરી છે. અને મ્હારા પ્યારા ધણીના હુકમ સિવાય હું તે મકાન શરણ કરી શકીશ નહિ. તે પોતાના શત્રુની સામે એક વર્ષ સુધી તે મકાનનો ટકાવ કરી રહી. જે અરસામાં ત્રણ મહીના સુધી તો એ ઘરને, લશકરે ઘેરી લીધું હતું, તથા તેના ઉપર તોપનો મારો ચલાવ્યો હતો. અને પછીથી રાજા તરફનું લશકર આવી પ્હોંચવાથી તે ઘેરો ઉઠાવી લેવામાં આવ્યો હતો.

ડેબોરાએ પોતાના લોકના શત્રુને કેવી રીતે મારી નાંખ્યા, તે આપણે સઘળાઓએ વાંચ્યું છે, તેમજ પોતાના ગામડી રથમાં બેઠેલી બોઆડીશીયાએ રોમના યોદ્ધાઓની સામે કેવી રીતે સામનો કર્યો, પોતાના લશકરને મોખરે લડતી વોલશીયનની રાણી કેમીલા કેવી રીતે કપાઇ ગઇ. સ્ત્રી-ક્વીટેલેસીઆએ કેવી રીતે સ્પાર્ટન લોકોને હંફાવ્યા, થીઓડોરાએ પોતાના કૌવતથી કેવી રીતે પૂર્વની શેહેનશાહતનો બચાવ કર્યો, કેરીયાની રાણી આર્ટીમીશીયાએ ઝરક્ષીસને મોઢેથી નીચેના શબ્દોમાં તેનાં વખાણ કરાવ્યા.

"મ્હારી સહુથી કાબેલ, અને બહાદુર સલાહકાર અને લશ્કરની ઉપરી." અને જોન ઓફ આર્ક કેવી રીતે ફ્રાન્સના કીનારા ઉપરથી અંગ્રેજોને હાંકી કાઢયા, તે પણ આપણે વાંચ્યું છે. સાંપ્રત ઇતીહાસકારોએ થર્મોપોલીની વાત ઉપર ગંભીર શંકા નાંખેલી છે, પરન્તુ કોઇપણ ઇતીહાસિક લેખકે સ્વીટ્ઝર્લાન્ડની બસો એંશી બેહુત સ્ત્રીઓ જેમણે સને ૧૭૯૮ ની સાલના ફ્રેન્ચ લોકોના હલ્લાના સમયમાં વૃદ્ધ માર્થાગ્લાઝના સ્વદેશ ભક્તીવાળા સંભાષણથી આકર્ષાઇને હથીયાર ધારણ કર્યાં, અને તેમનામાંનાં એકસો એંસી મરાઇ ગયાં, અને બાકીનાં વધતાં ઓછાં જખમી થઇ ગયાં; ત્યાં સુધી પોતાના મકાનોનો બચાવ કર્યો, એ વાતનો ઇનકાર કર્યો

નથી. સને ૧૭૯૩ ના ફ્રેન્ચ રેવોલ્યુશનમાં મેડમોશલસર્વન નામની એક અઢાર વર્ષની સુંદર કુમારીકાને તેણીએ પોતાના પીતાની સંતાઇ રહેવાની જગ્યા બતાવી નહિ, તે માટે ગરદન મારવામાં આવી હતી. વળી તે કીર્તીવાન સ્ત્રી. સ્ટેલા આગબોટની સ્ટુઅર્ડનું કામ કરનારી સ્ત્રીનું દ્રષ્ટાંત પણ આપણી યાદદાસ્તમાં તાજુ છે. જે સ્ત્રીએ પોતાનો ડુબતાં બચવાનો પટો ઉતારીને એક ધાસ્તી ખાઇ ગયેલા ઉતારૂને આપ્યો, અને પછી પોતાનો આત્મા ઇશ્વરને અર્પણ કરીને બહાદુરીથી સમુદ્રમાં ડુબી ગઇ.

આ અને આવી જાતના બીજા દાખલાઓથી, સ્ત્રીનું હ્રદય જ્યારે ઉંડાણમાં જાગ્રત થાય છે, અથવા તો તે જેને ચ્હાતી હોય છે, તેના તરફથી બચાવ અથવા આશ્રય માગવામાં આવે છે, ત્યારે તે કેવી બહાદુરી બતાવે છે, તે દેખાડી આપે છે. તેના માયાળુ-પણાને જાગ્રત કરો, તેના હ્રદયના અગ્નીને પ્રદીપ્ત કરો, કે તે કેટલું બધું પરાક્રમ બતાવી આપે છે. લાઉનીંગની કવીતામાં "મેરી વોલ સ્ટોન, ક્રોફ્ટ" નામની સ્ત્રી કહે છે કે:—

"ખરેખર, ઓ પ્યારા! મને કશુંએ મુશ્કેલ લાગતુ નથી. મ્હારા જ્ઞાન તંતુઓ તો એવા છે, કે એક ઉંદરડી દેખીને તે ચલાયમાન થઇ જાય છે. જો એક કરોલીયો નીચે પડે છે, તો હું ભયને લીધે બૂમ પાડું છું. તમારે માટે તો હું ગમે તેવા ભયમાં મદદ લાવી શકું. એક સીંહની ગુફામાં જઇ તેનાં બચ્ચાને લઈ આવું. મ્હારી આજુબાજુ સર્પ વીંટળાયો હોય, તો પણ હું દ્રઢતાથી ઉભી શકું. એક કબરસ્તાનમાં નીદ્રા કરી શકું." એ પ્રમાણે તમારે માટે હીમત બતાવવાને મન શકતી મને તાકાત આપશેજ, તેની ખાત્રી રાખશો.

## સ્ત્રીની ભક્તીનાં દૃષ્ટાંતો.

પોતાના અંતઃકરણના પ્યારને સ્થાને સ્ત્રીની વફાદારી અને ભક્તીના ઘણા વિખ્યાત દાખલાઓ ઇતીહાસ ઉપરથી મળી આવે છે સેંટ ઓગસ્ટાઇનની માતા મોનીકાનો દાખલો સારી રીતે જણાયલો છે. પોતાનો પુત્ર જે પોતાની કીમતી શક્તી, તોફાના અને આડે રસ્તે ખર્ચી નાંખતો હતો, તે ચાલથી અત્યંત દુઃખી થઇને તેણીએ પોતાની વૈધવ્ય અવસ્થા પોતાના પુત્રના સુધારા અર્થે ઇશ્વરની પ્રાર્થના કરવામાં તથા અશ્રુપાત કરતી રહેવામાં ગુજારી. લાંબાં વર્ષો પસાર થઇ ગયાં, પરંતુ તેની પ્રાર્થના ધ્યાન અપાય વગર રહી. પરંતુ આખરે તેણીની દ્રઢતા અને તેણીના મચ્યાજુપણાની અસર થવાથી અને ઇશ્વર કૃપા થવાથી તે પુત્રે પોતાના દુર્ગુણ એકદમ છોડી દીધા. અને ગુરૂ તરફથી એક બોધ કરનાર તથા સાક્ષી તરીકે બહાર પડયો.

મોનીકાના મૃત્યુ પછી ત્રીસ વર્ષે, પશ્ચીમના દેશોમાં થઇ ગયેલા તે મહાત્મા સેન્ટ ઓગસ્ટાઇને પોતાના એક ભક્તી સંબંધી ભાષણ દરમ્યાન કહયું કે—"અફસોસ, કે મૃત્યુ પામેલાં માણસો પાછાં આવતાં નથી; કારણ કે જો તે પાછાં આવતાં હોત, તો એવી એક રાત્રી પસાર ન થાત, કે જ્યારે હું મ્હારાં માતાને જોયા વગર રહયો હત નહિ ! માતા કે જે મ્હારાથી વાખુટી રહેતી નહિ હતી, અને જે હું જ્યારે ભટકયા કરતો હતો, ત્યારે મને એક ઘડી વાલો મુકતી નહિ હતી."

એક માતા જેને કોઢ નીકળ્યો હતો, તે માતાના પોતાની સંતતિ પ્રત્યેના અથાગ પ્યારની હૃદય પીગળાવનારી વાત હીન્દુસ્થાનમાંથી આવે છે. તે વાત એવી છે કે—કોઈ સ્ત્રીને કોઢની વ્યાધી થઇ આવી હોય, અને જો તે જીવતી દટાય. તો તે વ્યાધી તેની

પ્રજામાં ઉતરે નહિ. હવે હીન્દુસ્થાનમાં વાયવ્ય પ્રાંતમાં એક માળીની સ્ત્રી હતી. તેને તે દુઃખદાયક મરજ લાગુ પડયું. તેણીને છોકરાં થયાં દરદ વધતું ચાલ્યું. તેણીએ પોતાના ધણીની પાસે હઠ લીધી, કે મને જીવતી દાટી દો. ધણીએ આખરે તેની વાતનો સ્વીકાર કરીને પોતાના પુત્રને બોલાવ્યો. બાપ દીકરાએ મળી કબર ખોદી, અને ચાર પાડોશીઓએ તે દફન કીવામાં મદદ કરી. એ પ્રમાણે તે સ્ત્રી મરણને શરણ ગઇ.

લોર્ડ બાયરનની બેન ઓગસ્ટા, બાયરનની ઉપર આફતનું વાદળ ઘેરાઇ આવ્યું, અને તેથી તેને ઇંગ્લાંડ છોડવું પડયુ, તોપણ સદંતર તે કવી પ્રત્યે પ્યાર ધરાવનારી રહી. કોઇપણ વાતને લીધે તેનો પ્યાર ઓછો થયો નહિ. અને તે પ્યાર જેવી રીતે નાશ પામી ગયેલી કબરની સાથે આઇવી જાતના વેલા ચીવટપણે વલગી રહે છે, તેવી રીતે તેની સાથે વળગી રહયો કેવા અસરકારક આભારથી તે તેણીની માયાળુ વફાદારીની કદર જાણતો હતો, તે વાત તેની કવીતા ઉપરથી આપણે જાણી શકીએ છીએ. તેમાંની ખાસ ચાર કવીતા તો તેણીને સંબોધન કરવામાં આવી હતી, તેમાંની એકમાં નીચે પ્રમાણે અસરકારક અને મૃદુતાયુકત લખેલું છે.

"જોકે મ્હારા પ્રારબ્ધનો દીવસ પુરો થયો છે, અને મ્હારા ભાગ્યનો સીતારો નીચે નમ્યો છે, તોપણ તારૂં મૃદુ હૃદય, મ્હારા જે દોષો આટલા બધા માણસો જોઇ શકયા છે, તે જોઇ શકયું" નથી.

"ભૂતકાલનું આખું જે નાશ પામી ગયું છે, તેમાંથી આટલું હું યાદ લાવી શકું છું. તેણે મને એવું શિક્ષણ આપ્યું છે, કે જેના પ્રત્યે હું સ્નેહની સર્વથી અધીક લાગણી રાખતો હતો, તે તે સ્નેહને સર્વથી યોગ્ય હતી.

"રેતીના રણમાં એક જલાશય મલી આવે છે. વીસ્તીર્ણ મેદાનમાં એકાદ વૃક્ષ પ્રાપ્ત થાય છે. અને કોઇ એકાંત સ્થાનમાં એકાદ પક્ષી ગાન કરતું દેખાય છે, ત્યારે તું મને યાદ આવી જાય છે.

"આ ક્ષણભંગુર સૃષ્ટી છોડી જતી વખતે બાયરનના છેવટના સાંભળી શકાય તે શબ્દો આ હતા "ઓગસ્ટા, આડા, મ્હારી બ્હેન, મ્હારાં બચ્ચાં ?"

જે ભયંકર કસોટીઓમાંથી ચાર્લ્સ લેમ્બ અને તેની બેન મેરી પસાર થયાં હતાં, તે દરમીયાન તે બેનની પોતાના ભાઇ પ્રત્યેની ભક્તી ઘણીજ દીલ પીગળાવનારી હતી. જ્યારે તે પોતાની બેન માટે લખતો, ત્યારે તે મ્હારાથી ચઢીયાતી, મ્હારાથી વધારે ડાહી, એક ઉદાર કલ્યાણ કરવાવાળી, જેને પોતે ભાગ્યેજ યોગ્ય હતો. એ મતલબે લખતો હતો, "આ સૃષ્ટીમાં મેં જેટલાં લોકોને જોયાં છે, તેમાં સ્વાર્થ પરાયણતા રહીત લોકોમાં મ્હારી બેન સહુથી શ્રેષ્ટ છે." જ્યારે તે બેન ખુશીમાં હોય, અને પોતાની પાસે હોય, ત્યારે પોતે સુખી ગણતો. તે બેનને વખતો વખત વ્યાધી થઇ આવતી હતી. તેને લઇને જ્યારે તેને તેણીનાથી વાખુટું પડતું પડતું, ત્યારે તેને ઘણો ખેદ થતો હતો," હું તેણીના સંબંધી જેટલું જાણું છું, તે સઘલું કહી બતાવવું એ કોઇપણ માણસ માની અથવા સમજી શકે, તેના કરતાં વધારે થશે. તેણીનાં વખાણ કર્યા કરવાં, તેથી તેની મનોવૃત્તિ દુભાય: કારણ કે હું જે કાંઇ કરૂં, તે તેનાથી છાનું રાખી શકું નહિ. મ્હારી સઘળી કંગાળ અપૂર્ણતાઓ, તેણીની ભલમનસાઇનો વિચાર કરીને હું મ્હારી પોતાની પ્રત્યેજ આચ્છાદન કરી લઉં છું. તે મ્હારી સાથે જીંદગી અથવા મૃત્યુ, સ્વર્ગ અથવા નર્કમાં પોતાનો હીસ્સો લેશે. તે માત્ર મ્હારે માટેજ જીવે છે."

## એમોનીના અને જુલીયસ સેબીનસ.

મેટર લીન્કે ઘણાજ માયાળુ ભાવથી એમોનીના અને તેના ધણી જુલીયસ સેબીનસનું વ્યાખ્યાન કહેલું છે. શહેનશાહ વેસ્વેશીયન સામે બળવો ઉઠાવવામાં તેણે ઉપરીનો ભાગ ભજાવ્યો હતો. અને તેમાં તેણે હાર ખાધી હતી. તાત્કાલીક મૃત્યુની તેને ધમકી અપાયાથી તેણે જર્મનીમાં આશ્રય મેળવ્યો હતો. પણ તેમાં આવરણ એ હતું, કે તેની તરૂણ સ્ત્રી એમોનીનાને પાછલ મુકવી પડત. પરંતુ તેણીનાથી વીખુટા પડવા તેની ઇચ્છા નહિ હતી. તેનું એક બગીચામાં મકાન હતું. જેની નીચે જમીનના અંદરના ભાગમાં ભોંયરાંઓ હતાં, જે માત્ર પોતાના અને પોતાના બે માણસનાજ જાણવામાં હતાં, તેણે તે મકાનને અગ્ની લાગુ કરાવી. અને અફવા એવી ચાલી, કે તેણે ઝેર ખાઇને પોતાનો અંત આણ્યો છે. અને તેનું શરીર અગ્નીમાં ભસ્મીભૂત થઇ ગયું છે. એમોનીના પોતે પણ છેતરાણી, અને જ્યારે ઉપર કહેલા બે માણસમાંના એક માર્ટીએલીસે તેણીને, તેના ભરથારે પોતાની મેળે પોતાનો નાશ કર્યાનું કહ્યું, ત્યારે તે ત્રણ દીવસ અને ત્રણ રાત્રી સુધી જમીનપર પડી રહી. અને કાંઇપણ ખોરાક લેવાની તેણે ના પાડી; જ્યારે સેબીનસે તેણીની દીલગીરીની વાત સાંભળી, ત્યારે તેને દયા આવી. અને તેણીને ખબર આવ્યા, કે પોતે હયાત છે. તોપણ દીવસના ભાગમાં તેણી પોતાના ધણી માટે દીલગીરી બતાવ્યા કરતી, તથા આંસુ પાડ્યા કરતી. પરંતુ જ્યારે રાત્રી પડતી, ત્યારે તે તેને ભોંયરામાં જઇ મળતી. સાત માસની લાંબી મુદત સુધી, દરરાત્રીએ તે પોતાના ધણીની સાથે થવા માટે આ પ્રમાણે દેખાડો કરતી હતી; પોતાનો ધણી નાસી છુટે, તેટલા માટે પણ તેણીએ પ્રયત્ન કર્યો. તેણે તેના વાળ તથા ડાઢી કાઢી નાંખ્યાં.

તેના માથાની આસપાસ વીંટાળ્યાં, તેનો વેશ બદલી નાંખ્યો. અને પછી કપડાંના ગાંસડાઓની સાથે તેને પોતાના વતનમાં મોકલાવી દીધો. પરંતુ ત્યાં તેનું રહેવું સલામતી રહીત થઇ જવાથી તે તેને પાછી તેના ભોંયરામાં લઇ આવી. અને પોતે પોતાની રહેણાક શેહેર અને ગામડાં એ એની વચમાં વેંચી લીધી. તે એવી રીતે કે રાત્રી તેની સાથે ગુજારતી અને વખતો વખત પોતાના મીત્રો તેને મળી શકે (જોઇ શકે) તેટલા માટે તે શેહેરમાં જઇને રહેતી. તે સગર્ભા થઇ, અને તે પોતાના શરીર ઉપર એક લગાવીને રહેવા લાગી, કે જેથી હીમામખાનામાં સ્ત્રીઓએ સાથે મળીને ન્હાવાનો તે વખતે પ્રચાર હતો, તે સ્ત્રાઓથી પણ પોતાની હાલત તે છુપાવી શકી, અને જ્યારે પ્રસુતીનો સમય ભરાઇ ગયો, ત્યારે તે પોતાની ગુફામાં ગઇ. અને ત્યાં એકલી કોઇપણ સુયાણી વગર તેણે બે પુત્રને જેવી રીતે સીંહણ પોતાનાં બચ્ચાંને પ્રસવ કરે છે, તેવી રીતે જન્મ આપ્યો. તે પોતાના બેડલાંને પોતાના દુધથી પોષણ આપવા લાગી. તથા મ્હોટાં કરવા લાગી. અને નવા વર્ષ સુધી તે પોતાના ધણીની સાથે ગમગીની અને અંધારામાં રહ્યા કરી. પણ સેબીનસ આખરે પકડાઇ ગયો. અને તેને રોમ મોકલવામાં આવ્યો. ખરેખર તે વેસ્પેસીયનની માફી મેળવાને પાત્ર થઇ ચુકયો હતો. ઇમોનીના જેણે પૃથ્વીના ઉંડાણમાં પોતાના બે પુત્રને ઉછેર્યા હતા, તેને સાથે લઇને તે શહેનશાહની પાસે ગઇ. અને શહેનશાહને કહ્યું, કે—"આ છોકરાઓને હું જગતમાં લાવી છું. તથા તેમને મ્હારા દુધથી ઉછેર્યા છે, એવા હેતુથી કે તારી માફી માગવા માટે અમે વધારે જણ થઇ શકીએ." ત્યાં જે કોઇ હાજર હતા, તેમની ચક્ષુમાં આંસુ આવી ગયાં. પરંતુ સીઝર દ્રઢતાથી ઉભો રહયો. અને તે બહાદુર મોલ સ્ત્રીએ પોતાના ધણીની સાથે પોતે પણ મરણને શરણ જવાની પરવાનગી લેવાની હતી. તે સ્ત્રી

બોલી ઉઠી કે "હે સીઝર ? સુર્યના પૂર્ણ પ્રકાશમાં અથવા તો ત્હારા મહાન હબદબા ભરેલા રાજમાં તેં જે કાંઇ સુખ અનુભવ્યું હશે, તેના કરતાં મેં તેની સાથે રહીને અંધારામાં વધારે સુખ ભોગવ્યું છે.

## રામ અને સીતા.

એક હીન્દુ કાવ્ય જેમાં સ્ત્રી જાતીની ઉંડી ખુબીનું સૌંદર્યતાયુકત વર્ણન કરવામાં આવ્યું છે, તે પણ ધ્યાન ખેંચે તેવું છે. તે બતાવી આપે છે, કે સ્ત્રી જાતીની તે ખાસ ખુબી સુધરેલા અથવા સુપ્રકાશીત દેશમાંજ જોવામાં આવે છે, એમ નથી. જાતીના હૃદયમાં સ્વાભાવિકજ છે. પછી તે ગમે તે દેશમાં અથવા સમયમાં ઉદ્દભવેલી હોય. તે એક વીરરસ કાવ્યમાંનો ફકરો છે. રામને વનવાસ મળે છે. અને તે પ્રસંગે તેની સ્ત્રી સીતા કહે છે કે :—

એક સ્ત્રીએ પોતાના પતીના ભાગ્યમાં વિભાગી થવું જોઇએ; તમે જ્યાં જશો, ત્યાં તમારી સાથે આવવું, એ મ્હારો ધર્મ છે. તમારાથી રહીત હું સ્વર્ગમાં પણ રહેવાની ઇચ્છા કરૂં નહિ. પોતાના પતીથી તજાયલી સ્ત્રી એક કંગાળ શબવત્ છે. આ જન્મમાં અને હવે પછીના જન્મમાં, વસ્તુની સાથે છાયા જેમ જોડાયલી રહીશ. તમે મ્હારા:રાજા, મ્હારા માર્ગદર્શક, મ્હારા આશ્રયનું સ્થાન અને મ્હારા સાક્ષાત ઇશ્વર છે. આપની સંગાથે આવવાનો મ્હારો દ્રઢ નીશ્ચય છે.

જો તમો કાંટાવાળા રસ્તાના અરણ્યમાં ભટકતા ફરશો. તો હું આપની અગાઉ ચાલીશ; અને રસ્તા ઉપરના કાંટાઓ ઉપર પસાર થઇને આપને માટે રસ્તો આસાન કરી આપીશ.—આપની અગાડી ચાલતી એવી જે હું તેને થાક લાગશે નહિ. અને જંગલના

કાંટા મને રેશમી વસ્ત્ર જેવા રૂચીકર લાગશે, અને પાંદડાંનું બીછાનું મને પિંછાના બીછાના જેવું કોમળ લાગશે.

મને તમારી હાજરીની છાંયા, વૈભવતાવાળા મેહેલોના કરતાં અથવા તો ખુદ સ્વર્ગના કરતાં પણ અધીક પ્રીય છે.

તમારા બાહુથી સુરક્ષીત થયેલી એવી, મને દેવો, રાક્ષસો કે મનુષ્યો કંઇ ઉપદ્રવ કરી શકશે નહિ.

તમારી સાથે હું ફૂલ–ફળ ઉપર સંતોષથી નીર્વાહ કરી લઇશ. મીષ્ટ અથવા અમીષ્ઠ વસ્તુ જે આપના હાથથી મને પ્રાપ્ત થશે, તે મને જીવનના ખોરાક તુલ્ય થશે.

આપની સાથે જંગલમાં અને અરણ્યમાં એક હજાર વર્ષ સુધી ભટકવું, તે એક દીવસ જેટલુંજ મને લાગશે; 'તમારી સાથે રહેવાથી નર્ક પણ મને સ્વર્ગસમાન સુખમય થશે.''

જ્યાં સ્ત્રીનું સર્વ જીવન સર્વ કરતાં અધીક પ્યારથી વ્યાપ્ત થઇ ગયેલું હોય છે. ત્યાં સ્ત્રી જાતીમાં વફાદારી અને ભકતીનો આ ગુણ કેવો દૈવી છે ! આ ગુણને લીધે તેનો આત્મા પવીત્ર દબદબાથી પ્રકાશીત થાય છે. અને તેથી જગતના પવીત્રમાં પવીત્ર સ્થળે પહોંચાય છે.

## સ્ત્રી જાતીમાં પવિત્રતા.

એક સામાન્ય નીયમ તરીકે સ્ત્રીઓ પુરૂષના કરતાં વધારે પવિત્ર હોય છે. પુરૂષના વિચાર કરતાં સ્ત્રીનો વિચાર વધારે પવિત્રતાયુકત હોય છે. માત્ર પુરૂષના સમાગમને લીધે તે બગડે છે. તેને પુરૂષદ્વારજ દુષણ અથવા ઝાંખ લાગે છે. જે પ્રમાણમાં છોકરાઓ પોતાનું મન કાબુમાં રાખવાને અશકત હોય છે, તે પ્રમાણમાં છોકરીઓ પણ પોતાનું મન કાબુમાં રાખવાને અશકત હોત, તો જનમંડળમાં વીક્ષેપ આવી પડત, અને બગાડો થઇ જાત ! પરંતુ

સ્ત્રી જાતીમાં અપવીત્રતાની સામે સ્વાભાવીક ધિઃકાર રહેલો હોય છે. એક પતીત થયેલી દુનીયાંમાં, આત્માનો પવીત્ર સુવાસ તે જાળવી રાખે છે. અને પુરૂષ જો તેણીને પોતાની સપાટી તરફ ઘસડી લાવવાને બદલે, તેણીના જેટલી બુલંદીએ પહોચે, તો આપણે એક વધારે ઉંચી સૃષ્ટી જોઇ શકીએ. જે પુરૂષો પતીત હોય છે, તેઓ સ્ત્રી જાતીની પવીત્રતાની વાતને વખોડી કાઢે છે. સ્ત્રીની પવીત્રતા તેમને ઠપકો આપે છે. અને તેમ થતું અટકાવવાને માટે તેવા પુરૂષો સ્ત્રીની પવીત્રતાને કલંક આપવા ઇચ્છે છે. આ જગતમાં એવા લફંગાઓ પણ પડેલા છે, કે જેઓ કહે છે કે દરેક સ્ત્રીની કીમત હોય છે. અમે તેમના તે છુપા ભેદને તીરસ્કારથી જોઇએ છીએ. અને જે ડાહ્યા માણસ સંબંધી મેટરલીંકે લખેલું છે, એ ડાહ્યા માણસની સાથે મળતા થઇએ છીએ. તે ડાહ્યા માણસે કહ્યું છે કે—"હું કોઇ પણ એવી સ્ત્રીના પરીચયમાં આવ્યો નથી, કે જે સ્ત્રી કંઇપણ મહાન ગુણ મને બતાવી શકી હોય નહિ." જાતીય પવીત્રતાની હાનીને ઘણી ખરી સ્ત્રીઓ કમકમાટથી જુએ છે. ગરીબમાં ગરીબ સ્થીતીમાં પણ એવી ઘણી સ્ત્રીઓ હોય છે, કે જેઓ પાપ કરવાના કરતાં ભુખે મરી જવાનું પસંદ કરે છે, તેઓનું સંકટ અ પવિત્ર વિચારથી ઉત્પન્ન થતું નથી. પરંતુ આડે રસ્તે દોરાયલા આત્મભોગથી ઉત્પન્ન થાય છે. તેઓ પુરૂષને પ્રસન્ન કરવા ઇચ્છે છે, અને તે સંજોગમાં નાશ પામી જાય છે. સર્વ વસ્તુ તરફ પ્રસરતો પ્યાર, જેથી તેઓ પવિત્ર તથા અદુષીત થવા જોઇએ, તે તેમને નાશમાં ફસાવનારી એક જાળ થઇ પડે છે.

પતીત થયેલા પુરૂષોના કરતાં પતીત થયેલી સ્ત્રીઓની સંખ્યા કેટલી ઓછી હોય છે. સ્ત્રીના આત્માની ઉંડાઇમાં, ખરાબીની સામે બચાવ કરી શકે, એવી એક વસ્તુ રહેલી હોય છે, જે વસ્તુ જો

તે સ્ત્રી ઇશ્વરી પ્રેરણાને સત્યપણે વળગી રહે, તો હમેશાં તેનો બચાવ કરે છે. તેમનાંમાં ઇશ્વરે મુકેલી શકતી મધુર મહતાથી તે ચીરયા શક્તીના સીંહ અથવા ઝેરી સાપની ઉપર પોતાનો પગ મુકી શકે છે. અને અપવીત્રતાને એટલો ઠપકો આપી શકે છે, કે—જેથી હારખાઇને અને શરમાઇને પાછી હઠી જાય છે. ઉના અને સીંહની પવીત્ર વાર્તા ખરી હોવાની પ્રતીતી કેટલી બધી વખતે થાય છે! તેણીની નિર્દોષતા અને પવિત્રતાથી તે બહાદુર અને ક્રૂર પ્રાણી દબાઇ જાય છે. અને એક પોતાની મેળે કેદ થયેલા પ્રાણીની પેઠે તેના પગ આગળ નીચે બેસી જાય છે અથવા તો ખશીયાણું પડીને જંગલ તરફ જતું રહે છે. પવીત્ર સ્થળે પહેલી પહોંચનારી એક સ્ત્રી એક સાધવી હતી. અને એક પવિત્ર મધુર સ્ત્રીના પ્યારથી અધમ પાપમાંથી કેટલી બધીવાર પુરૂષ બચી જાય છે! બીએટ્રીસ માટેના તે પ્યારની હેરીસ ઉમદી રીતે સાક્ષી આપે છે. જે પ્યારે સઘળી નીચ વાસનાઓમાંથી તેની વૃત્તીને ખસેડી લીધી, અને મીકાયલ એન્જેલોએ જ્યારે વીકટોરીયા કાલોની તરફ નીચે પ્રમાણે લખ્યું, ત્યારે તે શકતીનો સ્વીકાર કરેલો છે.

"એક સુંદર ચેહેરાની શકતી મ્હારા પ્યારને ઉમદો બનાવે છે. કારણ કે તેણે મ્હારા અંતઃકરણને ઉચરતા વિચારોથી બચાવી લીધું છે. હું મૃત્યુની પણ પરવા રાખતો નથી."

તારી સૌંદર્યતા, ઇશ્વરી આનંદનો આભાસ છે. અને સાધુ પુરૂષોએ સ્વીકાર કરેલા આનંદનો મને તે બોધ કરે છે. કારણ કે ખરે, તે પરમેશ્વર કે જેણે તારા જેવી સારી વસ્તુ પેદા કરી, જેણે સ્વર્ગીય કબુતરની આવી સુંદર પ્રતીકૃતી ઉદ્‌ભવી તે ઇશ્વર કેવા સારા અને સુંદર હોવા જોઇએ! જે મધુર ચક્ષુઓ આ જગતની અંદર મને સ્વર્ગ તુલ્ય છે. તે ચક્ષુઓની સાનીધ્યથી હું દુર જાઉ

શકતો નથી. તેને માટે ક્ષમા આપશો. કારણ કે તે ચક્ષુઓ મને ઉચ્ચતર રસ્તે લઇ જપામાં સાહ્યભુત છે. અને જો હું તારી હાજરીમાં વધારે વખત રહેતો હોઉં તો હું ઇશ્વરના ખાસ પ્રકાશમાં રહું છું. અને સ્નેહ બતાવું છું, એમ મને લાગે છે.

## સ્ત્રીઓમાં ધર્મ.

પવિત્રતાથી ધર્મ એકજ પગથીયું ઉંચો છે, પવિત્ર અંતઃકરણવાળાં ઇશ્વરને જુએ છે. પોતાનામાં જે સ્વર્ગીય ગુણ હોય છે, તેના પ્રમાણમાં સર્વ મનુષ્યો સ્વર્ગ પ્રાપ્ત કરી શકે છે. અને સ્ત્રીમાં પવીત્રતા તથા પ્યારની ખાસ બક્ષીસ હોવાથી સ્ત્રી જાતી ઇશ્વરની સમીપ છે. તે બીજાની ઉપર આધાર રાખનારી છે, એવી તેમની બુદ્ધી પણ તેજ પરીણામ લાવે છે. ધર્મની વ્યાખ્યા આપવામાં આવી છે, કે "બીજા ઉપર આધાર રાખવો." અને એ મનોવૃત્તી સ્ત્રી જાતીમાં સ્વાભાવીકજ છે. પુરૂષ વર્ગ પોતાપણું જાહેર કરનારો, સ્વતંત્ર, પોતાંના કૌવત અને પોતાની એકલા રહેવાની શકતીનો મગરૂરીવાળો હોય છે. પરંતુ સ્ત્રીએ તો બીજાને આધારે રહેવાનું હોય છે. તેણીનો આત્મા, માન, તાબેદારી, અને વિશ્વાસનું સ્થળ તથા રહેઠાણ છે. જેવી રીતે આકાશમાં તારા સ્વાભાવિક છે, જેવી રીતે ફુલમાં સૌંદર્યતા સ્વાભાવિક છે, જેવી રીતે જંગલમાં ગાયન સ્વાભાવિક છે, તેવી રીતે આ ગુણો સ્ત્રી જાતીમાં સ્વાભાવિક છે. બીજા ઉપર આધાર રાખવાની તેની વૃત્તીને લઇને તે ખુશીથી ઇશ્વરના હાથમાં કુદી પડે છે, અને તેની પ્યારની શકતીને લઇને ઇશ્વરના માયાળુ હૃદયનું અવલંબન તે મેળવી શકે છે. તેથી કરીને એમ કહી શકાય, કે ધર્મ એ પુરૂષના કરતાં સ્ત્રીમાં સ્વાભાવિક છે. તે ગુણ તેના જન્મ સાથેજ આવેલો હોય છે. તેજ તેની ઇચ્છાની વસ્તુ છે. તેનાં પવીત્ર ભવાં ઉપર, શાન્તિનું કબુતર આરામ લેવાને

ખુશી થાય છે, અને આકાશના ઉજળા રંગોએ તેણીની ચક્ષુઓમાં રતાશ પુરી હોય છે. જે સમુદ્રના કીનારા ઉપર ઇશ્વરી ભેદો તેનાં ગાયન ગાય છે, તે સમુદ્રના કીનારા ઉપર ઘણા ખરા પુરૂષો માત્ર પથરા જેવા હોય છે. જેની ઉપર મોઝા તુટી જાય છે અને તેમ થતાંજ તે મોઝાઓ કાંઇપણ અવાજ કર્યા વગર પાછા હટી જાય છે, પરંતુ સ્ત્રીઓ સમુદ્રની છીપની પેઠે તે મોઝાઓને પોતાના હૃદયમાં પકડી રાખે છે. જ્યાં તે હમેશાં અવાજ કરતા અને પડઘા પાડતા રહે છે.

થીઓડોર પાર્કર કહે છે કે "એક ઉંડાણ જગ્યા છે. જેમાં વિચાર શકતી, હાથમાં મશાલ લઇને પ્રવેશ કરી શકે છે, એવી એક ઉંચાઇ છે, કે જ્યાં કલ્પનાશકતી પોતાની આંખોની મદદથી ઉડી શકે છે; અને તેજ તત્વજ્ઞાનનું ઉંડાણ તથા સુભાષીત ભાષણ અને ગાયનની ઉંચાઇ છે. પરંતુ તેથી પણ વધારે ઉંડાણ છે, કે જ્યાં અકલ જઇ શકતી નથી. અને વધારે ઉંચું સ્થળ છે, જ્યાં કલ્પના શકતી પહોચી શકતી નથી. અને તે ઉંડાણ તે ન્યાયનું ઉંડાણ છે. અને તે ઉંચાણ તે પ્યારનું ઉંચાણ છે. ધર્મનું મહાન વિશાલ સ્વર્ગ પણ તે છે, શુદ્ધ અંતઃકરણ તે ઉંડાણમાં ઉતરી શકે છે, પ્યાર તે ઉંચાઇએ ચડી શકે છે. આત્મા તે સ્થળમાં વાસ કરી શકે છે. અને તે સ્થળ સ્ત્રીઓ માટે છે. સ્ત્રીઓ ન્યાયમાં તેમજ પ્યારમાં પુરૂષના કરતાં વધારે ઉંડી ગઇ છે. તેમજ વિશ્વાસમાં પુરૂષના કરતાં વધારે ઉંચ સ્થળે પહોચી શકી છે.

આ શબ્દો સત્ય છે. ધાર્મીક વૃત્તિમાં પુરૂષના કરતાં સ્ત્રી ચડીયાતી છે, ધર્મના સ્વર્ગમાં તે પુરૂષના કરતાં વધારે સુસ્વસ્થ છે. પુરૂષ ઉભો રહે છે, અને પ્રશ્ન કરે છે. સ્ત્રીજાતી માની લે છે. અને આરાધના કરે છે, હું કઇ બાજુએ જાઉં છું? પુરૂષ વર્ગ

વખતો વખત જીંદગાનીના ઘસારામાં સ્તબ્ધ થઇ જાય છે, અને પુછે છે, કે "હું કયાંથી આવ્યો છું? હું કોણ છું? અહીં હું શા અર્થે છું? પોતાના આત્માના પીતા માટે તથા પોતે જે સ્વર્ગમાંથી આવેલો છે, તેને માટે તે ખાસ આકાંક્ષા રાખે છે. પરંતુ પુરૂષ હજી ઇશ્વરને માટે બુમો પાડતો હોય છે, તેટલામાં સ્ત્રીને તો ઇશ્વર મલી જાય છે, અને તેણી જેમ પોતાના જન્મ ગ્રહમાં જેમ તે આરામ મેલવતી હોય છે, તેવીજ રીતે ઇશ્વરની છાતીમાં તે આરામ મેલવે છે. પુરૂષ હજી ઇશ્વર તરફ પહોંચવાને પ્રયત્ન કરતો હોય છે, તેટલામાં સ્ત્રીતો ત્યાં પહોંચી જાય છે. જેવી રીતે આપણે માતાના ઘુટણ નજીક માનની લાગણી સાથે જઇએ છીએ, તેવી રીતે આપણે તેણીની પાસે માનની લાગણી સાથે જવું જોઇએ. જે વસ્તુઓ આપણે જાણતા નથી હોતા, તે વસ્તુઓ તે જાણતી હોય છે. જે અવાજ આપણે સાંભળી શકતા નથી, તે અવાજ તે સાંભળી શકે છે. જે દીવો આપણા હાથમાંથી જતો રહયો હોય છે, તે દીવો તે પોતાના હાથમાં ધારણ કરે છે. જે સત્ય શોધવાને માટે આપણે આપણી આખી જીંદગી મેહેનત કરતા રહીએ છીએ, તે સત્ય તેણીને જણાયલાં તથા સુપરીચીત હોય છે. જે દીલાસો મેળવવાને માટે આપણે આકાશ તોડી પાડવાનો વિચાર કરતા હોઇએ, તે દીલાસો તેણીના પ્રત્યે પ્રાતઃકાળની પેઠે આવી રહે છે; અને ઝાકળની પેઠે વરસે છે. જે સ્ત્રી સાચી હોય છે, તેને આપણે વડર્સવર્થે પોતાની બેન પ્રત્યે કહેલી નીચેની લીટીઓ આપણે કહી શકીએ.

"જો ગંભીર વિચારથી તને કંઇ અસર થતી નહિ હોય, તો તેથી કરીને તારો સ્વભાવ ઇશ્વર પ્રત્યે ઓછી ભાવના ધરાવે છે, એમ ગણવાનું નથી. તું આખું વર્ષ ઇશ્વરની છાતીમાં નીવાસ

કરે છે. અને દેવ મંદીરના અંદરના વીભાગમાં પુંજન કરે છે. અને તેમ હોવાથી અમને ખબર નથી હોતી છતાં તારૂં ઇશ્વરની નજીક સામીપ્ય હોય છે."

સ્ત્રી જાતી ખાસ કરીને ધર્મીષ્ઠ હોય છે તે ઇશ્વરના લાડથી વીખુટી પડી શકતી નથી. એક અધર્મી સ્ત્રી એ દૂષણ રૂપ છે. સ્ત્રી, નીર ઇશ્વર વાદી અથવા નાસ્તીક થઇ શકે નહીં. તેણે તો ઇશ્વરમાં વિશ્વાસજ રાખવો જોઇએ. તેણીએ પોતાના કરતાં વધારે શકતીવાળાની ઉપર અવલંબન રાખવું જોઇએ. તેણીએ ભકતી પરાયણ થવું જોઇએ. ધર્મ અને વર્તન વચેનો સબંધ, હમેશાં તે સ્પષ્ટ રીતે સમજી શકે નહિ. તેણીએ ઠોકર ખાધી હોય અથવા તે પડી ગઇ હોય, તો પણ તેણીએ ઇશ્વરનું આરાધન કરવુંજ જોઇએ. તેની પાંખ અશકત થઇ ગઇ હોય, તોપણ તેણીએ પ્રકાશની આસપાસ ફરવુંજ જોઇએ. તેનામાંથી ધર્મ ફલાહેદો કરાવો, અને તમો તેનું સ્ત્રીત્વ લઇ લ્હો છો. તેનું નીવાસસ્થાન ઇશ્વરના ચરણમાં છે. અને ત્યાં પુગવાના રસ્તા પુરૂષના કરતાં તેની નજરે વધારે સારી રીતે પડે છે. અને તે જણાયા પછી વધારે સહેલાઇથી તે રસ્તે ચાલી શકાય છે.

ધર્મને માટે એક સર્વ–સંપન્ન શબ્દ સ્નેહ છે. અને તે સ્ત્રીની સૃષ્ટી છે. જે પ્યારથી વિહીન હોય છે, તે ઇશ્વરને જાણી શકતો નથી, પરંતુ પ્યાર એવી વસ્તુ છે. કે જે બુરખો ઇશ્વરના દર્શન થવામાં આડો આવે છે, તે બુરખાને તોડી નાખે છે. પ્લેટોને પ્યારને સંબંધે કહ્યું છે કે—

પ્લેટોની બેંકવેટ નામની ચોપડીમાં આપણે વાંચીએ છીએ કે "જે શીષ્યોને શિક્ષક સ્નેહી છે, તે શીષ્ય નામાંકીત અને વીખ્યાત નીવડે છે; પરંતુ જેની ઉપર પ્યાર પોતાના હસ્ત પ્રસારતો નથી,

તે અપ્રસીદ્ધીમાં પડયો રહે છે." આ પ્રમાણે સ્ત્રી જાતી પ્યાર બતાવવાની પોતાની શકતીથી ઇશ્વરને જાણી સકે છે અને તેમ કરીને તે આનંદ પ્રાપ્ત કરી શકે છે. મંજુરી અપાયલા પ્યારના આવેશથી તે સ્વર્ગનું રાજ્ય શકતી વાપરીને સંપાદન કરી શકે છે. જ્યારે પુરૂષ તો હજી સ્વર્ગના દરવાજા આગળ અવઢવ કરતો હજી ઉભો હોય છે. પોતાના પ્યાર અને વીશ્વાસના પ્રતી-ધ્વનીમાં પ્યાર મેળવવાની તેની આતુરતાને લઇને ઇશ્વરને એક કારીગર, એક ખાલી નામ અથવા આશારીરીક સત્તા તરીકે ગણવાને તેનું મન કબુલ કરે એ વાતજ અશક્ય છે. વસ્તુઓની વચમાં તે અંતઃકરણનીજ માંગણી કરે છે. તે એક એવા ઈશ્વરનીજ તલબમાં છે, કે જે ઇશ્વર તેની સંભાળ રાખે, અને ઇશ્વર તે તે પ્રમાણે કરે એવી ખાત્રી આપી હોય છે. ઇશ્વર કેટલો મહાન છે તે સાથે તેને કાંઇ નીસબત નથી.

જે પ્રમાણે છોકરાંઓ જેને તેઓ ચાહાતાં હોય છે, તેઓ નજીક હોય છે, ત્યારે તે છોકરાંઓ હીમતમાં આવે છે; તેમ ઇશ્વરની મહત્તા તેણીને હીમત આપે છે.

## ઇશ્વરની અદ્દભુત શકતી આગળ તે આનંદ સાથે હસે છે.

જેવી રીતે નાનાં બચ્ચાંઓ પોતાના પીતા જેમનાથી પોતાને કંઇ ધાસ્તી હોતી નથી, તેની પાસે આનંદ સાથે હસે છે: તેવી રીતે ઇશ્વરની અદ્દભૂત શકતી આગળ તે આનંદ સાથે હસે છે. સત્વરૂપી પ્યાર તરીકે ઇશ્વરે પોતાનું નીરૂપણ કરવું જોઇએ, એ વાત સ્ત્રીજાતીને સંબંધે ભાગ્યે જરૂરની છે. તેણીના અગાધ અંતઃકરણે તે મધુર છુપી વાત પ્રથમથીજ શીખવેલી હોય છે. ઇશ્વરના અવ-તાર સંબંધી અકળ ગુપ્તભેદ જેની આગળ પુરૂષ કંપી જાય છે, તથા પુજ્ય થઇ જાય છે, તે, સ્ત્રીના આત્માને ગુંચવાડામાં નાંખી

શકતો નથી. તેણીના હૃદયે, ઇશ્વર સંબંધી જેવી ધારણા રાખતાં તેને શીખવ્યું હોય છે, તે એવુંજ હોય છે. અને તેનામાં જે કંઇ સ્ત્રીજાતીને જેબ આપનારૂં હોય છે, તે ઇશ્વરનો આદર કરે છે, અને તેનામાં આનંદ સંપાદન કરે છે.

## સ્ત્રીજાતી અને ઈશ્વર.

ન્યુ ટેસ્ટામેન્ટ આપણે વિચારપૂર્વક વાંચીએ છીએ, ત્યારે આપણી ખાત્રી થયા વગર રહેતી નથી કે પુરૂષના કરતાં સ્ત્રી, ઇશ્વરની સતુથી વધારે વફાદાર અને ભક્તિમાન અનુયાયીઓ હતી. આપણા મનમાં સ્વાભાવિક રીતે લાગે છે, કે દૈવની સંગાથે ગેથ્સમૈનમાં સ્ત્રીઓ હાજર હત, તો પ્રભુની પરમ વેદનાને નેમયે તેઓ સુઇ જાત નહિ, પરંતુ તેની સારવારમાં બેસી રહત. અને તેના ફીકાં ભવાં ઉપરથી જે કીંમતી લોહી નીરદય ભૂમિ ગ્રહણ કરતી હતી, તે લોહી તેઓ લુંછી નાખત. પુરૂષ વર્ગ પરમ કૃપાળુ પરમેશ્વર પાસે જ્યારે ભોગ આપે છે, ત્યારે વધતા ઓછાની અગત્ય ઉપર વિચાર કરીને કંઇ દીલ ચોરે છે. પરંતુ તેથી ઉલટું સ્ત્રીજાત્તી ઇશ્વિરના ચરણમાં પોતાની આલાબાસ્ટરની પેટી તોડી નાખે છે, અને એવો ખેદ કરે છે, કે પોતે જે કાંઇ અર્પણ કરે છે તે આવું સાધારણ છે.

અનેસ્ત્રી જાતીને ગુર મળવાથી કેટલી બધી ખુશી થાય છે? કારણ કે ગુરૂમાં પુરૂષમાંના સર્વ ગુણો તથા સ્ત્રીજાતીના શ્રેષ્ટ ગુણોસમાયલા હતા. વળી તેના પવીત્ર શરીરમાં માત્ર પુરૂષનાજ નહિ, પરંતુ મનુષ્યત્વના સર્વ ગુણો રહેલા હતા. સ્ત્રી આદીથી અંતસુધી ગુરૂમાં ભાવના રાખનારી હોય છે. અને તે તેના પરણનાર મર્દનો આશ્રય લે છે, તે ઇશ્વરની કરૂણાની યાચના કરે છે. તેનો પશ્ચાતાપ ઇશ્વરની સાહ્યતા મેળવીને પોતાની બેનનો ઉદ્ધાર કરાવે છે. તેનો ગૃહસંસારી પ્યાર ઇશ્વર

પ્રત્યે અવલંબે છે. જે ઇશ્વર તેનાં તરૂણ છોકરાંઓને પોતાના હાથમાં લીધાં. તથા તેમને આશીર્વાદ આપ્યો. અને પછીથી ગુરૂ બેથની તરફ રાત્રીએ ચાલી નીકળ્યા. જ્યાં પેરી માર્થા અને લેઝેરસ રહેતાં હતાં તેણીનો પ્યાર ગુરૂ તરપ ભકતીમાં દોડે છે. જે ગુરૂ આપણને ચ્હાતા હતા, તથા આપણે માટે જેણે ભોગ આપ્યો હતો. આપણી અશકતીઓ તથા મંદવાડ પ્રસંગે તે દૈવની કૃપા પામે છે. ઈત્યાદી ઘણી વાતો શાસ્ત્રથી જાણી શકાય છે.

કોઈ સાચી સ્ત્રી ગુરૂથી નીરાળી થઇ પોતાના આશા બર લાવીશ નહિ. એક સ્ત્રીનાં હૃદય માટે દેવજ સર્વ પ્રકારે મહા પવીત્ર અને દીલસોઝ છે. ગુરૂ કે જે મેરીને કબરસ્તાનના બગીચામાંથી મલી આવ્યા હતા, તે ગુરૂ પોતાને પ્રાપ્ત થતા નથી ત્યાં સુધી તેનો સ્વભાવ શાન્તી પામતા નથી. અને તેનો સુક્ષ્મ તળ પ્યાર નીરર્થક જાય છે. આ કારણને લીધેજ તે દેવના મંદીરમાં જાય છે. જ્યાં દેવગુરૂનું સંપૂર્ણ તાદાતય થઇ શકે છે. જ્યારે તે ત્રિશૂળને પોતાના ઓરડામાં ટાંગે છે, અથવા તો તે દેવની છબી આગળ પ્રણામ કરે છે ત્યારે આપણને હાસ્ય આવે છે. પરંતુ આપણા છીછરા કટાક્ષથી આપણે તે હાસ્ય આવે છે. પરંતુ તેની ભાવનાનું રહસ્ય અગાધ હોય છે.

ઘણી ખરી સ્ત્રીઓ એકાંત જીંદગી ગુજારે છે, તે વાતથી આપણા મન ઉપર ઘણી અસર થાય છે. તેઓ પરણતી નથી. કોઇ માનુષીક પ્યાર ઉપટ તેઓ એ અવલંબન લીધું હોય છે, તેમાં તેઓ નીષ્ફળ થયાં હોય છે. તેઓ પરણ્યાં હોય છે, તોપણ તેઓ નીરાળાં રહે છે. તેમનો મનમેલ થતો નથી. તેમના ઉચ્ચતર આત્મા અને તે પુરૂષો તેમની બાજુએ ઉભેલા હોય છે. તેમની વચ્ચે વાસ્તવીક સંયુકતતા થતી નથી. તેમના ઉચ્ચતર સ્વાભાવનો તેણે સ્પર્ષ કર્યો હોતો નથી. અથવા તેમના સુક્ષ્મતા સ્નેહને તેમણે

પરીતોષ આપ્યો હોતો નથી, આ ઉપરથી એમજ સમજવાનું નથી કે પુરૂષવર્ગ વીષય વાસનાને આધીન અથવા જંગલી જેવો છે. માત્ર એટલુંજ કે તે કઠોર, સુકો, છીછરો, અને દીલસોઝી વગરનો છે. તેમ એવું પણ સમજવાનું નથી, કે પુરૂષવર્ગ કે તે પોતાની અર્ધાંગનાને વખાણતા નથી, અથવા માન આપતા નથી. પરંતુ તેથી ઉલટું, ઘણી ખરી વખતે પુરૂષને એમ આશ્ચર્ય લાગી આવે છે, કે આવા સુંદર પ્રાણીને પોતાના જીવનનો મ્હારા જેવા સાથે યોગ કરવાની શી રીતે કૃપા કરી હશે? પરંતુ તેમ છતાં પણ તે સ્ત્રીનું મન તટસ્થજ રહ્યા કરે છે. આવી સ્ત્રીને તમે પુછો કે લગ્ન શું કહેવાય? અને તેના હોઠ ઉપર એવું કઠોર હાસ્ય ચડી આવે છે કે તમે દયા તથા દુઃખથી ત્યાંથી ફરી જાઓછો.

આવી રીતે એકલી થયેલી સ્ત્રીના આત્માને દૈવનું કીમતીપણું શબ્દોથી વર્ણવી શકાય નહિ એવું છે. ગુરૂ તેને મનથી સર્વસ્વ છે. તથા સર્વ વસ્તુને વીષે છે. જે અંતઃકરણ આ અવલંબનને અભાવે અવર્ણનીય ક્ષુધાથી પરીજાત તે અંતઃકરણને તેની ઇશ્વરી સૌંદર્યતા અને તેની માનુષીક દયા ભાવનાથી સંપૂર્ણ કરે છે, તથા સંતોષ આપે છે. તેની સાનીધ્ય તે ગુંઠણીએ પડે છે, અને તેમ કરીને પોતાની બેનના જેવી વૃત્તીથી બોલી ઉઠે છે, કે હે મ્હારા બચાવ કરનારા મ્હારા પ્રત્યે ધીમેથી ધીમેથી અને મધુરતાથી બોલશો. કેમકે નહિ તો પછી મને ધાસ્તી લાગી જાય અને પડી જઉં, અને તેમ થવાથી તમને પ્રાપ્ત કરી શકું નહિ.

તમે એવા છો કે જે તમારી પ્રાર્થના કરે છે, તેને અવશ્ય પ્રાપ્ત થાઓ છોજ; જેવી રીતે તમારા પગ આગળ પડેલી મેરી પ્રત્યે તમે બોલતા હતા. તેવી રીતે મ્હારી સાથે તમો બોલશો.

તેમજ તેની કંપીન પ્રાર્થનાને સાંભળવાને દેવ કંઇપણ આનાકાની કરતા નથી. કારણ કે તેમ કરવું એ તેમની ખુબીથી ઉલટું થાય. ગુરૂ તેમને પોતાના તરફથી સાહ્યતા આપે છે. તથા શાંત્વતા કરે છે. તે પોતાની મધુર અને જેનુ માપ થઇ શકે નહિ, તેવી જીંદગાનીને તેણીના જીંદગાનીની સાથે મીશ્ર કરે છે. લાલચને સમયે, તે તેણીનું સંરક્ષણ કરે છે. લપસી જવાય તેવે સ્થળે એ તે તેને પકડી રાખે છે. ત્યાર પછી તે જો કે એકલી હોય છે, તોપણ તેને એકલાપણું રહેતું નથી, કારણ કે ગુરૂ તેની સંગાથેજ છે. રાત્રીએ જ્યારે ઘરમાં સઘળું શાંત હોય છે. ત્યારે તે તેની પાસેજ રહે છે. અને જે પગલાંને આવવાને આટલી બધી વીલંબ થઈ હોય છે, તે પગલાંનો અવાજ તે ધ્યાનથી સાંભળે છે. સવારમાં જ્યારે પ્રાતઃકાળની નદી તેણીના ચુપકીદીવાળા ઓરડામાં વહેતી આવે છે, ત્યારે પણ ગુરૂ તેની સાથેજ હોય છે.

જ્યારે છોકરાંઓ તેણીના ઘુટણ ઉપર ચડે છે, અને તેણીનાં ભવાં ઉપરના કેશને પોતાના નાનકડા હાથથી લીસપ આપે છે, તે વખતે પણ ગુરૂ તેની પાસેજ હોય છે. સાયંકાળની છાંહવાળા રસ્તા ઉપર જ્યારે તે એકલી ચાલતી હોય છે, અને ગમગીન હોય છે. અને જે વખતે છોકરાંઓ દુર હોય છે, તે વખતે પણ તે તેની પાસેજ રહે છે. અને જ્યારે અંધારૂં થાય છે ત્યારે પણ આસપાસના અંધારામાંથી એક અવાજ આવે છે, કે "તારૂં સંરક્ષણ કરનાર આવ્યા છે, અને તે તને બોલાવે છે." અને તુરતજ તે પોતાના પતીને મળવાને બહાર આવે છે. આ સાંભળીને તેને ઘણો આનંદ થાય છે.

"નીરંતર સમયના ઉત્સવોમાં પણ એક ધાટો વીસ્તીર્ણ ઉત્સવ પ્રકાશીત સમદ્ર ઉપર એક રોશની તુલ્ય છે. અને તે એ

છે કે જ્યારે પરણનાર પુરૂષ પોતાની પરણેલી સ્ત્રીને લઇને જાય છે." ધર્મ એ સ્ત્રી જાતીને સ્વાભાવિકજ છે. પુરૂષ મંદીર તથા વેદીને છોડી દે, પરંતુ સ્ત્રી હંમેશાં ઇશ્વર ભકતી કરશે. તે ઘરમાં, દેવલમા, અને પ્રજામાં ધર્મને ટકાવી રાખે છે. જો આપણે તેની સાથે ઉમદી રીતે વર્તન ચલાવીએ, તો તે આપણામાંનાં દૈવી સં-પત્તિને પુષ્ટી આપતી રહેશે. અને જ્યારે તે આપણી પાસેથી અદષ્ટ જગતમાં જતી રહે છે, ત્યારે પણ ભવીષ્યની જીંદગીને વાસ્તવીક તથા સમીપ કરવામાં તે પોતાનું સાર્થક કાર્ય કરી બજાવશે. હ્યુમે એક વખતે એવું કહ્યું છે કે, "જ્યારે જ્યારે હું મ્હારી માતા સંબંધી વિચાર કરૂં છું, ત્યારે ત્યારે હું આત્માના અમરપણા વિષે માનું છું. તેણીની વર્તણુંક અને તેણીના સદગુણોમાં એવું કંઇ હતું કે, જે આત્માના નષ્ટપણાની સાથે બંધ બેસતું થઇ શકતું નથી. આપણામાંના ઘણા ખરાની વીચાર શ્રેણીમાં એમજ આવે છે કે—આપણી માતા કબર નીચે પડી નથી. પરંતુ જે કબરમાં પડેલ છે, તે તો આ દુનીયાંની મુસાફરીમાં તેણીએ જે ખોલીયું ધારણ કર્યું હતું, તે ખોલીયું છે. અને જે ખોલીયું ઇશ્વરે તેણીને પોતાના હજુરમાં બોલાવતી વખતે તેણીએ છોડું દીધું છે."

"તેણીને સંભાળથી રાખવામાં આવી છે, અને જે પ્રકાશ કોઇ દીવસ નષ્ટ થતો નથી, તે પ્રકાશમાં તે પોઢેલી છે."

એટલુંજ નહિ, પણ વળી દૈવી સુગંધ અને સૌંદર્યતા સાથે ઇશ્વરની સમીપમાં આવે છે. અને જે પ્રકાશમાં તે રહેતી હોય છે, તે પ્રકાશ તરફ આપણો રસ્તો દોરે છે. નીચતાને આપણે તેની કબરમાં દફનાવી દઇએ. અને તેમાંથી જે સદગુણ ઉદભવે છે તે, આપણને દૈવી કવચથી આચ્છાદીત કરે છે. અને તે વીસ્મૃત થઇ શકતી નથી, તેથી ઉલટું આપણા મહાન કવીએ કહ્યું છે તે પ્રમાણે તે સત્તા ધારણ કરે છે.

" તેણીની જીંદગાનીનો વીચાર તેની વીચાર શકતીના સ્થાનમાં મૃદુતાથી પ્રવેશ કરશે. અને તેણીના જીવનના દરેક સ્નેહમય અવયવ વિશેષ કીમતી પોષાકમાં બહાર આવશે, અને તે તેની દ્રષ્ટીમાં વધારે આકર્ષણીય, વધારે કોમલ અને વધારે જીવનદાર દેખાશે."

## સ્ત્રી, પુત્રી તથા બેન તરીકે.

" કુદરત છુપી અને પવીત્ર લાગણી વાળી જે ગ્રંથીઓદ્વારા દ્રષ્ટીએ પડી શકે નહિ, તેવી સૂવર્ણમય સાંકળથી હૃદયને બંધનમાં લે છે, તેમાંની કોઇ ગ્રંથી, એક પીતાના હૃદય સાથે એક પુત્રીનું જોડાણુ થાય છે, તે ગ્રંથીના કરતાં વધારે વધારે પવીત્ર સ્વર્ગીય કે વધારે સ્વર્ગીય સ્નેહમય હોતી નથી."

J. W. Cunningham.

" આ વાત ચોકસ છે કે–પીતાનો પોતાની પુત્રી પ્રત્યે જેવો દૈવી પ્યાર હોય છે, તેવો પ્યાર બીજા કોઇ પ્રસંગમાં હોતો નથી. તે તેણીની જાત વીષેની નીસબત રાખીને અને નીસબત રાખ્યા વગર તેણીને જુવે છે. આપણી સ્ત્રી પ્રત્યે આપણે સ્નેહ રાખીએ છીએ, તેમાં આપણી કામના રહેલી હોય છે; આપણે આપણા પુત્ર પ્રત્યે સ્નેહ રાખીએ છીએ, તેમાં આપણી આકાંક્ષા રહેલી હોય છે. પરંતુ આપણે આપણી પુત્રી પ્રત્યે જે સ્નેહ રાખીએ છીએ, તેમાં કંઇ એવી વસ્તુ રહેલી હોય છે, કે જેનો આભાસ આપવાને માટે શબ્દો મળી શકતા નથી."

## સ્ત્રી, પુત્રી તરીકે.

સ્વેડન બોર્જીઝનો આ વિચાર સૌંદર્યતા યુકત હતો, અને જે વિચાર, તે કહે છે, કે તેને દેવ દુતોએ જણાવેલો હતો, અને એ કે–દરેક મનુષ્ય પ્રાણીમાં વધારે પવિત્ર પ્રકારનાં અણુંઓ રહેલાં હોય છે, જે સ્વર્ગમાંથી ઉતરી આવેલાં હોય છે. તેજ મધુર સત્ય

વડર્સવર્થના " ઓડ ઓન ધી ઈન્ટીમેશન્સ ઓફ ઇમોરટેલીટી ફ્રોમ રેલેકશન્સ ઓફ અર્લી ચાઇલ્ડ હુડ " નામના પુસ્તકમાં પણ આવે છે. તે કવી આપણને કહે છે કે છોકરૂં સ્વર્ગમાંથી તાજેતર આવેલું હોય છે, તેથી તે પુરૂષ અથવા સ્ત્રીના કરતાં ઇશ્વરની વધારે સમીપ છે, અને " જે શહેનશાહી મેહેલમાંથી તે આપેલું હોય છે, તેની યાદદાસ્ત તે ધરાવે છે, તે ઈશ્વરને વધારે મળતું આવે છે, અનાદી શકતીની વધારે સમીપ છે, વધારે સ્વચ્છતા અને પ્રકાશ સાથે છુટું હોય છે. કારણ કે તેની અગાઉની જીંદગાની અને કીર્તીમાં તેનો અર્ધો હીસ્સો રહેલો હોય છે, કે જે જીંદગાનીમાંથી તે આ દુની-આમાંના રહેઠાણમાં આવેલું હોય છે.

આ સત્યતાની જેટલી પ્રતીતી સ્વચ્છ અને મધુર પુત્રીની દ્રષ્ટી તથા હાજરીથી થઇ શકે છે. તેટલી બીજા કંઈથી થઇ શકતી નથી. ઘરમાં પુત્રીએ ઘણી ખરી વખતે કીમતીમાં કીમતી ભૂષણ છે. પોતાની માતાની સેવામાં તે આમ તેમ ફરતી હોય, દીવસની મહેનત કરીને પાછા આવતા પીતાને આવકાર દેતી હોય, પોતાના ભાઇને અરૂચીકર થતાં કાર્યમાં મદદ આપતી હોય, અથવા માંદગીના ઓરડામાં કંઇ પણ અવાજ વગર ત્વરીત અને ભૂલ વગરની દીલસોજીથી તે સારવાર કરતી હોય, તે સર્વ સમયે તે એક સરખી રીતે આકર્ષણીય અને સ્નેહયુકત હોય છે. આવા પ્રસંગમાં વખતો વખત આપણને શેકસપીયરના નીચેના શબ્દોનું સ્ફુરણ થઇ આવે છે.

" સ્વર્ગીય હવા ઘરમાં ફેલાઇ રહી, અને દેવ દુતો સર્વ કામમાં સહાયતા દેવા લાગ્યા."

સઘલી વીદ્યાનાં મહાન પુસ્તકોમાંનાં એમાં પુત્રીની આ ભાવનાની પુરેપુરી અથવા ઓછી વધતી છાંઇ આવે છે. સોફોકલીસના " એડીવસ એટ કોલોનસ " અને શેકસપીયરના " કીંગલીયર "માં

એ વાત આવે છે. એ ગ્રીક નાટકના પુસ્તકમાં એંટીગોનીએ પોતાના અંધ અને ભટકતા પીતા પ્રત્યે, તે પીતા જે શહેરમાંથી હદપાર કરવામાં આવેલ હતો તે પ્રસંગે જે કોમળ સ્નેહ બતાવ્યો હતો, તેનું આબેહુબ વર્ણન આપેલું છે. અને કીંગલીઅરના નાટકમાં કોર્ડેલીઆની જે વાત આવે છે, તે સંબંધે કાંઇ પ્રસ્તાવનાની અગત્ય રહેતી નથી.

પુત્રીનું પીતા અથવા માતા સાથેનું સગપણ ઘણું કીમતી તથા ઘણું સૌંદર્યતા યુકત હોય છે. અને તે સ્વાર્થ પરાયણતાના ખડબચડા હાથથી દુષીત થયલું હોતું નથી. અથવા તો રોજંદી જીંદગાનીની ઘાસોટીથી તૂટી જતું નથી.

## પુત્રી પ્રતિ શીખામણ.

આપણી આ દેશની પુત્રીઓ—જેના કરતાં વધારે માયાળુ છોકરીઓ આખી દુનીઆમાં હોતી નથી—તેને અમે કહીએ છીએ કે—દીલસોઝ થાઓ અસ્વાર્થ થાઓ. બીજાની સેવા બજાવવાથી થતી ખુશી મેળવો. તમે ઘરમાં છો તે કારણથી ઘરને વધારે પ્રકાશમાન અને વધારે આનંદી બનાવો.

સર્વથી મધુર ચીજોમાંની એક, જે એક પુત્રી કરી શકે તે એ છે કે મળવા આવવાનારાંઓનો માયાળુપણે સત્કાર કરવો જોઇએ; તેઓની સાથે, ઓરડાના બારણાં સુધી જવું તેમના પ્રત્યે મળવાને હાથ લંબાવવો, તથા અંતઃકરણ પુર્વક આવકાર આપનારા એક બે શબ્દ કહેવા. ઓલીવર વેનડલ હોમ્સ પોતાના એક પુસ્તકમાં લખે છે કે—" ખુબસુરતીના અકસ્માતની એક બક્ષીસ મળી હોય કીંવા મલી નહોય, તો પણ એક સ્ત્રીએ પ્યારની માટીમાં ગુલાબી પોતાની છાપ પાડવી જોઇએ. એક સ્ત્રી પોતાની જે આસપાસ સારી વૃત્તીનો પ્રકાશ પ્રસારતી નથી, અથવા તો પોતે જ્યાં જાય

છે, ત્યાં પોતાની આસપાસનાં દરેક માણસને સંતોષીત બનાવતી નથી. તે સ્ત્રી વાત કરવાને લાયક નથી. તેણીએ તો કૃપા, દયા, અને શાન્તિનું વાતાવરણ, ઓછામાં ઓછું ૭ ફુટના ઘેરાવાનું ફેલાવવું જોઇએ. અને તેની અસર આસપાસનાં સર્વ મનુષ્યની ઉપર થવી જોઇએ. અને દરેક માણસે જાણવું જોઇએ, કે તેઓ સર્વ ખુશીમાં છે તેથી તેણી ખુશી થાય છે."

સ્ત્રીને ઘણી વખત જીવનનો સુધારો કરવાવાલી મૃદુતા આપનારી અને પવીત્ર કરનારી કહેવામાં આવે છે; અને એ પ્રમાણે થવાનું કારણ તેનું માયાળુપણું અને પ્યારજ છે. આ ઇસોક્રેટીએ એક કીમતી વાત કહી છે કે—"જેવી વર્તણુંક તમારાં છોકરાંઓ તમારા પ્રત્યે ચલાવે, એવું તમે ચાહતા હોય, તેવી વર્તણુક તમે તમારાં માબાપ પ્રત્યે ચલાવજો." અને જેવી રીતે માતાપીતાનો પ્યાર પુત્રીની ખુશી અને ગર્વનું કારણ છે, તેવી રીતે તે પુત્રીને લાજમ છે, કે પોતાનાં માતાપીતાને પ્યારથી ચાહવા; અને પોતાથી બની શકે તેટલી મેહેનત કરીને તેમનો બોજો ઓછો કરવામાં અને તેમના સુખની વૃદ્ધિ કરવામાં શ્રમ લેવો. એક હિંદુ કહેવત એવી મતલબની છે કે—"પોતાનાં છોકરાં માટે જે દુઃખ અને ચીન્તા તેનાં માબાપ ઉઠાવે છે, તે એવા પ્રકારનાં હોય છે કે તેનો સો વર્ષે પણ બદલો વાળી શકાય નહિ. માટે આ વાત ખાસ રીતે લક્ષમાં રહેવી જોઇએ."

મદદ કરનારાં બીજાં કામોમાનું એક એ છે કે દીકરીએ પોકારીને વાંચન કરવું જોઇએ.

એક પુત્રી જેને સ્પષ્ટ અને ચોખી રીતે ઉચ્ચાર કરવાનું શીખવવામાં આવ્યું હોય છે, તે ઘરમાં એવી જાતનો આનંદ ઉત્પન્ન કરે છે કે તેને મુકાબલે ગાયન પણ બીજે નંબરે આવે છે.

એક સમયે પોકરીને વાંચવાની પદ્ધતિ ઘણાં કેળવાયલા કુટુમ્બોમાં પ્રચલીત હતી: હાલની જીંદગીની વધતી જતી ત્વરાને લીધે અને વળી ઘણું વાંચવાની તથા ઉતાવલથી વાંચવાની ઉત્કટ અભીરૂચીને લીધે, ઉપર કહેલી પદ્ધતિ પાછળના સમયમાં ઓછી થતી ગઈ છે. પરંતુ તે પદ્ધતિને ફરી સજીવન કરવી અને બની શકયા પ્રમાણે તેનો સર્વત્ર પ્રચાર કરવો એ વધારે સારૂં ગણાશે. એ પ્રમાણે કરવાથી હાલ ચાલતું મોજીલું અને તુષીત વાંચન ઓછું થશે. તેમ કામ કરવાવાળા વર્ગના કુટુંબ મંડળમાં પણ તે લાભપ્રદ થશે. અને વળી.

"જેવી રીતે હૃદયની શુન્યતાથી ખરાબી થાય છે તેવીજ રીતે વિચારશકિતની ખામીથી પણ ખરાબી થાય છે."

તેથી અમો પુત્રીઓના ધ્યાનમાં ખાસ રીતે લાવીએ છીએ કે, તેમના ઘરના એકાંતમય રહેઠાણમાં કોઇ મનોરંજક પુસ્તક વાંચવાથી એક પીતાનો થાક અથવા માતાની સબુરીવાળી મેહેનત ઘણે દરજ્જે ઓછાં થશે. અને તેઓ આનંદ સંપાદન કરી શકશે, તે વાત તેમણે સ્મરણમાં રાખવા યોગ્ય છે.

આ વિષયમાં આપણે ગાફલ રહ્યા છીએ એવી દુ:ખદાયક યાદદાસ્ત આપણામાંના ઘણાંને ઉદભવતી હશે. જો આપનાં (ગત) વ્હાલાઓને આપણે પાછાં બોલાવી શકતાં હોઇએ તો જે પ્યારની ખામી અને ગફલતને માટે હાલ આપણને આટલી બધી લાગણી થાય છે, તેનો બદલો વાળવાને આપણે કેટલા બધા આતુર થઇએ. ઘણી ખેદની વાત છે, કે કેટલી બધીવાર આપણે આપણાં માતા પીતાને તેમના ઘણામાં ઘણા સુખ—એટલે કે પોતાની સંતતી માટે મગરૂરી તથા આનંદથી વીહીન રાખીએ છીએ.

કેમકે મનુષ્યનાં હૃદયો સારંગી જેવાં છે, જેની દોરી સ્વર્ગીય હોય છે, અને ભીન્ન ભીન્ન પ્રકારની હોય છે. અને એકત્ર આત્માની સત્તાની તે અપેક્ષીત હોય છે. અને દરેક દોરીની ઉપર ગાયન અને કીર્તીની કુંચી મુકેલી હોય છે, જે કુંચીને બરાબર રીતે અડકવામાં આવે તો તે જગતના પ્રકાશથી ભરપુર બનાવી દેછે.

વળી પોકરીને વાંચવાની ટેવથી પુત્રીઓના પોતાના હકમાં પણ ઘણી સારી અસર થાય છે. જે પુત્રી અજ્ઞાન હોય છે તે વાસ્તવીક રીતે વિચાર કરતાં સૌંદર્યતાયુક અથવા આકર્ષક હોઇ શકતી નથી. જો તેણે પોતાની શ્રેષ્ટતા જાળવવાની હોય તો તેણીએ પોતાની સાથે કંઇ માનસીક સદગુણની સાધ્યતા મેલવવી જોઇએ. મીસ્તર ગ્લાડસ્ટન તેના એક ભાષણમાં એવું કહી ગયેલ છે કે "સૌંદર્યતા એ એક વસ્તુઓનો અકસ્માત નથી: પરંતુ તે તેના મુળ સત્વ સાથે સંબંધ ધરાવે છે. એક સ્ત્રીનો ચેહેરો અને શરીર ગમે તેવાં ઘાટદાર હોય તોપણ જ્યાં સુધી તેનામા એક સારા વર્તનની છાપ અને બુદ્ધી ન હોય ત્યાં સુધી તે વાસ્તવીક રીતે સૌંદર્યતાયુક્ત છે એવું કહી શકાય નહિ. કારણ કે તેવી છાપ અને બુદ્ધીના યોગથીજ તેમનામાં ધાર્મીક બુદ્ધીનો આવિર્ભાવ થાય છે. જે થયા વગર શરીર એ માત્ર ઉપરનું કોટલું છે, એમ ગણવાનું છે. બીજી બાજુએ એક સ્ત્રી હુશીયાર તથા જ્ઞાનસંપન્ન હોય તે જે વાસ્તવીક રીતે તે બદસુરત છે એમ કહેવું, એ મુશકેલ થઇ પડે છે. અંતઃકરણના પ્રકાશથી તેનામાં ઓર ખુબી આવે છે. જયારે શરીરના ભાગની તેણીની પ્રતીસ્પર્ધીની ખુબી વિચાર કરીએ તો કેવળ શુન્ય જેવી હોય છે. આ જરૂરીયાતત્રા સંબંધમાં એકનેસાઇડ નીચે પ્રમાણે લખે છે.

"બીજાઓ સ્ત્રી જાતીની આકૃતી ઉપરથી ભલે તેની ખુબીની કીમત કરે. હું તો તેની જાગ્રતી માટે તેની ચક્ષુમાં અને તેના

અર્થ માટે તેની હબછબમાં નજર કરૂં છઉં. દુમાસના કપડા જેવા કોમળ ગાલ કે હાથીદાંત જેવા હાથ મ્હારી ઇચ્છાને સંપાદન કરી શકે નહિ. મને તો એક એવી જાગ્રત આકૃતી આપો, કે જે પોતાના અંદર રહેલા મનને દર્શાવી શકતી હોય એક ચેહેરો કે જેમાં પ્રતાપયુક્ત માન ચલકી રહ્યું હોય, જેમા બુદ્ધી અને મધુરતા ગતી કરતાં હોય. અને જેમાં દેવદુતના જેવી નિર્દોષતા મૃદુ સ્નેહને સંસ્કારી કરતી હોય.

સૌંદર્યતાની તખ્તીના આત્મા આ છે. જેની જીવનયુક્ત મદદ સિવાય—તેણીના સઘળા બહારના દેખાવો અપૂર્ણ થાય છે અને તેના સઘળાં ગુલાબના ફુલોની નીર્જીવ દેખાય છે.

## પુત્રીઓમાં ભકતીભાવનાનાં દ્રષ્ટાંતો.

અંતઃકરણના ઇતીહાસમાં પુત્રીની માબાપ પ્રત્યેની ભકિતના ઘણા દાખલાઓ જોવામાં આવે છે.

જ્યારે ૧૬ મો લુઇ અને તેની રાણી કેદખાનામાં પડયાં હતાં, તે વખતે તેમની શાહાજાદીઓએ તે રાજા અને રાણીનાં નોકર તરીકેની સઘળી ફરજો બજાવી હતી.

માર્ચમોંટના પહેલા અર્લને એક માસ સુધી એક દેવળના ભોંયરામાં સંતાઇ રહેવું પડયું હતું. અને જે ભોંયરામાં પ્રકાશ આપવા માટે માત્ર તેની દીવાલમાં એક જાલીયુંજ હતું. તેની પુત્રી દરરોજ અર્ધી રાત્રીએ તેને સારૂ ખોરાક લઇ જતી હતી, તથા તેના દેશનીકાલ અને એકાંતવાસપણાંમાં એક દેવદુતની માફક આનંદ આપતી હતી.

સીસરોની પુત્રી ટુલીયા તેના પીતા પ્રત્યે ઘણો ભકિતભાવ રાખતી હતી. અને તે પીતાની વ્યાધીના તેમજ વૃદ્ધાવસ્થાની નબળાઇના સમયમાં તેની સાથે રહેનારી તથા તેને આનંદ દેનારી

હતી. જ્યારે તેને દેશવટેથી પાછો બોલાવવામાં આવ્યો. ત્યારે તેને ભેટવા સારૂ તે કેટલી બધી ઝડપથી બ્રંડુશીયલ જઇ પહોંચી, તે વાત અને બત્રીસ વર્ષની વયે તે મરણ પામી, ત્યારે તેના પીતાને કેટલું બધું દુઃખ આવી પડયું, તે વાંચીએ છીએ, ત્યારે ખરેખર હૃદય ભરાઇ આવે છે. તેણે પોતાના મીત્ર એટીકસને પત્ર લખ્યો, તેમાં જણાવ્યું, કે "એટીકસ હું તો બધું પરવારી ચુકયો; હવે તો મને એમજ લાગે છે કે જે એકજ પ્રાણી તે માટે હું જીવી શકતો હતો તે પણ હવે મ્હારા હાથમાંથી ચાલી ગઇ."

સર ટોમસ પોરની પુત્રી માગરેટ ટોમસ ઉપર તેના પીતાનો ઘણોજ પ્યાર હતો. દરીયામાં વહાણ જેમ એકાએક ગેબ થઇ જાય છે, તેમ જ્યારે તેની કીર્તી ગેબ થઇ ગઇ, ત્યારે તે પુત્રીની બહાદુરીવાળી કાર્યદક્ષતાથીજ તે તે મહાન પુરૂષની લાસતે ચેલર્સ ચર્ચના કબરસ્તાનમાં દફનાવવામાં આવી હતી. તેનું માથું ચૌદ દીવસ સુધી લંડનમાં એક ખાંભી ઉપર રાખવા પછી તે ટેમ્સ નદીમાં નાંખી દેવાનો હુકમ થયો હતો હતો. પણ માર્ગરેટે તે બચાવી લીધું. એક સીસાંના પતરાની પેટીમાં તે રાખ્યું. અને એવી સુચના કરી, કે જ્યારે પોતે મરણ પામે, ત્યારે કબરમાં તે મસ્તક પોતાની સાથે રાખવું.

પોતાના પીતાની ઉછંખલ પ્રતીજ્ઞાને માન આપવામાં પોતે ઘાતકી પ્રારબ્ધને આધીન થઈ એવી જેફ્થાની પુત્રી માટે ટેનીસન સૂવર્ણની કલમથી લખે છે કે;—

લડવૈયા જાઇલે ડાઇટીની પુત્રી, એક પવીત્ર કુમારીકા, જે મીઝપેના બુરજવાળા દરવાજામાંથી સત્કાર કર્તા પ્રકાશની સાથે હાથમાં વાજીંત્ર લઇને ગાયન કરતી આગળ ચાલી.

(ત્યારે) મ્હારા ઉદગાર બહાર નીકળી આવ્યા. સ્વર્ગ ગુના-હોની ગણત્રીને મથાળે તે જંગલી સોગંદનામું મુકે છે; ત્યારે તેણીએ પોકારીને જવાબ આપ્યો.

એ પ્રમાણે નહિ, અથવા એકજ વખત નહિ, એક હજાર વખત હું જન્મીશ અને મૃત્યું પામીશ.

મ્હારા પ્રભુ, માહારી ભૂમી, મ્હારા પીતા—એટલાંએ કુદરતે મને આપેલા મ્હારા જીવનના સુખમાંથી મને પ્રચલીત કરી. અને સ્નેહના ત્રીપટ દોરડાંથી મને ચુપકીરદીવાલી કબરમાં નીચે ઉતારી.

ડાકતર રોસ લખે છે કે—"પીતાની મુર્ખાઈ અને દોષો દરગુજર કરવાને જેટલી દરજજે પુત્રી તૈયાર થાય છે, તેટલે દરજજે બીજું કોઇ થતું નથી. તેની વહાલી સ્ત્રી તેનાથી દુર જતી રહે છે; પરંતુ હદ વગરની ક્ષમા ધારણ કરીને તેની પુત્રી તેની પડખે ઉભી રહે છે" એ દાખલો બેરોન બર અને તેની પુત્રી થીઓડોશીયાના સં-બંધમાં બહુ ખુલ્લી રીતે માલુમ પડયો હતો. જ્યારે તેના સ્વા-ર્થીપણા, વિષયાસકિત, સ્વચ્છંદીપણા અને પતીતતાને લીધે તેનું નામ તેના સ્વદેશીઓમાં તુચ્છકારથી બોલાતું હતું, ત્યારે તેની પુત્રીની ભકિત જેવ વાદળાના ઘેરાવમાં તારો કંઇ પણ ફેરફાર થયા વગર કાયમ રહે છે, તેમ તેના પ્રત્યે કાયમ રહી હતી. પોતાના પીતા પ્રત્યે લખેલા એક કાગળમાં તે કહે છે કે—"નમ્રતા, પ્યાર, માન, અને ગર્વની મીશ્ર થયેલી એટલી બધી લાગણીથી હું તમારે માટે એવો વિચાર કરૂં છઉં કે જો મ્હારામાં થોડોજ વહેમ હત તો હું તમને દૈવી અંશના ગણી તમારૂં પુજન કરત." આ પ્રમાણે તેની પુત્રીના પ્યાર અને વિશ્વાસની લાગણીએ તેની ખાનદાનીયતના છેવટના અંગારાને પ્રજવલીત રાખ્યા હતા. અને જયારે તે પુત્રી મરણ પામી, ત્યારે તેના અંતઃકરણમાં એવો ઘા લાગ્યો કે જેનો

કાંઇ ઉપાય નહિ હતો. અને તેણે પોતે મનુષ્ય જાતીથી હમેશને માટે વીખુટો પડી ગયો એમ તેણે જણાવ્યું હતું. આપણી આ સૃષ્ટીમાં કેટલાક એવાં મનુષ્યો હોય છે કે જેઓ સ્વર્ગને માટે પાંખ બાંધીને આ જગતમાં ગતી કરે છે, અને તેઓ ઘણાં નમૃ, અને દોષયુકત વીચારોથી તદ્દન અજાણ્યાં હોય છે, તથા જેમનો સ્નેહજાગૃત અગ્નીની પેઠે હમેશાં પ્રજ્વલીત રહે છે. જેઓ માયાળુ અને મૃદુતા હોય છે. તથા વિશ્વાસ રાખનારાં હોય છે. અને તેવાં માણસોમાંની તેણી એક હતી.

ઇશ્વર કૃપાવાળી મેડલ ડીસ્ટેઇલ અને તેના પીતાના પ્રસંગમાં પણ પીતા અને પુત્રી વચ્ચેના અગાધ સંબંધનું દ્રષ્ટાંત મળી આવે છે. નોકર એક સાધારણ માણસ હતો. પરંતુ તેની પુત્રીના તેની પ્રત્યેના પ્યારને લીધે તે એક શુરવીર તથા ડાહ્યો માણસ નીવડયો હતો. તે પુત્રી તેની કૌવત, સલાહ અને દીલાસો આપનારી હતી. તે પીતાના મૃત્યુ પછી તેની પુત્રી તેનું કોઇ કાળે વીસ્મર્ણ કરતી નહિ હતી. તે વખતો વખત કહેતી કે—“હું ઇશ્વરને, મ્હારા પીતાને અને સ્વતંત્રતાને ચાહતી હતી.”

## માબાપને શીખામણ.

આ વિષય સમાપ્ત કરતાં પહેલાં અમને કહેવાની જરૂર પડે છે કે–પુત્રીઓ ઘણેખરે વખતે માબાપની મુર્ખાઇ અથવા માબાપની ગફલતને લીધે જે સહન કરે છે. તેમને સંબંધે પુરતી ગંભીરાઇથી ધ્યાન આપવામાં આવતું નથી. આપણે આપણી પુત્રીઓને સારામાં સારી કરી શકતા નથી. જે સ્વચ્છ સ્નેહ તેમનામાં વાસો કરી રહેલો હોય છે. અથવા જે સેવા કરવામાં તેઓ આનંદ લે છે તેની વાજબી કીમત આપણે સમજી શકતાં નથી. છોકરાઓ નીશાળ છોડીને તુરત જીંદગીમાં પ્રવેશ કરી જાય છે. સેંકડો વસ્તુઓમાં

તેઓ પોતાનું લક્ષ લગાડી શકે છે, તથા પોતાના વખતને ગાળી શકે છે, પરંતુ પુત્રીઓ માટે કેટલા બધો ઓછો વિચાર કરવામાં આવે છે. તેમની કેળવણી પુરી થાય છે, કે તેઓ ઘેર આવે છે, અને ઘરમાં રહે છે. વાત એટલેથીજ બસ રહે છે. તેમના પ્રત્યે સંભાળ રાખવાની અગત્ય કોઇને જરૂર લાગતી નથી. પીતા તેમને કપડાં તથા હાથખર્ચી જે જોઇએ તે પુરાં પાડે છે. માતા તેમના હાથમાંથી સઘળી ઘર સંસારી ફીકર દુર રાખે છે, અને તે પુત્રીઓ કોઇની દોરણી વગર સુખ સંપાદન કરવાને અથવા પરણી જવાને સમર્થ થાય, એવી આશા રાખવામાં આવે છે. તેમને પોતાની ઉપર આધાર રાખવાને કીંવા આત્મમાન જાળવવાને શિક્ષણ અપાતું નથી. માત્ર તેઓને થોડી ઉપર ઉપરની કળાઓ શીખવવામાં આવે છે. અને તેમની જીવનની આશા છીછરી તથા ઘણીજ જોખમવાળી હોય છે. મન અને હૃદય લગભગ પોષણ વગરનાં થઇ જાય છે. અને ઘણા ખરા પ્રસંગમાં તો તેમની રોકાણો અને પ્રવૃત્તિઓ તદન નીર્માલ્ય અને અર્થ વગરની હોય છે. મીસીસ ગ્રાફીનીંગ નીચેની લીટીઓમાં તે વીષે કટાક્ષ કરે છે.

સ્ત્રીનાં કાર્યો મર્મિત હોય છે. આપણે કરવતીનો ઉપયોગ કરીએ છીએ. આપણી આંગળીને વ્યથા કરીએ છીએ. આપણી દ્રષ્ટીને શિથીલ કરીએ છીએ. અને તેમ કરીને શું બનાવીએ છીએ ? પગમાં પહેરવાની ચાંખડી બનાવીએ છીએ કે જે આપણે થાકી ગયા હોય ત્યારે પહેરી શકીએ. અથવા તો એક બાજોઠ બનાવીએ છીએ. જે રસ્તામાં તમને અથડાતાં તમો પડી જાઓ છો, અને તેથી ચીડ ચડે છે "એ બાજોઠને શ્રાપ છે." અથવા તો એક તકીયો બનાવીએ છીએ. જેની ઉપર તમે અઢેલી શકો છો. નીદ્રા કરી શકો છો, અને આપણે જોવા નથી હોતા તેવી

અવસ્થાનાં સ્વાન જોઈએ છીએ. અફસોસ, અફસોસ, આ બહુ દુઃખદાયક છે. કદાચ આપણી કૃતીનુંજ તે ફળ છે.

આ જેવી જીંદગીથી આપણી પુત્રીઓને માટે કેવા પ્રકારની ખાનદાનીયત ઉદ્ભવી શકે? પત્નીપણા અને માતૃપણાની ફરજો માટે આમાં શું તૈયારી થઇ શકે છે? અથવા તો તે બન્ને પ્રકારનાં સુખ તેમને પ્રારબ્ધ યોગે ન મળે તો તે માટે કીયું અવલંબન તેમના શીખવામાં આવે છે? આવા સંજોગમાં આપણી ઘણી ખરી બાલીકાઓ દુઃખી હોય, અને તેમના ચીડીયાપણા અને અસંતોષથી પોતાનાં ઘરનો દુઃખમય કરનારી હોય તેમાં આશ્ચર્ય શુ છે! આપણે તેને કંઇ સદ્ શિક્ષણ આપ્યું નથી. તેથી તેઓ ખ્યાલી, ઉછાંછળાં અને અજ્ઞાન થાય તેમાં આશ્ચર્ય પામવાનું શું છે! તે દરમીયાનમાં તેઓ પોતાની અંદરની ખાનદાનીયત અને સૌંદર્યતાનો નાશ કરી નાંખે છે.

અમને જો એવો સવાલ પુછવામાં આવે છે કે—"આપણે આપણી પુત્રીઓને માટે શું કરીશું? તો અમે ઉત્તર આપીએ છીએ, કે તેમને કંઇ એવું કાર્ય કરવાનું સોંપો. કે જે તેમને પોતાને ઉપયોગી થાય. અને જે ઘરમાં તેઓની હાજરી મધુરતા આપનારી હોય છે, તે ઘરમાં તેમને ઉપયોગી થવાને શક્તીવાન કરે. તમારા મૃત્યુને સમયે, તમો તેમના નીર્વાણ માટે યોગ્ય રકમ મુકી જવાને અસમર્થ હોય તો તેઓ ગમે તેવાં ખુબસુરત અને ખેંચાણ કરનારાં હોય, તોપણ તેમને કાંઈ એવો હુનર શીખવજો, કે તમે જ્યારે જાઓ, ત્યારે પરણી જવાની અથવા બીજાના આધાર ઉપર ઓશીયાલાં રહેવાની જરૂર પડે નહિ. તેમની તન્દુરસ્તી માટે સંભાલ લેજો, તેઓએ શું શું વાંચવું, તેની સુચના આપતાં રહેજો.

તેમના આચાર વિચારમાં અભીમાન અથવા મુર્ખાઇ હોય તે માયાલુપણે શીખામણ દઇને દુર કરાવજો. તેમનામાં દરેક પવિત્ર અને ઉચ્ચ ભાવનાની વૃદ્ધિ કરજો. તેમના મીત્ર સંબંધમાં કાળજીવાલી દેખરેખ રાખજો. નજીવી વાતમાં તેમને ચીડવશો નહિ, પરંતુ શીદ્ધાંતની બાબતમાં દ્રઢ રહેજો. સ્નેહને પૂર્ણ ગતી આપજો. તેમના મનમાં એવી શંકા થવા દેશો નહિ, કે ઘરમાંની તેમની હાજરી કંટાળો આપનારી છે. અને તેથી તમે તેમને પરણેલાં અને તેમ થઇને છેટાં ગયેલાં જોવાને ઇચ્છો છો. તેમનામાં જેટલી મધુરતા અને પ્રકાશ બની શકે. તેટલાં સુસ્થાપીત કરજો. કે જેથી જ્યારે તેઓ બીજા સ્થળમાં જાય. ત્યારે તેમને માબાપનું ઘર એ તેમના જીવનમાં સહુથી મધુર યાદગીરી તરીકે રહે.

## બેન તરીકેની સ્થિતી.

પુત્રીની ભક્તી કરતાં એક સાચી બેનની માયા તથા વફાદારી ભાગ્યેજ ઓછી હોય છે. ગોએથે પુછે છે કે "એક બેનના પ્યાર જેવું બીજું શું નીખાલશ છે? અને વલી ચાર્લ્સ ડીકન્સ પણ અસરકારક રીતે કહે છે કે—"જેણે બેનની માયાલુ સંભાવના જાણી નહિ હોય, અને તેના સ્નેહયુક્ત હસવા અને તેની સ્નેહ પ્રકાશક ચક્ષુનો અનુભવ લીધો નહિ હોય. તે ખરેખર કમનસીબ છે.'

કારણકે કંટાલા ભરેલા રસ્તા ઉપર આનંદ આપવાને. જો કોઈ આડે રસ્તે જતો હોય તો તેને સારે રસ્તે લાવવાને, જો કોઇ પડી જાય તો તેને ઉભો કરવાને, અને કોઈ ઉભો હોય તો તેને શકતી આપવાને. શાંત અથવા તોફાની વાતાવરણમાં બેનના જેવો બીજો કોઈ મીત્ર નથી.

વખતો વખત યાદ કરવામાં આવે છે કે—પુરૂષ અને સ્ત્રી વચ્ચે નીખાલશ સ્વચ્છ પ્યારના જેવી કાંઇ વસ્તુ છે કે શી રીતે ? જે પ્યારમાં જાતીની જ્ઞાતતા સર્વ પ્રકારે ભુલાઇ ગઇ હોય, અને જ્યાં આત્માનું આત્માની સાથે સંમીલન થયું હોય. અમો એવું માનનારા છીએ કે તેવો સ્નેહ શકય છે. પરંતુ વલી તે ઘણો જોખમ ભરેલો છે, તે હદ ઓળંગી જાય, એવો સંભવ રહે છે. અને તેમ થયે તેનું પરીણામ હાનીકારક આવે છે. માત્ર ઉંચ સ્વભાવના અને ખાસ કૃપાવાલાં માણસોજ તેને માટે પ્રયાસ કરી શકે છે.

તો પણ એક બેન પ્રત્યેના સ્નેહમાં, સઘળા નીખાલાસ પ્યારના ફાયદા કાંઇ પણ જોખમ વગર આપણે અનુભવી શકીએ છીએ. મનની સુધારણાને માટે સ્ત્રીની મીત્રાચારી ઘણી કીમતી છે. તેના વગર પુસ્તકોનો ગમે તેટલો પરીચય હોય, તોપણ જગતનું જ્ઞાન પ્રાપ્ત થતું નથી. વલી તે મૃદુતા પવીત્રતા અને નરમાશ શીખવાને માટે નીશાળ બરાબર છે. કુટુંબ એ એક ઇશ્વરી વિચાર છે. અને કુટબની અંદર બેનની જગ્યા ઘણીજ અગત્ય ધરાવનારી છે, એક પવીત્ર, ભકતીપરાયણ બેન હોવી એ એક એવી વસ્તુ છે, કે તેથી સ્ત્રી જાતી પ્રત્યે ઘણી માનની લાગણી ઉદભવે છે. કે જે માનની લાગણીને સ્ત્રી જાતીની બેવફાદારી અથવા ઉછાંછલાપણાનો પછીથી ગમે તેવો અનુભવ થાય, તો પણ કંઇ ધકો પહોચતો નથી એક ઉમદા બેનનું હોવું એ સમગ્ર સ્ત્રી જાતીને પવીત્ર બનાવનાર છે. તે પવીત્ર પ્રકાશમાં જેણે આનંદ મેળવ્યો હોય છે, તે માણસ કોઇ પણ સ્ત્રી પ્રત્યે અયોગ્ય રીતે વર્તવાના કૃત્યને ધિકારી કહાડશે. મીસીસ રીની ઘણા ડહાપણ સાથે કહે છે કે—"પોતાની જીંદગી ભાઇઓ સંબંધી કેવી છે, તે જો બેનો જાણતી હોય, તો તેઓ સત્ય

આ પ્રભુ વિશેનો જે ઉમદા વિચાર તેમના ભાઇના હૃદયમાં વાસ કરીને રહ્યો હોય તે કોઇપણ પ્રકારે નબળો પડે, એવું કાંઈપણ કૃત્ય કરશે નહિ.”

બેન અને ભાઈની વચ્ચેના ઘાટા પ્યાર અને સ્નેહના ઉદાહરણ તરીકે આપણે કોનર કુટુંબના ભાઇ બેનનો દાખલો આપી શકીએ. જર્મન કવિઓમાં કાર્લ થીઓડોર કોનર એક ઉંચું સ્થલ રોકે છે. તેમનાં બેનની દીલસોજી અને ભકતીને લીધે તેનું જીવન આનંદયુકત થયું હતું અને તેનું પુરૂષાર્થ બળવત્તર થયું હતું. તે બેહેને તેનો વિશ્વાસ સંપાદન કર્યો હતો તથા તેની બુદ્ધીને ઉતેજીત કરી હતી. તેમનો પ્યાર એ મૃદુતા અને સૌંદર્યતાના દ્રષ્ટાંત રૂપ હતો. કે તે તેના નાની વયના મૃત્યુથી તેણીને લાગેલો આઘાત એટલો બધો હતો. કે તે તેના માયાલુ સ્વભાવથી સહન થઇ શકે નહિ. તેની છબી પૂર્ણ થતાં સુધીજ જીવી હતી. જે છબી તેણે પ્યારની કલમથી ચીતારી હતી, અને ત્યાર પછી તે પોતાના ભાઇની પાછલ મૃત્યુ પામી! એક એકના વૃક્ષ કે જેનાં એક પોલાણમાં તે ભાઇ પોતાની બનાવેલી કવીતાઓ મુકતો હતો તે વૃક્ષની નીચે તે ભાઈ બેન દફન થયાં છે. મીસીસ હીમેન્સ તેમના સંબંધી નીચેની કવિતામાં વૃત્તાંત લખી ગઇ છે.

“ તને એક શુરવીરના જેવી કબર પ્રાપ્ત થઈ છે; તારાથી જરા નીચેનું બીજાનું તારી બેન માટેનું છે. તે મૃદુ છોકરીઓ જ્યારે તારૂં જવું થયું, ત્યારે પોતાનું સુંદર તરૂણ મસ્તક નીચે નમાવ્યું, અને તે મુંગી ગમગીનીમાં મૃત્યુ પામતી હતી; ભાઇ, સાચામીત્ર? હે માયાલુ, બહાદુર (ભ્રાતા) તે તારી કબરમા વીભાગી થવાને ઝુરી ઝુરીને મૃત્યુ પામી.”

બીજાઓ તરફથી તને કીર્તિની બક્ષીસ થઇ, પરંતુ તે બીચારીને આ વિશાલ જગતમાં માત્ર એકજ સ્થાન હતું—તે તને ચાહતી હતી. તમારી જીંદગી દરમીયાન તમે એક બીજા ઉપર પ્રીતી રાખનારાં હતાં તેવીજ રીતે તમારી નાની વયમાં થયેલા મૃત્યુમાં પણ તમે એક બીજાથી જુદાં પડયાં નહી તને તો તારી કીર્તિ—ફતેહ મળી પરંતુ તેણીને શું મલ્યું ?—તેને તો પોતાની સારામાં સારી જગ્યા—તારા સામીપ્યમાં મળી.

સર ફીલીપ સીડની અને તેનાં બેન મેરી વચેનો પ્યાર પણ આના કરતાં ભાગ્યેજ ઓછો મનોરંજક અને મૃદુ હતો. એ મેરી પાછળથી પેમબ્રોકનાં કાઉન્ટેસ થયાં હતાં. અને જે બેન સંબંધી તેણે આર્કેડીયા નામની સુંદર કવીતા બનાવી હતી. પેનશરસ્ટના એકાંત સ્થલમાં તે જોડલાં ભાઇ બેન તરીકે ઉછર્યાં હતાં. ત્યાં એકજ જાતનાં પક્ષીઓને એક એકજ પ્રતીષ્ટીત કવીઓને તેઓ ચાહતાં હતાં. ભાઇના મૃત્યુ પછી ચાર વર્ષે તેણીએ પોતાના ભાઇના સ્મરણાર્થે તે ભાઇનીજ લખેલી આર્કેડીઆની કવીતાઓ એકઠી કરી પ્રસીદ્ધિ માટે તૈયાર કરી હતી. એ પુસ્તક તેણીને અર્પણ કરવામાં સર ફીલીપે તેમને સંબોધી લખ્યું છે કે—"ઘણાંજ પ્યારાં અને ઘણાંજ પ્યારાં થવાને યોગ્ય બાનુ, આ મ્હારૂં તૈયાર કરેલું નહિ સરખું કામ છે. તે કામ હું કરોળીઆના જાળા જેવું ગણું છું, એટલે કે તે કોઈ પણ રીતે ધારણ કરાવાને બદલે તેને વિખુંટું કરી નાંખવાનેજ લાયક ગણાય છે. આ મ્હારૂં રચેલું વર્ણન સામાન્ય પ્રકારનું છે. પરંતુ તે કાર્ય મ્હારે કરવું એવી તમોએ ઇચ્છા બતાવી અને તમારી ઇચ્છાએ મ્હારી અમલ કરવાની ખાસ આજ્ઞા તુલ્ય છે."

થોડા વખતમાં તે પુસ્તકની અગીયાર આવૃતીઓ થઇ હતી: અને રાણી ઇલીઝાબેથના સમયના પુસ્તકોમાં હજી એ પુસ્તક માનનીય ગણાય છે. એ પુસ્તકને માટે આપણે તે ઉમદા અંગ્રેજ ગ્રહસ્થનાં માયાળુ બેનના આભારી છીએ.

કારણકે તેણી વધારે સારી માટીની બની હતી, કે જેવી આ જગતની ભૂમિ ઉપર વારંવાર દૃષ્ટી ગોચર થતી નથી; આવાં મનોહર લોકો એક યુગની અંદર બે અથવા ત્રણ વખત પોતાનો રસ્તો ભૂલી જાય છે.

આપણી અંગ્રેજી વિદ્યા બતાવી આપે છે, કે વર્ડઝવર્થ પોતાની પવીત્ર બેન ડોરોથીની સાહયતાના કેટલા આભારી છે. જે સમયે ઇશ્વર પ્રત્યેની તેની આસ્થા અને અમરપણા વિષેની તેની માન્યતા ઘણા ભયમાં આવી પડયાં હતાં, તે વખતે તેણીના સહવાસથી તેની આસ્થા કાયમ રહી શકી હતી. સ્ટોવફર્ડ બ્રુક કહે છે કે "જે સુહૃદયવાલી બેન હતી, તે હમેશાં તેની સાથેજ ચાલતી હતી: જ્યારે વર્ડસ્વર્થ આસ્થા છોડી દેતો. ત્યારે તે બાહ્ય આસ્થા ટકાવી રાખતી. તે જોઇ શકતી કે પોતાના ભાઇમાં દેખાતી તે અનાસ્થા માત્ર વાદળાની છાંય જેવી હતી. તેની સઘળી આફતોમાં તે પોતાના સુહૃદયથી ભાગ લેતી હતી.

ત્યારે આ પ્રમાણે બન્યું—સર્વ શ્રેયસ્કર ઇશ્વરનો ઘણો આભાર થયો, કે જે માયાળુ બેનની નજર આગળ એ દીવસો પસાર થયા હતા તે બેન એક એકાંત રસ્તામાં પસાર થતો ઝરો જે હાલ જોવામાં આવે છે. જેનો ધ્વની સંભળાય છે, જેની હાજરી લાગે છે અને જે ઘણા લીગ સુધી સાથેજ આવતે અનુભવાય છે. તે ઝરાની માફક—મ્હારી જાતની સાથે મને બચાવનારા પરીચય તરીકે મ્હારા સહવાસમાં જારી રહી હતી.

તેના મનમાં ખાત્રી હતી કે—"તે શાંતી પાછી પ્રાપ્ત થશે. અને પોતે કુદરતને ઘણીજ ચાહનારી હતી, તેથી કુદરત પ્રત્યેને પોતાના ભાઇનો પ્રેમ તે જાગૃત કરી શકી હતી; તથા માનુષીક પ્યારનો ઝરો તેનામાં ફરી વેહેતો કર્યો હતો. અને તે ઝરામાંથી પાન કરવા પોતાના ભાઇને પ્રેરણા કરતી હતી. તાત્પર્ય કે તેને તેના વાસ્તવીક કાર્ય તરફ પાછો વાળી શકી હતી. જે સઘળું તેણીની ડાયરીઓ ઉપરથી દેખાઈ આવે છે

તેને એક કવી તરીકે જાળવી રાખ્યો અને તે નામ નીચે અને વળી તેજ નામ નીચે, આ જગતમાં તેનું કાર્ય શોધી આપ્યું.

તેના ગ્રંથોમાં સમાયલા ઘણા પ્રસંગમાં આપણે જોઇ શકીએ છીએ કે તેના ઘાટા ખડબચડા સ્વભાવ ઉપર તેણીની કેટલી બધી પવીત્ર અસર થઇ હતી. તેણે એક પ્રસંગે લખ્યું છે કે—

"જ્યારે તેણી મ્હારી પાસ હાજર ન હોય અથવા મ્હારી નજીક ન હોય ત્યારે મ્હારી ચક્ષુ કંઇ મનોહર વસ્તુની ઉપર દ્રષ્ટી કરતી નહી હતી. અથવા તો માહારા સુખી વીચારોમાં મ્હારૂં મન આનંદ મેળવતું નહીં: મ્હારાં પગલાં જે જે તરફ વળતાં તે તે તરફ તેનો અવાજ એક છુપા પક્ષીની માફક ગાન કરતો હતો તેણીનો અવાજ એક પ્રકાશના ચમકારા જેવો અથવા તો અદ્રષ્ટ સહવાસ જેવો અથવા તો પવનની સાથે સંબંધ નહી ધરાવતી સુગંધીની લેહેર જેવો હતો.

અને વળી બીજે સ્થળે આપણા વાંચવામાં આવે છે કે—તેણી મને ચક્ષુ આપતી, તેણી મનેકાન આપતી. અને નમ્ર સંભાળ તથા નાજુક ભયો અર્પતી તથા તેનું હૃદય જે અશ્રુઓ પ્યાર વીચાર અને આનંદનો ઝરો હતુ તે આપતી હતી.

એક ફ્રેન્ચ લેખક કહે છે કે—"ભાઇ, એ કુદરતે પુરો પાડેલો મીત્ર છે." અને કુટુંબના અતી સહવાસમાં જેમ ભય રહેલો હોય છે તેમ અતી સહવાસને લીધે એ મીત્રાચારીની ગણના જ્યારે પણ ઓછી કરવામાં આવે છે ત્યારે તે ખરેખર શોચનીય છે. જેઓ એકજ ઘરમાં આપણી સાથે રહે છે, જેઓ એક સરખીજ પાછલી વાતો સ્મરણમાં રાખે છે, જેઓ એકજ મા બાપનાં છોકરાં છે તેમના પ્રત્યે આપણે સદભાવના રાખવી જોઇએ અને જો તેમ કરવામાં નહી આવે, તો પછી આપણે તેમના પ્રત્યે સ્નેહ રાખવો જોઇતો હતો તે આપણે રાખી શક્યાં નહિ, એવો મીથ્યા શોચ આપણે તેની ઉપર કબર કરવો પડશે. આપણે આ વાત માટે અફસોસ કરવા જેવું છે કે—જે વસ્તુ સહવાસની હોય છે, તે સાધારણ જેવી દેખાવા લાગે છે—એટલી બધી સાધારણ કે પછી આપણે તેમના પ્રત્યે માયામમતા બતાવવામાં પણ ઉતાવળી કરીએ છીએ. કઠોર શબ્દો, બેદરકારીવાળું વર્તન, માયા રહીત રીતભાત. નહી છાજતાં કૃત્યો—ઇત્યાદી બેન ભાઈ વચ્ચે ઘણે ભાગે જોવામાં આવે છે; જ્યારે કોઇ અન્ય માણસના ભાઇ બેન સબંધે ઘણીજ ચાહના તથા પ્યાર બતાવવામાં આવે છે.

જોર્જ ઇલીયટની એક કવીતા અમે અત્રે લખીએ છીએ, તેમાં ભાઇ અને બેન કેટલી બધી સ્નેહ મમતાની લાગણી રહેવી જોઇએ, પરંતુ જે રાખવામાં આવતી નથી. અને જે બીજાં અજાણ્યાંઓને સબંધે રાખવામાં આવે છે તેનું સુંદર વર્ણન કરે છે.

અમો બંન્ને પૈકી પ્રત્યેકને માટે આ જગત વીસ્તૃત થયેલું હતું. માત્ર તે છોકરો અને હું છોકરી હતી. જે ફળ હું પહોચી

શકું, તેના કરતાં વધારે ઉંચું હોય, તે મ્હારે માટે તે તોડી આપતો. અને રસ્તામાં જે જગોએ પથરા પડયા હોય તે સ્થલે મ્હારાં નાજુક પગલાં પુરવાને માટે તે રસ્તો માપી લેતો હોય તેવી દ્રષ્ટી અગાડી ફેકતો હતો. તેનાં વર્ષો બીજાઓની સાથે વધારે મધુર હોવાં જોઇએ. કારણ કે આગલ્યાં થોડાં વર્ષો તેણે મને ચાહાવામાં ગુજાર્યા હતાં.

બ્હેનો, ભાઇનામાં માનવંતી આકાંક્ષા ને જાગૃતી આપે છે. જે બ્હેનો પોતાના ભાઇને પ્યાર અને મગરૂરીથી ચાહે છે તે ભાઇઓ તરફથી બ્હેનોએ જે અપેક્ષા રાખવી જોઇએ તે અપેક્ષાઓ ફલીભૂત થયેલી જોવાને તેઓ ઇચ્છે છે. આપણી બ્હેનો આપણે માટે નબલો વીચાર ધરાવે તે વાત આપણાથી સહન થઇ શકે તેવી નથી. બ્હેનની નતરાજી એ ઈશ્વરના ઠપકા તુલ્ય છે. તેમની દીલસોજી (માયા) ઈશ્વરી દયાના ઝરણ જેવી છે. અને તેમની પસંદગી એ ઇશ્વરની કૃપા જેવી છે. આપણી ઉમરનાં પાછલાં વર્ષોમાં આ જગતના પદાર્થોની અગત્યતાનું આપણને ભાન થાય છે તે વખતે આપણી બ્હેનો આપણને આપણી ફરજ બજાવતા જારી રાખે છે. તેઓ આપણા જીવનના સંરક્ષણ કરનારા દેવદુત સમાન અમીદ્રષ્ટીવાળાં છે.

એક વીદુષી સ્ત્રી લખી ગઇ છે કે—"બેનચારા અને ભાઇચારાની પવીત્ર એકાગ્રતા! સર્વ મીત્રાચારીના કરતાં તમે શ્રેષ્ઠ છો. અને આ જગતના સર્વથી પવીત્ર પ્યારને ઉત્તેજીત કરનાર છો. ભાઇ બેન વચેની પ્રીતીના જેવી બીજી પ્રીતી થઇ શકેજ નહી."

## એક દ્રષ્ટાંત રૂપ બ્હેન.

આ લેખકે આ મૃદુ બંધનની મધુરતા અને કીમતની કસોટી કાઢી જોઇ છે. અને તે પસંદ કરી છે. જે બ્હેને, પોતાના ભાઇમાં

સર્વ સ્ત્રી પ્રત્યે માનની લાગણી પેદા કરી છે તે બ્હેનને માટે આ સ્થલે અને હાલની તકે કંઈ બોલવું એ અનુચીત ગણાશે ?—"સુંદર સ્ત્રીઓ સંબંધી આ કાંઇ મન કલ્પીત ગાથા નથી" પરંતુ સાચી બનેલી અને વાસ્તવીકતાયુકત આ વાત છે. જ્યારે હું આ લખું છું, ત્યારે પણ તેની છબી મ્હારી સન્મુખ ઉભી છે. વીસ્તાર કપાળ યથાર્થ રીતે મૂકાયેલું મસ્તક દયાથી મૃદુ અથવા સ્નેહથી પ્રકાશીત ચક્ષુઓ, મમતાયુકત મુખારવીંદ, જે બોલતી વખતે વધારે સારૂં દેખાય છે: સુર્યના કીરણ જેવું હસવું, તથા આશીર્વાદ યુકત સ્વર એ સઘળું તાદ્રશ્ય દેખાય છે. સ્ત્રીને સર્વ પ્રકારે છાજતે. અને જવલેજ દેખાતો સુંદર સ્વભાવ, બીજા પ્રત્યે સદભાવના દર્શાવનારો આત્મા, જે સુંદર વસ્તુ જોવામાં, સત્ય વસ્તુ સ્વીકારવામાં, અને સારી વાતની પ્રશંસા કરવામાં ત્વરીત હોય છે—તે સઘળું તેનામાં હતું. તેનું મન બીજાઓને સંબંધી એટલું બધું હીત લેતું હતું, કે પોતાના મનને તે ભાગ્યેજ ન્યાય આપી શકતું. વીચાર કરવાની તથા બોલવાની પોતાનામાં જે મહાન બક્ષીશ હતી તેને તે ભુલવા દેતું હતું—તેનું હૃદય એટલું બધું વીશાલ હતું, કે આખું શેહર તેમાં સમાઇ જઇ તેમાંથી દયા અને દીલાસો મેળવી શકે. જે દૈવી સ્નેહ, "સર્વ વસ્તુઓ સહન કરે છે, સર્વ વસ્તુઓને માને છે, સર્વ વસ્તુઓ માટે ઉમેદ રાખે છે અને સર્વ વસ્તુઓ વીષે ક્ષમા રાખે છે" તે દૈવી સ્નેહમાં તે પ્રવીણ હતી. ઘણીજ બાલ્યાવસ્થામાં જ્યારે મ્હારી માતા મૃત્યુ પામી, ત્યારે તે પોતાની પ્યારી હાજરીની ખામીને વખતે તે ખાડો તેણીની મૃદુતા અને સલાહથી પુરો પડયો હતો. એ વાત કહેતી વખતે આપણું મન ભરાઇ ન આવે ? આપણે નીશાળે ભણવા જતા તે વખતે ઉત્તેજનના, સાથે રહેતી ત્યારે સાવચેતીના, આપણી

ગમગીનીને વખતે હીમતના, આપણી નીરાશા વખતે દીલાસા તથા આનંદના અને જ્યારે ખરાબ વસ્તુ સારી વસ્તુનો પરાજય કરતી ત્યારે દયાના જે શબ્દો તે ઉચ્ચારતી તે શબ્દો આપણે તેણીના ઉપકાર અને આભારની લાગણી સિવાય આપણે યાદ લાવી શકીએ ? જેમ આપણે પુન્યશાળી મહાત્માઓને સંબંધે કહી શકીએ છીએ તેમ તેવા આત્માઓને સંબંધે પણ આપણે કહી શકીએ કે—

"અમે ચઢીએ અથવા પડીએ, ત્યારે અમારી પાસે રહેજો; અને અમો સર્વને માટે દરગુજર કરવા સારૂ તમે ઇશ્વરની માફક અમારી ચક્ષુઓના કરતાં બીજી ચક્ષુઓથી પસાર થતી હમારી તરફ ધ્યાન પૂર્વક દ્રષ્ટી કરજો. અસ્તુ !

# ભાગ—બીજો સમાસ.